

# શ્રીમદ્ભગવદ્ગીતા

## બીજો અધ્યાય

વ્યાખ્યા કરનારઃ—

શ્રી પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ સ્વામી
શ્રી ભગવદાચાર્યજી મહારાજ

છપાવીને પ્રકાશિત કરનારઃ—

પુરુષોત્તમદાસ મહાસુખરામ ગાંધી
ઠે૦ માંડવીની પોળમાં, પડી પોળ,
અમદાવાદ.

અક્ષય તૃતીયા ૧૯૯૫

મૂલ્ય—શ્રદ્ધા અને પ્રેમ.




જ્ઞાની મહાગુરુ દેવ છો, પાવન પરમ પરમેશ્વરા,
હું આપનું ચિંતન કરૂં, થાજો સદા તમે સુખકરા. ૧

માતા તમો ત્રાતા તમો, ભ્રાતા તમો બીજું નહિ,
મારી તથા જાતિ તમો, દેખું કશું બીજું નહિ. ૨

માયા તણા શિરમોર છો, હૈયા તણા હરિહાર છો;
કામાદિને સંહારવા, શૂરા તમો સરદાર છો. ૩

પૃથ્વી જળાનળ પવનમાં, આકાશમાં ગુરુની ગતી,
જન અધમને ઉદ્ધારનારા, ગુરુ વિના કોઇ નથી. ૪

નિર્લેપ નિષ્કળ સત્યધન છો, સત્યગુરુ પારસમણી;
દાસ શાંતિને સુધારો, પ્રાર્થના એ ગુરુ ભણી. ૫



સ્વ. શ્રીયુત રસીકલાલ પુ. ગાંધી

જન્મ ૧૦-૬-૧૭ સ્વ. ૧૧-૮-૩૬

# અન્તર્નાદ

સુખ અને દુઃખ આપનારી વસ્તુઓ અચાનક જ આવે છે અને અચાનક જ ચાલી જાય છે. આનંદસ્વરૂપના આનંદનો કિરણ-પ્રકાશ જરાક પ્રકાશીને અદૃશ્ય થઈ જાય છે.

પુત્રનો આનંદ તે આનંદસ્વરૂપનો એક અંશ. એ આવ્યો, વધ્યો અને **અસ્ત** થઈ ગયો. બાગનું એ પુષ્પ ફૂલ્યું, બાગને સુવાસિત કર્યું, કરમાયું અને છેવટે ખરી ગયું. એ આનંદ મારા ભાગ્યની એક સુંદર વસ્તુ હતી. શ્રી. રસિકલાલ ગાંધી મારો પુત્ર થઈને આવ્યો હતો. એ પુત્રમાં પુત્રત્વ હતું. એવા પુત્રથી કોઈપણ માતા-પિતા કૃતાર્થ બને છે. હું પણ કૃતાર્થ હતો. નાનપણમાં તેણે માતા-પિતાને, બીજા કુટુંબીજનોને આનંદી બનાવ્યા. તે સ્કૂલમાં છોકરાઓનો એક સુંદર મિત્ર હતો. અને સ્કૂલમાસ્તરોનો એક સારો, યોગ્ય અને લાડીલો વિદ્યાર્થી હતો. સૌજન્ય એની સ્વભાવસિદ્ધ વસ્તુ હતી. ઉત્સાહ અને ઉમંગ એનો અમુક ઉમરે એના સાથી થએલા અને છેવટ સુધી સાથી રહ્યા. આપણે એ કુસુમને જોઈજોઈને આનંદિત થતા અને મનમાં કંઈક કંઈક વિચારતા.

પણ આપણે માયાધીન પ્રાણિયો અનેક આશાઓ સેવીએ છીએ, અનેક વિચાર-મુક્તાઓનો હાર બનાવીએ છીએ, પણ દૈવ જુદીજ રમત રમતું હોય છે. એ પોતાની રમતમાં જીતી ગયો. રસિકલાલ ગાંધી ઈશ્વરેચ્છાએ નશ્વર શરીરનો ત્યાગ કરી, અમારી સાથેનો માયિક સંબંધ તોડી નાખી ચાલ્યો ગયો.

બધા સંબંધો તુટી જવાને માટે જ બંધાય છે. કરોળીઆના જાળની પેઠે સંબંધને આપણે જ ગોઠવીએ છીએ અને આપણે જ એમાં બંધાઈ જઈએ છીએ. સાંસારિક સંબંધ **અસત્** છે, એવું જો શાશ્વત-જ્ઞાન આપણી બુદ્ધિને સ્પર્શ કરે તો બુદ્ધિનો મોહ અવશ્ય જ નાશ પામે. માતા, પિતા, પુત્ર, પતિ, પત્ની વગેરે સંજ્ઞાઓ તે કાળે પોતાની મેળે જ જરૂર અદૃશ્ય થાય. રસિકલાલની સાથેનો પિતા-પુત્રનો સંબંધ અદૃશ્ય થયો પણ તે દૈવબલે; જ્ઞાનબલે નહિ.

જગતના સંબંધો જ્ઞાનબલે તુટે તો જ કલ્યાણમાર્ગે જઈ શકાય તેમ છે. એને તોડવા માટે સદ્‌ગુરુવચન અથવા તો શાસ્ત્રવચન એ જ મુખ્ય શાસ્ત્ર છે. પવિત્ર ઉપદેશોને અનુસરીને જો જીવનનું ગતિ-વિધિ-નિર્માણ કરવામાં આવે તો અવશ્ય જ જીવનની સફળતા હાથ લાગે—એ વિચારીને જ મારી શાંતિને માટે તેમજ બીજા પણ જીજ્ઞાસુઓ અને ગીતાભ્યાસીઓના અંતઃસંતોષને માટે આ ગીતાનો બીજો અધ્યાય ગુજરાતી ટીકા સાથે પ્રકાશિત કરતાં મને પૂર્ણ સંતોષ થાય છે. સદ્‌ગત આત્માને નિમિત્તે આ પવિત્ર-પ્રકાશન આપણને કંઈક પ્રકાશ આપશે તો આપણો ઉદ્યોગ સફળ ગણાશે. આશા છે કે જીજ્ઞાસુ ભાઈઓ અને બહેનો ગીતાની આ નવી વિવેચનાનો લાભ અવશ્ય લેશે.

**પુરુષોત્તમદાસ ગાંધી.**

# આભાર–દર્શન

પ્રિય પુત્રના વિયોગથી જે અસહ્ય દુઃખ થાય છે, તેમાંથી મુક્ત થવાને માટે ગીતાજ્ઞાન જેટલી સુંદર એક પણ વસ્તુ નથી એમ કહેવામાં અત્યુક્તિ ન કહેવાય. મારા પ્રિય પુત્રના વિયોગજન્ય દુઃખને શમાવવા માટે મારી ઈચ્છા થઈ કે આખી ગીતાના સારરૂપ બીજા અધ્યાયની કોઈ સરસ વ્યાખ્યા કોઈ પ્રખર અને ગીતા–રહસ્યજ્ઞ વિદ્વાન પાસેથી કરાવીને મારા દુઃખનું નિવારણ કરૂં અને સદ્ગત આત્માને પણ શાંતિ પહોંચાડું.

વેદ—ઉપનિષદ્‌ના ભાષ્યકાર **પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ સ્વામીશ્રી ભગવદાચાર્યજી મહારાજે** કરેલ ૧૨મા અને ૧૫મા અધ્યાયની ભૂષણ વ્યાખ્યા મારા જોવામાં આવી. તેજ દરમ્યાન તેમના ગીતાપ્રવચનનો લાભ પણ મને મળેલ. મ્હેં સ્વામીજી મહારાજને બીજા અધ્યાયની વ્યાખ્યા કરી આપવાની પ્રાર્થના કરી. જો કે તેમનું સ્વાસ્થ્ય સારૂં ન હતું અને બીજા કાર્યોનો ભાર તેમની ઉપર પુષ્કળ હતો છતાં તેઓશ્રીએ કૃપા કરીને મારી પ્રાર્થના સ્વીકારીને મને કૃતાર્થ કર્યો છે. હું તેમની આ કૃપાનો આભારી છું. તે વ્યાખ્યા આજે જાહેર જનતામાં એટલે સુજ્ઞ અને ગુણગ્રાહી ગીતાભ્યાસી ભાઈઓ અને બ્હેનોના હાથમાં મુકતાં મને ખુબ સંતોષ અને આનંદ થાય છે.

નિવેદક

**પુરુસોતમદાસ મહાસુખરામ ગાંધી.**

# બે શબ્દ

અલ્પ અવકાશમાં અને શરીરની અસ્વસ્થ દશામાં જેટલું શકય હતો તેટલો શ્રમ લઈને આ ગીતાભૂષણ નામની ગીતા—વ્યાખ્યાને જન-કલ્યાણાર્થે મ્હેં તૈયાર કરેલ છે. એમાં ઘણી ત્રુટિયો સુજ્ઞ વાચકોને જણાશે. અને તેને માટે હું સમસ્ત ભાઈઓ અને બ્હેનોને વિનવું છું કે આમાં જે દોષો હોય તેને મારા જ હિસ્સાની વસ્તુ સમજીને આપ મુકી દેશો અને જે કંઇ ગ્રહણ કરવા જેવું તત્ત્વ જણાય તો તેનો સંગ્રહ કરશો.

એક વસ્તુ વિશેષરૂપે ધ્યાનમાં રાખવાની છે. આ ટીકા નવી ઢબે થએલી છે. એમાં સાંપ્રદાયિકોના કલહને મ્હેં સ્થાન આપ્યું નથી. ગીતા કોઈપણ સંપ્રદાય અને જાતિ-વિશેષને લક્ષ્યમાં રાખીને રચાયેલી નથી. એના તત્ત્વો ઉદાર છે અને તેથી જ સાર્વભૌમ છે. દરેક સંપ્રદાય અને દરેક જાતિને અનુકૂળ પડે એવી રીતે એની રચના થઇ છે. એમાં સંપ્રદાયોનો વિષવાદ ઉમેરીને ગીતાના તત્ત્વ અને ઉદાત્ત ભાવનાની અવહેલના કરાય છે–તે અસહ્ય દુઃખ છે. તેથી વાચકોને જો એમાં કંઈ જુની જુનીજ વાતો અને જુના જ વિચારો ન મળે અને કંઈ નવા તત્ત્વો તરફ જવાનો પ્રસંગ મળે તો એને માટે મને ક્ષમા કરશો.

નવા તત્ત્વો એટલે કલ્પિત નહિ પણ મહાભારત-કાલીન મર્યાદાઓના વિચારમાંથી પ્રકટ થએલું તથ્ય.

ભગવદાચાર્ય.

# આ અધ્યાયના શ્લોકોનું સૂચીપત્ર

# આ અધ્યાયની વિષયસૂચી

પૃષ્ઠ

પૃષ્ઠ

## -કેટલીક અશુદ્ધિઓનો સુધારો-

ભૂલો તો ઘણી જ હશે. પણ પાના ફેરવતાં જે ભૂલો દૃષ્ટિ હેઠળ આવી તેની આ સૂચી છે. એનો સુધારો ત્યાં ત્યાં આવી રીતે કરી લેવા પ્રાર્થના છે.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | છેલ્લી | તેમ ચોક્કસ | જેમ ચોક્કસ |
| ૧૬ | ૨ | ક્ષુદ્ર | ક્ષુદ્રં |
| ૧૬ | ૨ | ત્યકત્વા ઉત્તિષ્ઠ | ત્યકત્વોત્તિષ્ઠ |
| ૧૭ | ૫ | યેષામર્થે કાઙ્ક્ષતનો | યેષામર્થે કાઙ્ક્ષિતંનો |
| ,, | ૬ | એત્તાન્ન | એતાન્ન |
| ,, | ૯ | યાનેવ "હત્વા | "યાનેવ હત્વા |
| ૨૮ | ૧૬ | ન ચતાદ્વિદ્મઃ | ન ચૈતદ્વિદ્મઃ |
| ,, | ૧૭ | યદા જયેમ | યદ્વા જયેમ |
| ,, | ૨૧ | વિદમઃ | વિદ્મઃ |
| ૪૪ | ૭ | દ્રમઃ | દ્દમઃ |
| ૪૬ | ૧૧ | પ્રજ્ઞ÷અવાદ | પ્રજ્ઞ+અવાદ |
| ,, | ૧૪ | બોલવા લાયક | ન બોલવા લાયક |
| ૬૩ | ૮ | પરમ | અરમ |
| ૮૨ | ૧૬ | દ્રષ્ટ | દૃષ્ટ |
| ૧૧૦ | ૧૧ | પૂજયેત્પરમા | પૂજયેત્પરયા |
| ૧૧૦ | ૨૧ | કિમન્ત્યત્કામ | કિમન્યત્કામ |
| ૧૧૩ | ૧૬ | ભત્વા ભવિતા | ભૂત્વા ભવિતા |
| ૧૨૮ | ૫ | ક્લેદયત્યાપો | ક્લેદયન્ત્યાપો |
| ૧૪૨ | ૧૪ | બ્રાહ્મણોત્પા | બ્રહ્મણોત્પા |
| ૧૬૩ | ૧૦ | ધૃતિર્દાક્ષ્યં | ધૃતિર્દાક્ષ્યં |
| ૨૭૭ | ૫ | ચતુર્થો | ચતુર્થી |
| ૨૮૨ | ૯ | ક્રાધાત્ | ક્રોધાત્ |
| ૩૦૧ | ૧૩ | સકામકર્મોની | સકામકર્મિંની |
| ૩૦૭ | ૧૫ | નિસ્પૃહઃ | નિઃસ્પૃહઃ |

# ગીતાના અભ્યાસી

# બહેનો અને ભાઈઓને




ૐ

જ્યોતિ જગાડનારા;
અજ્ઞાન કાપનારા;
ઉત્સાહ પ્રેરનારા;
ગુરુદેવને નમન હો.

ચેતન વધારનારા;
રસને રેલાવનારા;
સદ્‌બોધ આપનારા;
ગુરુદેવને નમન હો.

વીરત્વ અર્પનારા;
દ્વેષાદિ બાળનારા;
સુખશાંતિ ચાહનારા;
ગુરુદેવને નમન હો.

જીવન દિપાવનારા;
કરુણા બતાવનારા;
સૌને અતીવ પ્યારા;
ગુરુદેવને નમન હો.

ન. શિ. ત્રિવેદી.

## ગીતા—પ્રવચનનું
# મંગલાચરણ.

ॐ असतो मा सद् गमय, तमसो मा ज्योतिर्गमय,
मृत्योर्माऽमृतं गमय ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

અર્થ—હે ભગવન્ ! મને અસતમાંથી ઉગારીને સત્ તરફ લઇ જાવો, અજ્ઞાનરૂપ અંધકારમાંથી પ્રકાશની તરફ લઈ જાવો અને મૃત્યુમાંથી મોક્ષધામ તરફ લઇ જાવો.

# વિષ્ણુસ્તોત્રમ્

वन्दे विष्णुं गुणातीतं गोविन्दं चैक-मक्षरम् ।
अव्यक्त-मव्ययं व्यक्तं गोप-वेष--विधायिनम् ॥

અર્થ—જે ત્રણે ગુણોથી પર છે, જે ઇન્દ્રિઓ વડે જાણી શકાતા નથી, જેમનો કોઈ કાળે નાશ થતો નથી, જે સમાધિ અને ચિત્તની એકાગ્રતાવડે જોઇ શકાય છે એવા ગોપના વેષ ધારણ કરનાર તથા ગોવિન્દ એટલે વેદાદિ શાસ્ત્રનો મૂળ કારણ વિષ્ણુ ભગવાનને પ્રણામ કરૂં છું.

किशोर-वयसं शान्तं गोपीकान्तं मनोहरम् ।
नवीन-नीरद-श्यामं कोटि-कन्दर्प-सुन्दरम् ॥

અર્થ—બાલક અવસ્થામાંજ વિરાજમાન, શાંત, ગોપીજનોના નાથ, મનોહર, અને શ્યામસ્વરૂપવાળા તથા અનન્ત કામદેવથી પણ વધારે સુન્દર એવા વિષ્ણુભગવાનને પ્રણામ કરૂં છું.

वृन्दावन वनाभ्यन्ते रास-मण्डल-संस्थितम् ।
लसत्पीत-पटं सौम्यं त्रिभंग-ललिताकृतिम् ॥

**અર્થ**—જે કૃષ્ણરૂપે વૃન્દાવનના વનમાં રાસ-મંડળની વચમાં વિરાજમાન હોય છે, જેના શરીરપર પીતાંબર શોભી રહેલ છે, જે મુરલી વગાડવાના સમયે ત્રણ ઠેકાણે-થી વાંકા થઇ જાય છે, એવા શાંત, કૃષ્ણરૂપધારી વિષ્ણુ ભગવાનને હું પ્રણામ કરૂં છું.

रासेश्वरं रासवासं रासोल्लास-समुत्सुकम् ।
द्विभुजं मुरलीहस्तं पीत-वासस-मच्युतम् ॥

**અર્થ**—જે રાસના સ્વામી છે, અથવા રાસ એટલે જીવોના સ્વામી છે, જે આનન્દદાતા છે, જે રાસવિહારી છે, એવા બે ભુજવાળા અને મુરલીવાળા તથા પીતાંબરધારી અવિનાશી વિષ્ણુને પ્રણામ કરૂં છુ.

इति विष्णुकृतं स्तोत्रं प्रातरुत्थाय यः पठेत् ।
पापानि तस्य नश्यन्ति दुस्स्वप्नः सत्फलप्रदः ॥

**અર્થ**—વિષ્ણુ ભગવાને કરેલ આ કૃષ્ણ-સ્તોત્રને સવારે ઉઠીને જે બોલે છે. તેના પાપો નાશ પામે છે. અને તેના ખરાબ સ્વપ્નનું પણ સારૂં ફળ આવે છે.

भक्तिर्भवति गोविन्दे पुत्र-पौत्र-विवर्धिनी ।
अकीर्तिः क्षय-माप्नोति सत्कीर्तिर्वर्धते चिरम् ॥

**અર્થ**—આ સ્તોત્રપાઠ કરવાથી ભગવાનમાં ભકિત વધે છે, પુત્ર અને પૌત્ર વધે છે, અકીર્તિનો નાશ થાય છે અને યશ હંમેશ વધે છે.

संसार-सागरं घोरं तर्तुमिच्छति यो जनः ।
गीतानावं समारुह्य पारं यातु सुखेन सः ॥

અર્થ—જે માણસ વગર પ્રયાસે આ ઘોર સંસાર સાગરને તરી જવાની ઇચ્છા રાખે તે આ ગીતારૂપ નાવ-માં—જહાજમાં બેસીને પાર જઇ શકે છે.

गीताशास्त्र-मिदं पुण्यं यः पठेत् प्रयतः पुमान् ।
विष्णोः पदमवाप्नोति भय-शोकादि-वर्जितम् ॥

અર્થ—જે માણસ આ પવિત્ર ગીતાને રોજ વાંચે છે તે બધાય ભય અને શોકથી રહિત ભગવાનના લોકને પામે છે.

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

અર્થ—જ્ઞાન અને સદાચારના આપનાર ગુરુજ બ્રહ્મા સમાન છે, તેજ મહાદેવ સમાન છે, શ્રીગુરુજ સાક્ષાત પરં બ્રહ્મ છે. તેથી ગુરુને નમસ્કાર થાવો.

येनैव गुरुणा यस्य न्यासविद्या प्रदीयते ।
तस्य वैकुण्ठ-दुग्धाब्धि-द्वारिकाः सर्व एव सः ॥

અર્થ—જે ગુરુ ભાગવત ભકિતનો ઉપદેશ કરનાર છે તે ગુરુનેજ વૈકુંઠ સમજો. તેમને ક્ષીરસાગર સમજો અને તેમનેજ દ્વારકા સમજો.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



પૂજ્યપાદ-બ્રહ્મનિષ્ઠ-સ્વામિશ્રીભગવદાચાર્ય-
પ્રણીતયા ગીતાભૂષણાખ્યવ્યાખ્યયા
સહિતા

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા

---

## દ્વિતીયોઽધ્યાયઃ



ગીતાનો પ્રથમ અધ્યાય અર્જુનવિષાદયોગનામે પ્રસિદ્ધ છે. તે અધ્યાય ઉપર ઘણા ભાગે આચાર્યોએ ભાષ્ય વગેરે કશું કર્યું નથી. તેનું ખાસ કારણ એ કે તેમાં ભગવાન શ્રીકૃષ્ણે ઉચ્ચારેલ એક પણ શ્લોક નથી. અને તેથી તે "ભગવદ્‌ગીતા"—"ભગવાને ગાએલી" ન કહેવાય. ભગવદ્‌ગીતા ન હોવા છતાં ભગવદ્‌ગીતામાં તેનો સમાવેશ કરવામાં આવ્યો છે તે તો ફક્ત ભગવદ્‌ગીતાનું ઉત્થાન કરવા માટે, પ્રથમ અધ્યાય કઠણ નથી, માટે તેની ઉપર આચાર્યોએ ભાષ્ય કરેલ નથી, એવું ન કહેવાય.

કઠણુ અને સરળ એતો ભાષ્યકારના કૌશલ્યથી જણાય છે. બાકીના ૧૭ અધ્યાયોમાં કેટલાક અધ્યાય તો એવા છે કે જેમાં કઠિનાઈનું નામ પણુ નથી છતાં તેની ઉપર ભાષ્ય, ટીકા, ટિપ્પણિયો વગેરે થએલાં જોવામાં આવે છે.

ગીતાનું ઉત્થાન અર્જુનના વિષાદથી જ થાય છે. જો અર્જુન એટલો દુ:ખી, ચિન્તાતુર અને ઉદ્વિગ્ન ન બન્યો હોત તો કદાચ હિન્દુજાતિનો શિરોમણિસમાન આ અમૂલ્ય અને અજોડ ગ્રંથ અસ્તિત્વમાં ન આવી શકત. અર્જુનને જે રીતે વિષાદ થયો છે તેને જોતાં તે વિષાદ-નિવારણ કરવાની મહૌષધિ કેવળ બે હોઇ શકે છે:—જ્ઞાન અને ભક્તિ. શોક-સંતાપ દૂર કરવામાટે જ્ઞાનનો ઉપદેશ તો ઉપનિષદોએ કયારથી ય આરંભ્યો છે, પણ ભકિતનો ઉપદેશ તો ભગવાન શ્રીકૃષ્ણે જ આરંભ્યો. ભગવાનની એ પોતાની નવી શોધ છે અને નવી વસ્તુ છે. એ ભકિતમાં સગુણ ભકિત અને નિર્ગુણ ભકિત બન્નેનો સમાવેશ કર-વામાં આવેલો છે. એમ હોવાથી આપણે એમ કહી શકીએ છીએ કે ગીતાનું છેલ્લું લક્ષ્ય જ્ઞાન છે અથવા ભકિત છે. પણ કર્મ તો નથી જ. કર્મ તો શોક અને મોહનું કારણ જ કહેવાય. શોકથી શોકનું અપાકરણ ન જ થઇ શકે. માટે ગીતાનું અંતિમ લક્ષ્ય જ્ઞાન અને ભકિત છે, તે ભકિત પણ જ્ઞાનરૂપ જ છે.

જો એમ હોય તો ભગવાન શ્રીકૃષ્ણ કર્મ કરવામાટે અર્જુનને શામાટે પુન: પુન: પ્રેરણા કરતા દેખાય છે,

એવો પ્રશ્ન નૈસર્ગિક ઉત્પન્ન થાય. અને તેનો ઉત્તર એટલો જ પર્યાપ્ત છે કે જ્ઞાનપૂર્વક કરેલા કર્મોનો વેદાંત-સિદ્ધાંત પ્રમાણે અશ્લેષ થવાથી તે બન્ધનકારક હોતાં નથી. એ પ્રતિપાદન કરવાનેમાટે અને આચરીને દેખાડવામાટે ભગવાને અર્જુનને ઘોરે કર્મણિ ઘોર કર્મમાં નિયુક્ત કર્યોછે.

અર્જુનને વિષાદ થવાના કારણો નિમ્નલિખિત છે જે કે પ્રથમાધ્યાયમાંથી સ્પષ્ટ જણાઇ આવે છે—

(૧) યુદ્ધમાં ઉપસ્થિત આપણા સંબંધિઓના વધ કરવાનું ઉપસ્થિત કર્તવ્ય.

(૨) આચાર્યોના વધ કરવાથી પાપની આશંકા અને–

(૩) વર્ણસંકરની ઉત્પત્તિદ્વારા પિતરોની નરક–પ્રાપ્તિનું ભય, તેમજ કુળક્ષય કરવાથી ઉત્પન્ન થતા પાપની બીક.

ગીતાના પ્રથમાધ્યાયપ્રમાણે આ ગીતાના ઉત્થાન-માટે કેવળ આ ત્રણ જ હેતુ જોઇ શકાય છે. એ ત્રણે શંકાઓની નિવૃત્તિમાટે જ ભગવાન પોતાની પવિત્રવાણી-નો બીજા અધ્યાયથી આરંભ કરે છે. એ શંકા–સમાધાન માટે જ ૧૮ અધ્યાયો ગવાયા છે. પણ આપણે આશ્ચર્ય સાથે એ જોઇ શકીએ છીએ કે ભગવાને પ્રથમના બે કારણોની તો ખૂબ જ છણાવટ ગીતામાં કરેલી છે. બીજા અધ્યાયથી તે દુ:ખના બે કારણો ઉપર શ્રી ભગવાને કઠણ પ્રહાર કર્યો છે અને તે માર્ફત અર્જુનને શાંતિ આપવામાં તેઓ સફળ નિવડયા છે. પણ ત્રીજા

કારણુને માટે આખી ગીતા વાંચી ગયા પછી પણુ મનન કર્યા પછા પણુ, ભગવાન મૌન થએલા જણાય છે. એક પણુ શબ્દ ભગવાન પિતરોનેમાટે, પિતૃપિંડમાટે, વર્ણુસંકરમાટે, પિતૃપતનમાટે, નરકપ્રાપ્તિમાટે બોલતા નથી. અને અર્જુન પણુ તે સંબંધમાં એક પણુ પ્રશ્ન ફરીથી કરતો જોવામાં આવતો નથી. તેથી જિજ્ઞાસુઓને એ શંકા-માટે સ્થાન તો છે જ કે ભગવાને અર્જુનની આ ભારી ભીતિને શામાટે સ્પર્શ કર્યા વગર છોડી દીધેલ ? અને શામાટે અર્જુનને આ પ્રશ્નના ઉત્તર વગર પણુ સંતોષ થઇ ગયો ? અને શામાટે તેણે પોતાની આ ભારી બીકની નિવૃત્તિ ભગવાનપાસે ન કરાવી ? અસ્તુ એ વિચાર-ને અહીંજ મુકીને હવે ગીતાના દ્વિતીયાધ્યાયનું આપણે મનન કરીએ.

સંજય ઉવાચ.

તં તથા કૃપયાવિષ્ટમશ્રુપૂર્ણાકુલેક્ષણમ્ ।
વિષીદન્તમિદં વાક્યમુવાચ મધુસૂદનઃ ॥ ૧ ॥

પદચ્છેદ

તં તથા કૃપયાવિષ્ટમ્ અશ્રુપૂર્ણાકુલેક્ષણમ
વિષીદન્તમ્ ઇદં વાક્યમ્ ઉવાચ મધુસૂદનઃ ॥ ૧ ॥

પદાર્થ—તથા–તે પ્રમાણે. કૃપયા–દયાથી. આવિષ્ટમ્-ર્ણ. અશ્રુપૂર્ણાકુલેક્ષણમ્-અશ્રુ એટલે આંસુ. પૂર્ણ એટલે ભરેલા, આકુલ એટલે વ્યાકુળ. ઇક્ષણ—એટલે નેત્ર.

આંસુઓથી ભરેલી અને વ્યાકુળ એટલે ગભરાએલી આંખો વાળા. વિષીદન્તમ-વિષાદ કરતા-ચિન્તા કરતા. તમ્-તે. અર્જુનને મધુસૂદનઃ-મધુદૈત્યને મારનાર ભગવાન કૃષ્ણ. ઇદમ-આ. વાકયમ્—વાકય. ઉવાચ-બોલ્યા.

સ્પષ્ટાર્થઃ-પ્રથમાધ્યાયમાં કહ્યા પ્રમાણે અર્જુનની આંખોમાં આંસુ જોઇને, તેની આંખોમાં વ્યાકુળતા જોઇને, તેના વિષાદને જોઇને, મધુસૂદને તેને આ પ્રમાણે કહ્યું.

ભાવાર્થઃ-"સર્વં દુઃખં વિવેકિનઃ" વિવેકી પુરુષને બધું દુઃખમય જણાય છે. એ કથનપ્રમાણે અર્જુન જ્યારે જુએ છે કે આજે મારા હાથે મારા જ કુટુંબી જનોનો સંહાર થવાનો છે ત્યારે તે એકદમ ગભરાઇ જાય છે. અને એની વ્યાકુળતાનો પાર તો ત્યારે નથી રહેતો જ્યારે તે જુએ છે કે મારા ગુરુઓ અને આચાર્યો પણ યુદ્ધમાં શામેલ થયા છે, અને એમનો પણ વધ મારે કરવો પડશે. માનવસ્વભાવમાં પશુઓ કરતાં પણ વધારે ક્રૂરતા છે એમાં સંદેહ નથી. છતાં જ્યારે માનવ સ્વભાવ કેળવાય છે, એને સદ્દગુરુકૃપાએ સારા સંસ્કારો પ્રાપ્ત થાય છે, અને વિવેકવૃત્તિ જાગૃત થાય છે, ત્યારે તે ક્રૂર સ્વભાવમાં પરિવર્તન થાય છે. અર્જુન એક નમ્ર વૈષ્ણવ હતો. ભગવાનના ચરણોમાં એનો અનન્યભાવ હતો, અનન્યશ્રદ્ધા અને અનન્ય ભકિત હતી. ભગવદ્દભકત કોઇની સાથે અત્યાચાર કરવાની ઇચ્છા નથી કરતો. અને ત્યાં સુધી પરપીડનથી તે દૂર રહેવા ઇચ્છે છે. અર્જુનનું હૃદય રડી

પડયું. તેને ક્ષાત્રધર્મ અસહ્ય થઈ પડયો. તે ગભરાયો અને છેવટની ઘડીએ આશ્રય આપનાર જગતના નાથ–ભગવાનના ચરણમાં પડયો. શરણાગતવત્સલ ભગવાનનેમાટે પણ પોતાના પ્રિયભકતની આ દશા અસહ્ય થઇ પડી. ભગવાનની આગળ પણ ચિંતાનો પહાડ ઉભો થયો. લડાઇની પુરી તૈયારિયો થઇ ચુકી હતી. બન્ને તરફથી શંખો વાગી ચુક્યા હતા. સૈનિકો સેનાપતિઓની આજ્ઞાની વાટ જોઈ રહ્યા હતા. મરણિયા થઈને, કેસરીયા કરીને યોદ્ધાઓ બન્ને કોર ઉભા હતા. તેવા સમયમાં અર્જુન ધનુષબાણને નાંખી દે છે. ચોખી રીતે ભગવાનને સંભળાવી દે છે કે '**ન યોત્સ્યે**' હું યુદ્ધ નહિ કરીશ. આ ભારે વિષમ–સ્થિતિ હતી. જીવન-મરણનો પ્રશ્ન હતો. જો અર્જુન યુદ્ધ ન કરે તો ભગવાન કૃષ્ણની પણ લાજ જાય, બધાયની લાજ જાય અને આખી જીંદગી પાંડવોને પોતાની પ્રિયપત્ની સાથે જંગલમાં રખડવાનું થાય. ભક્તોની આ દુઃખી જીંદગી ભગવાનને ન ગમે. ॥ ૧ ॥

## ગોવિન્દેતિ યદા ક્રૂષ્ણાઽઽક્રન્દન્માં દૂરવાસિનમ્ ।
## ઋણં પ્રવૃદ્ધમિવ મે હૃદયાન્નાપસર્પતિ ॥

વસ્ત્ર હરણના સમયે ભરી સભામાં દ્રોપદીએ રક્ષામાટે ગોવિન્દ ! ગોવિન્દ ! કરીને મને બોલાવેલ. તે વખતે હું ન પહોંચી શકયો. તે મોટું ઋણ આજે પણ મારા હૃદય ઉપર ભારરૂપે છે, અને ત્યાંથી ખસતો

નથી.' એવી રીતે બોલનાર ભગવાનને માથે દ્રૌપદીનું ઋણ વધતું હતું. ભગવાન ખિન્ન થતા હતા. તેઓ બોલ્યાઃ—

શ્રીભગવાન્ ઉવાચ

**કુતસ્ત્વા કશ્મલમિદં વિષમે સમુપસ્થિતમ્ ।**
**અનાર્યજુષ્ટમસ્વર્ગ્યમકીર્તિકરમર્જુન ॥૨॥**

પદચ્છેદ

કુતઃ ત્વા કશ્મલમ્ ઈદં વિષમે સમુપસ્થિતમ્ ।
અનાર્યજુષ્ટમ્ અસ્વર્ગ્યમ્ અકીર્તિકરમ્ અર્જુન ॥ ૨ ॥

**પદાર્થ—અર્જુન**—હે અર્જુન! **વિષમે**—આ યુદ્ધના કઠણ સમયમાં. **અનાર્યજુષ્ટમ્**—અનાર્યોએ સ્વીકૃત અથવા અનાર્યો જેનો ગ્રહણ કરે છે એવો. **અસ્વર્ગ્યમ્**—જેનાથી સ્વર્ગની પ્રાપ્તિ ન થઇ શકે એવો, અને. **અકીર્તિકરમ્**-જેનાથી કીર્તિ ન વધે એવો. **ઈદમ્**-આ. **કશ્મલમ**—દોષ. **ત્વામ્**—તને. **કુતઃ**—ક્યાંથી. **સમુપસ્થિતમ્**-પ્રાપ્ત થયો?

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! યુદ્ધના સમયે 'યુદ્ધ ન કરવાનો નિર્ણય' રૂપ દોષ તને ક્યાંથી વળગ્યો? એ દોષ તો અનાર્યોમાંજ હોઇ શકે છે. એ દોષથી તને કોઇ પણ કાળે સ્વર્ગ મળી શકતો નથી. તેમજ આખા જગતમાં તને અપયશ મળશે.

**ભાવાર્થ**—ભગવાન્ બોલ્યા. અર્જુન! તું આર્યસંતાન. વંશપરંપરાથી કીર્તિએ તને વરેલ છે. તારા જેવા વીર સ્વર્ગનો જ અધિકારી હોઇ શકે. શાસ્ત્રો કહે છે—

' રણાત્પરાઙ્મુખત્વં યો ભજતે ભયકાતરઃ ।
સ્વર્ગશ્રીસ્તં નરં દૃષ્ટું ક્ષત્રિયં ન હિ કાઙ્ક્ષતિ ॥ '

એટલે જે ક્ષત્રિયનર ભયથી વ્યાકુળ થઇને રણમાંથી નાસી જાય છે, સ્વર્ગલક્ષ્મી તેને જોવાની પણ ઇચ્છા કરતી નથી, રણમાંથી નાઠેલો ક્ષત્રિય નરકે જાય છે. કુળ–કીર્તિને ગુમાવે છે. આખું જગત તેને ફિટકાર આપે છે.

શંકા—દયા સર્વભૂતેષુ ક્ષાન્તિઃ અનસૂયા શુચિઃ અનાયાસઃ માંગલ્યમ્ અકાર્પણ્યમ્ અસ્પૃહા ચેત્યષ્ટૌ આત્મગુણાઃ એટલે ૧ સર્વ પ્રાણિઓ ઉપર દયા, ૨ અપરાધિયો ઉપર પણ ક્ષમા, ૩ કોઇની કીર્તિને કલંક ન લગાડવું, ૪ આંતરિક અને બાહ્ય પવિત્રતા, ૫ કોઇને કષ્ટ નહિ આપવું, ૬ સદા પોતે આનન્દમાં રહીને બીજાને પણ મંગલમય બનાવવો, ૭ કૃપણતા નહિ કરવી, ૮ અને કોઇ પણ ભૌતિક વસ્તુની સ્પૃહા નહી કરવી એ આત્માના એટલે પવિત્ર આત્માના આઠ ગુણો છે. અર્જુનને દયા આવી અને તે પોતાના જ સ્વજનોને ન મારવાની ઇચ્છા દર્શાવી તો એમાં કયું અનૌચિત્ય ભાસે છે જેને માટે ભગવાને કહ્યું કે આ તારૂં કૃત્ય ' કશ્મલ ' છે ' અનાર્યજુષ્ટ ' છે ' અસ્વર્ગ્ય ' છે અને ' અકીર્તિકર " છે ?

ઉત્તર—દયા એ માનવ જાતિનો મોટામાં મોટો સદ્‌ગુણ છે એમાં બે મત હોઇ શકે જ નહિ. પણ દયાનું કોઇ નિશ્ચિત સ્વરૂપ નથી. તેથી કઇ લાગણીને દયા

કહેવી એ વિચારણીય વસ્તુ છે. એક માણસ પાખંડી છે. પાખંડથી હજારો જીવોને કુમાર્ગમાં લઈ જાય છે. એ આપણો ભાઇ જ છે, અને જો ભાઇ સમજીને, તેની ઉપર દયા કરીને, દંડ આપીએ નહિ તો આ દયાકૃત્યથી સહસ્રો માનવોનું અકલ્યાણ થાય છે. એક લુટારૂને દયા કરીને દંડ ન આપીએ તો હજારોને એ મારી ઝુડીને લૂટફાટ ચલાવે છે અને તેનાથી પ્રજામાં દુઃખ અને ભયની લાગણી પેદા થાય છે. તેથી એક હજારની રક્ષામાટે એકને દંડ આપવામાં દયાનું બલિદાન નથી પણ અત્યંત રક્ષણ છે. દયાનો ન્યાયની સાથે સદા સંબંધ હોવો જોઇએ, ન્યાય અને દયા બન્નેનું સામાનાધિકરણ્ય છે. બન્ને એક જ કાળમાં એક જ વ્યક્તિમાં સમાનભાવે રહી શકે છે. અને તેથી એમ નિશ્ચય કરવો જોઇએ કે એક પાખંડીને કે એક ડાકૂને દંડ આપીને આપણે ન્યાય કરીએ છીએ. અને તેની મારફતે આપણી દયાને પણ સાચવીએ છીએ. જો તેને દંડ ન મળે તો તે રોજ રોજ વધારેમાં વધારે પાપ અને અત્યાચાર કરવામાં જરા પણ પાછો ન ફરે. અને એમ કરવાથી એનો પરલોક ભયંકર થાય છે. એનું પાપ વધે છે. એના બંધનો વધારેમાં વધારે મજબુત થાય છે. એ પાપમાંથી—એ બંધનમાંથી મુક્ત કરાવવાના બધાય પ્રયાસો દયા જ છે.

અર્જુન જો યુદ્ધ ન કરે અને દુષ્ટોનો સંહાર ન કરે તો જગતમાં પાપનું સામ્રાજ્ય જરૂર વધે. પાપોથી પાપીઓનું અંતઃકરણ મલિન થાય. તેમનો પરલોક બગડે.

પ્રજાનું ઉત્પીડન થાય. તેથી દયા કરીને તેમનો વધ ન કરવામાં અન્યાય છે. અન્યાય જ્યાં હોય છે ત્યાં દયા હોતી જ નથી. એટલે દુષ્ટોનો સંહાર કરવો એ દયાપૂર્ણ કૃત્ય છે.

શંકા—તો "મા હિંસ્યાત્ સર્વા ભૂતાનિ" કોઇ પ્રાણીનો વધ ન કરવો જોઇએ એ વિધિવાક્યને અનુસરી–ને અહિંસા ધર્મની રક્ષા કેમ થશે ?

ઉત્તર—આખા જગતનો વ્યવહાર વિધિ અને અપવાદથી ચાલી રહ્યો છે. એવો એક પણ વિધિ ન હોઇ શકે જેનો અપવાદ ન હોય. ઉદાહરણરૂપે, જેમ "અહરે–હઃ સન્ધ્યામુપાસીત" દરરોજ સંધ્યા કરવી જોઇએ. એ સામાન્ય વિધિ છે. પણ જ્યારે તાવ આવતો હોય, શરીરમાં બીજો રોગ પેસી ગયો હોય, સંધ્યામાં ચિત્ત ન ચોંટવાના કારણો ઉપસ્થિત હોય તો સંધ્યા ન કરવી એ તે વિધિનો અપવાદ છે. ભોજન વગર શરીર ટકતું નથી. માટે ભોજન આપણે રોજ કરીએ છીએ. તાવમાં ભોજનનો ત્યાગ થાય છે. એ દૈનિક ભોજનનો અપવાદ છે આપણે સ્નાન રોજ કરીએ છીએ. સ્નાન વગર કોઇપણ વસ્તુને ગળા નીચે ઉતારતા નથી. પણ તાવમાં કોલેરામાં પ્લેગમાં, બળીઆ માતાના આગમન સમયમાં આ નિયમનો ત્યાગ થાય છે. નિયમોનો જે ત્યાગ તે જ અપવાદ કહે–વાય છે. આપણા પેટમાં સૂક્ષ્મ જંતુઓ થાય છે. ત્યારે રેચકવડે એનો નાશ કરવામાં આવે છે. શરીરમાં ગુંમડું

થયું હોય અને તેમાં જીવડાં પડી ગયાં હોય તો આપણે તેને મારી નાંખવાનો પ્રયાસ કરીએ છીએ. મચ્છર, માકડ અને માંખોના નાશનો પ્રયાસ પણ સમજુ માણસો કર્યાજ કરે છે. આ અહિંસાધમનો અપવાદ છે. જ્યારે આવી રીતે જગતનો વ્યવહાર ચાલતો હોય અને જો આપણને વિશ્વાસ હોય કે આ રીત સિવાય બીજી રીતે સંસાર વ્યવહાર ચાલી શકે તેમ નથી તો હિંસા અને અહિંસાના સંબંધમાં પણ માર્ગ શોધી લેવો જોઇએ.

આપણા પૂર્વજોએ આ સંબંધમાં ઘણો વિચાર કર્યો છે. યોગના આઠ અંગોમાંથી યમ પ્રથમ અંગ છે. અને તે પાંચ છે. તેમાં અહિંસા પ્રથમ છે. અહિંસા શબ્દની વ્યાખ્યા કરતાં ભગવાન પતંજલિ કહે છે:—'**અહિંસા સર્વથા સર્વદા સર્વભૂતાનામનભિદ્રોહઃ** – એટલે 'હંમેશ સર્વભૂતોની સાથે કોઇ પણ રીતે દ્રોહ ન કરવો એ અહિંસા છે.' અહિંસાની એ બહુ જ સુંદર વ્યાખ્યા કહેવાય. એથી સુંદર વ્યાખ્યા હોઈ શકે જ નહિ. કોઇને મારવું નહિ, કોઇનો વધ ન કરવો વગેરે અહિંસાનું વ્યવસ્થિત લક્ષણ નથી. લીલું શાક અને લીલી ભાજી આપણે ખાઇએ છીએ. તેમાં જીવ હોય છે. તેને તોડવામાં, ઉખેડવામાં, કાપવામાં હિંસા તો હોય છે જ. આપણે દાતણ કરીએ છીએ, તેને વૃક્ષમાંથી તોડીએ છીએ. વૃક્ષોમાં જીવ તો હોય છે જ. માટે દાતણ તોડવામાં પણ કે ઉપાડી લેવામાં હિંસા તો છે જ. આપણે અન્ન ખાઇએ

છીએ. લીલા ચણા, વટાણા, ઘઉં, બાજરી, અને જુવાર તેમજ મકાઇ વગેરે ખાઇએ છીએ. એના પોંક બનાવીને પણ ખાઇએ છીએ. લીલા ઝાડમાંથી આ લીલા અન્નને તોડવામાં અને તેને શેકીને ખાવામાં હિંસા તો છેજ; પણ આવી હિંસાથી જગતનો એક પણ માણસ બચી શકતો નથી. આપણે શ્વાસ લઇએ છીએ, નિઃશ્વાસ લઇએ છીએ. તે રસ્તે ઘણા સૂક્ષ્મ જંતુઓનું મરણ નિપજે છે. આપણે ચાલીએ છીએ. આપણી ઘોડાગાડી કે બળદગાડી ચાલે છે. રેલ ગાડી ચાલે છે. અને મોટર, સાઇકિલ પણ ચાલે છે. તેમાં આપણે બેઠાં હોઇએ છીએ. અસંખ્ય જંતુઓ આપણી આ સાક્ષાત અને પરોક્ષ ક્રિયાથી મરી જાય છે. એ હિંસા છે. પણ હજી સુધી ઇતિહાસના પાને એ ઇતિહાસ લખાયો નથી કે અમુક યોગી કે અમુક અહિંસાધર્મનો આગ્રહી જગતમાં ચાલ્યા વગર, હર્યા ફર્યા વગર, ખાધા વગર, શ્વાસ, પ્રશ્વાસની ક્રિયા કર્યા વગર, મલ મૂત્રનો ત્યાગ કર્યા વગર આખી જીંદગી સુધી રહ્યો હોય. ત્યારે, શું આખા જગતનો ઇતિહાસ હિંસકોથી જ ભર્યો હશે ? આ સવાલના જવાબમાં ચોખ્ખી ના જ પાડી શકાય છે.

ત્યારે અહિંસાનું શું ? એ સંબંધમાં એમ સમજવાનું છે કે આપણે શાક ભાજીના ઉપયોગમાં, દાતણને તોડવામાં અને લીલાં અન્ન વગેરેના ઉપયોગમાં, શ્વાસોચ્છ્વાસ—વડે અજાણે સૂક્ષ્મ જીવોના વિનાશમાં, કોઇ પણ આપણા વાહનની ગતથી જન્તુઓના નાશમાં, તેમ ચોક્કસ રીતે દ્રોહ વગર

ની વૃત્તિ રાખીએ છીએ. અને તેથી જ આપણે તેની હિંસાઓથી અહિંસક મટીને હિંસક બની જતા નથી. એવીજ રીતે જો નૈસર્ગિક સ્થિતિમાં રહીને, કોઇ પણ જાતનો કૌરવો પ્રત્યે દ્રોહ રાખ્યા શિવાય અર્જુન આ યુદ્ધ કરી શકે તો યુદ્ધમાં થતી હિંસાના પાપથી તે મુક્ત રહી શકે છે. એજ વિચાર કરીને ભગવાન કૃષ્ણ અર્જુનને આ બીજા અધ્યાયમાં આત્મસ્વરૂપનો ફરી ફરીથી અનેક રીતે બોધ આપી રહ્યા છે.

એક બીજી વસ્તુ. ધર્મ, ન્યાય અને નીતિની રક્ષા-માટે એકે માર્ગ નથી કે જેમાં હિંસા ન હોય. સત્યાગ્રહી મન, વચન અને કાયાથી અહિંસક રહે પણ સામા પક્ષ-થી સત્યાગ્રહીઓ ઉપર લાઠીઓ ઉપર લાઠીઓ ચાલે છે. બન્દુકો ફોડવામાં આવે છે. અને બીજા બધાય ક્રૂર અને ઘાતકી સાધનો અજમાવવામાં આવે છે. તેથી આપણે એમ નથી કહી શકતા કે સત્યાગ્રહ યુદ્ધ હિંસક યુદ્ધ છે કેમકે દેખીતું અંતર તો છે જ. છતાં એ સ્પષ્ટ છે કે અર્જુન ફક્ત પોતાનો બચાવ કરશે, પ્રથમ પ્રહારતો શત્રુ તરફથી જ થવાનો છે. અને જ્યારે યુદ્ધની ઘોષણા કરવામા આવી ત્યારે પણ પ્રથમવાર શંખનાદ કૌરવો તરફથી જ થયો. દુષ્ટો પાસેથી પ્રજાના રક્ષણની જુમેવારી જેના માથે હોય છે, તેને બધી બાજુઓ નજર નાખવાની જરૂર પડે છે. અર્જુન કૌરવોની સાથે યુદ્ધ કરશે, તે એને માટે

નહિ કે હસ્તિનાપુરની રાજગાદી એના હાથે આવશે, પણ એને માટે કે એક અન્યાયી મોટા પક્ષનો અંત આવશે અને તેના હાથે પીડાતી પ્રજાને ખુલ્લી હવામાં શ્વાસ–પ્રશ્વાસ લેવાનો અવસર પ્રાપ્ત થશે. એજ આ યુદ્ધનો પવિત્ર હેતુ છે. અર્જુનની પ્રથમ અધ્યાયમાં જે દશા આપણે વાંચીએ છીએ તેથી એ સ્પષ્ટ છે કે તેના હૃદયમાં શત્રુપક્ષમાટે ભારે દયાની લાગણી પ્રકટાએલી છે. યુદ્ધના બીજા નેતા ભગવાન કૃષ્ણને જ્યારે જોઇએ છીએ તો તેઓ મધ્યસ્થ તરીકે જ જોવામાં આવે છે. આ યુદ્ધમાં તેઓ પોતાની ભારી સેના આપીને કૌરવોની પણ તેમની ઇચ્છા પ્રમાણે જ મદદ આપી રહ્યા છે. પાર્થસારથિ થઇને અર્જુનની ઇચ્છા પ્રમાણે તેની પણ મદદ કરી રહ્યા છે. ત્યારે આ પક્ષમાં વૈયક્તિક—અંગત દ્વેષ તો પ્રધાન નેતાઓમાં નથી જ. તેથી જો પ્રજાનું મંગળ ઇષ્ટ હોય તો એ વસ્તુ હિંમત સાથે કહી શકાય છે કે દુષ્ટ—દમન માટે લીધેલ કોઇ પણ પગલુ અન્યાયી ન હોઇ શકે. એક ફરી બીજી વાત. ધર્મ અને અધર્મનું સ્વરૂપ હંમેશ બદલાતું રહ્યું છે. એક માણસ એક તત્ત્વને ધાર્મિક માને છે ત્યારે તેને જ બીજા માણસ અધાર્મિક માને છે. એનું કારણ એ છે કે ધર્મના તત્ત્વોના નિર્ણયમાં ઘણાભાગે દેશ અને કાળ પણ જુમેવાર હોય છે. જે દેશમાં અને જે કાળમાં જે ધાર્મિક તત્ત્વો રચાય છે તે તે દેશ

અને કાળને અનુસરીને યોગ્ય જ હોય છે. સહસ્રો વર્ષો પછી જ્યારે આપણે વિચાર કરવા બેસીએ છીએ ત્યારે તે દેશ અને તે કાળના અભાવે તે જુગ-જુનુ તત્ત્વ આપણને અધાર્મિક અથવા તો અણુગમતું લાગે છે. મહાભારતના અધ્યયનથી એમ સ્પષ્ટ જણાય છે કે તે વખતે જેનાથી લોક કલ્યાણ સિદ્ધ હોય તે બધાય કૃત્યને લોકો ધર્મ માનતા હતા. ઉદાહરણતરીકે વનપર્વ અને શાંતિપર્વમાં કહેવામાં આવ્યું છે કે "જેના વડે મનુષ્યોની ઉન્નતિ થાય તે ધર્મ અને જે વસ્તુ ઉન્નતિનો વિઘાત કરે તે અધર્મ. એ દૃષ્ટિએ જ શ્રીભગવાને આ યુદ્ધને ધર્મ યુદ્ધ કહ્યું છે.× ગીતા કાળમાં એજ સિદ્ધાંત પ્રવર્તી રહ્યો હતો અને એને અનુસરીને જો કદાચ કોઇ જગ્યાએ આ યુદ્ધમાં પાંડવો તરફથી હિંસાની ગંધ આવતી હોય તો હજારો વર્ષો પછી આજના સત્યાગ્રહ—કાળમાં તે ક્ષન્તવ્ય જ છે. એમાં જરા પણ શંકા માટે અવકાશ નથી.

અને તેથી જો ભગવાન પરમ ધાર્મિક અર્જુનને આવા પરોપકાર કાર્યથી વિરકત થએલા જોઇને કુતસ્ત્વા કશ્મલમિદં ઇત્યાદિ વચનો વડે મધુર ઉપાલંભ આપે તો એમાં રહેલું સૌન્દર્ય વસ્તુતઃ અવર્ણનીય છે. ॥ ૨ ॥

આવી રીતે બીજા શ્લોક વડે પ્રિયમિત્ર અર્જુનને ઉપાલંભ આપીને હવે તેને ધૈર્ય આપવાના વિચારે ભગવાન બોલે છે.

---

+ અથ ચેત્ત્વમિમં ધર્મ્યં સંગ્રામં ન કરિષ્યસિ ગી. ૨-૩૩

**ક્લૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ નૈતત્ત્વય્યુપપદ્યતે।**
**ક્ષુદ્રં હૃદયદૌર્બલ્યં ત્યક્ત્વા ઉત્તિષ્ઠ પરંતપ ॥૩॥**

પદચ્છેદ

ક્લૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ ન એતત્‌ ત્વયિ ઉપપદ્યતે।
ક્ષુદ્રં હૃદય દૌર્બલ્યં ત્યક્ત્વા ઉત્તિષ્ઠ પરંતપ ॥ ૩ ॥

**પદાર્થ**—**પાર્થ**-હે અર્જુન ! **ક્લૈબ્યમ્**—નિર્બલતાને. **મા, સ્મ, ગમઃ**—તું ન ધારણ કર. **એતત્**—આ નિર્બલતા. **ત્વયિ**—તારામાં **ન ઉપપદ્યતે**—શોભતી નથી. **ક્ષુદ્રમ્**—તને નીચું દેખાડનારી. **હૃદયદૌર્બલ્યમ્**-હૃદયની નબળાઈને **ત્યક્ત્વા** ત્યજીને.-**પરંતપ**-હે તારા શત્રુઓને તપાવનાર અર્જુન ! **ઉત્તિષ્ઠ**—તું ઉભો થા.

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન ! તુ નબળાઈ ન ધારણ કર. શત્રુઓને તો તું તપાવનાર છે. એવા તારામાં આ નિર્બળતા ન શોભે. આ જે હૃદયની નબળાઈ છે તે તને નીચું દેખાડશે, માટે એનો ત્યાગ કરીને તું ઉભો થઈ જા

**ભાવાર્થ**-પ્રથમ શ્લોકમાં ભગવાને અર્જુનને કૃપયાવિષ્ટમ્ કહીને દયાયુકત બતાવ્યો. તે કૃપાને લીધે જ તેના રોદન અને વિષાદનું વર્ણન થયું. આ બધાયને ભગવાને કશ્મલ બતાવીને, **અનાર્યજુષ્ટ** અને **અકીર્તિકર** કહ્યું. અને પછી એ કૃપાને અને કૃપાજન્ય રોદન અન્ય વિષાદને ક્લીબતા તરીકે વર્ણવેલી. એ ક્લીબતાને જ હૃદય-દૌર્બલ્ય બતાવી, તેનો ત્યાગ કરવાનો અર્જુનને ઉપદેશ કરવામાં આવ્યો છે.

**ભાવાર્થ**—કૃપા એટલે દયા. પણ દયા એટલે શુ ? **પરદુઃખ પ્રહાણેચ્છા**-પારકાના દુઃખને દૂર કરવાની જે ઇચ્છા તે દયા કહેવાય. અર્જુનને જે અત્યારે વિષાદ થયો છે તે પોતાના કોઇ દુઃખને લીધે નહિ. એને તો પારકાનીજ ચિંતા છે. એ ચિંતાને અર્જુને "**યેષામર્થે કાङ्क्षित નો**" ગી. ૧-૩૩) '**એતાન્ન હન્તુમિચ્છામિ**'( ગી. ૧-૩૫), '**નિહત્ય ધાર્તરાષ્ટ્રાન્નઃ કા પ્રીતિઃ સ્યાજ્જનાર્દન**' (ગી. ૧-૩૬) '**સ્વજનં હિ કથં હત્વા સુખિનઃ સ્યામમાધવ** [ગી. ૧-૩૭) **ચાનેવ** "**હત્વા ન જિજીવિષામઃ**' (ગી ૨-૬) આ અને બીજા અનેક વાકયો વડે વ્યકત કરી છે

શ્રી ભગવાને અર્જુનની આ દયાનો તિરસ્કાર કર્યો છે અને તે બહુ જ યોગ્ય થયું છે. દયા દીનો ઉપર થાય છે દયાના પાત્રો એવા લોકો છે જે દયાનું મૂલ્ય આંકી શકતા હોય. જે લોકો પારકી દયાનો દુરુપયોગ ન કરતા હોય તેઓ જ દયાના અધિકારી હોઇ શકે. માટે પ્રભુએ આ અનધિકારિઓ ઉપર દયા કરવાથી જે અત્યાચાર અને દુરાચાર અને ધર્મસંકટ વધશે તેનો વિચાર કરીને અર્જુનને ઉચિત જ માર્ગ બતાવ્યો છે. ઔચિત્યનું પાલન કરનાર ભગવાન અનુચિત ઉપદેશ ન કરે.

અહીં થોડા હૃદયદૌર્બલ્યનો વિચાર કરીએ. ભગવાન કોને હૃદયદૌર્બલ્ય ગણે છે ? અર્જુનની દયાને અથવા દયાજન્ય આંસુઓ અને વિષાદને ? સામાન્યરીતે તો

એમજ જણાશે કે ભગવાને અર્જુનના વિષાદને અને તેના આંસુઓને હૃદયની નબળાઇ ગણી છે. એ વિષાદને અને આંસુઓની ધારાને જ ભગવાન અનાર્યજુષ્ટ અને અકીર્તિકર કહે છે. પણ ખરૂં જોતાં ભગવાનની દૃષ્ટિ અર્જુનના દયા ઉપર છે. અર્જુનનો રોદન અને વિષાદ એ તો પ્રાસંગિક અને ગૌણ વસ્તુ છે. મુખ્ય તો તેની દયા છે. તે રડે કે ન રડે, પણ તે દયાને લીધે યુદ્ધ નથી ઇચ્છતો. ભગવાન યુદ્ધ ઇચ્છે છે. અર્જુન જો રડી રડીને પણ યુદ્ધ માટે તૈયારી બતાવત તો ભગવાનને કદી પણ એને આવા ઉપાલંભ–વચનો ન સંભળાવત. તેથી ભગવાન આ અસ્થાને ઉત્પન્ન થએલ દયાને જ નબળાઈ ગણે છે.

એક વાત બીજી પણ ધ્યાનમાં રાખવાની છે. જ્યારે દયાને ભગવાન કલીબતા ગણે છે તો તે દયાને લીધે અથવા તો સ્નેહને લીધે પડતાં આંસુઓને પણ તેઓ કલીબતા જ ગણે છે. આંસુઓ અને મુખ ઉપર જણાઈ આવતો વિષાદ જ હૃદયની દયાને કે હૃદયના સ્નેહને પ્રકટ કરી રહ્યા છે. જ્ઞાપ્ય—દયા અને જ્ઞાપક આંસુઓ અને વિષાદ બન્ને અયુકત છે. અને તેથી ભગવાનનો એ પણ આશય છે કે કોઇએ પણ સ્વજનના વિયોગથી—મૃત્યુથી વ્યાકુળતા ન સેવવી જોઇએ. મરણ પછી મરનારનેમાટે રડવું, કુટવું, ચિંતા કરવી, એ બધી વસ્તુઓ મરનારને હાનિ પહોંચાડે છે. મરનાર આત્મા તો મરણ પછી અહીં

કરતાં ઘણી સુંદર દશાને પામે છે. મૃત્યુથી તેની પ્રસન્નતા શકિત અને યોગ્યતા વધે છે. ત્યારે આપણે રડીને, કુટીને તેની યોગ્યતાને ઘટાડવાનો પ્રયાસ કરીએ છીએ. સાથે આપણા મન, શરીરને પણ દુઃખી બનાવીએ છીએ. માટે જેમ અપાત્રને માટે દયા અયુકત વસ્તુ છે તેમજ મરનારને માટે ચિંતા, વિષાદ, રોદન વિગેરે પણ અયુકત જ છે. ગુજરાત કાઠિઆવાડ અને પંજાબ વિગેરે જે પ્રાંતો માં આ રડવા, કુટવાની હાસ્યાસ્પદ અને નિન્દિત પ્રથા છે તેનો નાશ જ હોવો જોઈએ. એ પ્રથાથી હિન્દુજાતિ અને આર્યતત્વજ્ઞાનનો ઉપહાસ થાય છે. ॥ ૩ ॥

ભગવાનના આ વચન સાંભળીને વ્યાકુળતા ભોગવતો અર્જુન બોલે છે—

અર્જુન ઉવાચ.

કથં ભીષ્મમહં સંખ્યે દ્રોણં ચ મધુસૂદન ।
ઈષુભિઃ પ્રતિયોત્સ્યામિ પૂજાર્હાવરિસૂદન ॥ ૪ ॥

પદચ્છેદ

કથં ભીષ્મમ્ અહં સંખ્યે દ્રોણં ચ મધુસૂદન ।
ઈષુભિઃ પ્રતિયોત્સ્યામિ પૂજાર્હૌ અરિસૂદન ॥ ૪ ॥

**પદાર્થ—મધુસૂદન, અરિસૂદન**—હે મધુદૈત્ય અને અન્ય શત્રુઓનો સંહાર કરનાર ભગવાન કૃષ્ણ. **સંખ્યે**—યુધ્ધમાં. **પૂજાર્હૌ**—પૂજવા યોગ્ય. **ભીષ્મમ્**—ભીષ્મ પિતા-

મહ. ચ—અને. દ્રોણમ્—દ્રોણાચાર્યની સાથે. ઈષુભિઃ-બાણોવડે. અહમ્—હું. કથમ્—કેવી રીતે. પ્રતિયોત્સ્યામિ—પ્રતિકૂળ થઈને યુધ્ધ કરીશ ?

સ્પષ્ટાર્થ—મધુનામના દૈત્યનો સંહાર કરનાર તેમજ બીજા તમારા શત્રુઓના મારનાર ભગવાન કૃષ્ણ ! જે ભીષ્મપિતામહ અને શ્રી દ્રોણાચાર્ય મારા પૂજનીય છે તેમની સાથે હું આ યુધ્ધમાં ધનુષબાણ લઈને, તેમનો વિપક્ષી બનીને કેવી રીતે યુધ્ધ કરીશ ?

ભાવાર્થ—ભીષ્મપિતામહ કૌરવકુળ અને પાંડવકુળના વડીલ હતા. શ્રી દ્રોણાચાર્ય બ્રાહ્મણ હતા અને અર્જુનના ગુરુ હતા, શાસ્ત્રો કહે છે કેઃ—

યો ભાવયતિ યો સૂતે યેન વિદ્યોપદિશ્યતે ।
જ્યેષ્ઠો ભ્રાતા ચ ભર્તા ચ પઞ્ચૈતે ગુરવઃ સ્મૃતાઃ ॥

એટલે પેદા કરનાર પિતા, માતા, અને વિદ્યાનો ઉપદેશ કરનાર, મોટા ભાઈ અને પાલનપોષણ કરનાર એ પાંચ ગુરુ કહેવાય છે અને—

ગુરું હુંકૃત્ય તું કૃત્ય વિપ્રાન્નિર્જિત્ય વાદતઃ ।
શ્મશાને જાયતે વૃક્ષઃ કંકગૃધ્રોપસેવિતઃ ॥

એટલે જે ગુરુની સામે હુંકાર કરે છે, તુંકારો કરે છે અને બ્રાહ્મણોને વાદ કરીને જીતે છે એવા લોકો શ્મશાનનું વૃક્ષ થાય છે, અને તેની ઉપર કંક, ગૃધ્ર વિગેરે અપલક્ષણવાળા પક્ષિઓ નિવાસ કરે છે. અર્જુનને ચિંતા

થઇ કે ભીષ્મ અને દ્રોણ બન્નેય મારા પૂજ્ય ગુરુ છે. તેમની સાથે યુદ્ધ કરવામાં મારૂં ભલું કેમ થશે? હંમેશ હું જેમની પૂજા કરતો રહ્યો છું, જેઓ હમેશ પૂજવા યોગ્ય છે તેમની સામે હું મારા તીક્ષ્ણ બાણોવડે કેવી રીતે યુદ્ધ કરવા તૈયાર થાઉં? શાસ્ત્ર કહે છે "બ્રાહ્મણો ન હન્તવ્યઃ" બ્રાહ્મણનો વધ ન કરવો જોઇએ. "આચાર્યદેવો ભવ" આચાર્યને દેવતા સમાન માનીને પૂજો. અને આજે યુદ્ધનો અવસર ઉપસ્થિત થયો છે તેથી અર્જુન મુંઝાય છે. જો કે ન્યાય તો એ છે કે જે માણસ અન્યાય અને અન્યાયીની રક્ષા કરવા તૈયાર હોય, તે ગમે તે હોય તેમનો વધ કર્યા વગર છુટકો નથી. આતતાયિયોને મારવામાં મનુ આદિ બધાય ધર્મ-શાસ્ત્રકારો એક મત ધરાવે છે. દ્રોણ જાણી જોઇને પાપ-પક્ષમાં ફસાયા છે. ભીષ્મે તો સ્પષ્ટજ કહી દીધું કે—

"અર્થસ્ય પુરુષો દાસો દાસસ્ત્વર્થો ન કસ્યચિત્ ।
ઇતિ સત્યં મહારાજ બદ્ધોસ્મ્યર્થેન કૌરવૈઃ ॥

પામર જીવો ધનના દાસ હોય છે, ધન કોઇનો દાસ હોતો નથી. હું તો ધનને લીધે કૌરવો પાસે બંધાએલો છું, એવા ધનદાસોને મારવામાં કોઇ પાપ શામાટે જોઇ શકે છે?

શાસ્ત્રમાં કહ્યું છે કે—

અગ્નિદો ગરદશ્ચૈવ શસ્ત્રપાણિર્ધનાપહઃ ।
ક્ષેત્રદારાપહર્તા ચ ષડેતે હ્યાતતાયિનઃ ॥

ગુરું વા બાલવૃદ્ધો વા બ્રાહ્મણં વા બહુશ્રુતમ્ ।
આતતાયિનમાયાન્તં હન્યાદેવાવિચારયન્ ॥
નાતતાયિવધે દોષો હન્તુર્ભવતિ કશ્ચન ॥

એટલે અગ્નિથી સળગાવીને મારી નાંખનાર, વિષ આપીને મારી નાખનાર, નિરસ્ત્રની સામે શસ્ત્ર ઉપાડનાર, અન્યાયથી ધનનું અપહરણ કરનાર ક્ષેત્ર અને સ્ત્રીનું અપહરણ કરનાર એ ૬ **આતતાયી** કહેવાય છે. ગુરુ, બાલક, વૃદ્ધ અથવા બહુશ્રુત બ્રાહ્મણ, એ બધા પણ જો આતતાયી બની ગયા હોય તો વગર વિચારે એમનો વધ કરવો જોઇએ. અને એમના વધ કરવાથી વધ કરનારને પાપ લાગતું નથી. એવી શાસ્ત્રાજ્ઞા હોવા છતાં પણ અર્જુન ખરેખર મુંઝવણમાં પડયો છે. તેણે પોતાનો નિશ્ચય બતાવવા માટે સ્પષ્ટ જ કહી દીધું કે મારા પૂજ્ય વડીલો સાથે હું કેવી રીતે યુદ્ધ કરીશ ? એટલે તે અત્યારે તેમની સાથે યુદ્ધ કરવાને મુદલ તૈયાર નથી. ।૪।

અર્જુન પોતાની દૃઢતા દર્શાવવા સારૂં વધારે સ્પષ્ટતાથી બોલે છે કે—

ગુરૂનહત્વા હિ મહાનુભાવાન્
શ્રેયો ભોક્તું ભૈક્ષ્યમપીહ લોકે ।

હત્વાર્થકામાંસ્તુ ગુરૂનિહૈવ,
ભુંજીય ભોગાન્રુધિરપ્રદિગ્ધાન્ ॥ ૫ ॥

પદચ્છેદ

ગુરૂન્ અહત્વા હિ મહાનુભાવાન્ ।
શ્રેયઃ ભોક્તું ભૈક્ષ્યમ્ અપિ ઇહ લોકે ।
હત્વા અર્થકામાન્ તુ ગુરૂન્ ઇહ એવ ।
ભુંજીય ભોગાન્ રુધિરપ્રદિગ્ધાન્ ॥ ૫ ॥

**પદાર્થ**-હિ-નક્કી કરીને હું કહું છું કે. **મહાનુભાવાન્** આ પરમતેજસ્વી, **ગુરૂન્**—ગુરુઓને-વડીલોને, **અહત્વા**-માર્યા વગર. **ઇહ**-અહીં. **લોકે**-જગતમાં, **ભૈક્ષ્યમ્**-ભિક્ષાન્ન. **અપિ**—પણ, **ભોક્તુમ્**-ખાવવુ, **શ્રેયઃ**-સારૂં છે. **ઇહ એવ** -આજ ભુમિમાં. **અર્થકામાન્**-ધનના લોભી એવા. **તુ**-પણ. **ગુરૂન્**—ગુરુઓને. **હત્વા**—મારી નાંખીને. **રુધિરપ્રદિગ્ધાન્**—લોહીથી ભરેલા. **ભોગાન્**—ભોગોને. **ભુંજીય**—હું ખાવું ?

**સ્પષ્ટાર્થ** — હે કૃષ્ણ ! હું નિશ્ચતરૂપે આપને જણાવું છું કે મને જો ભિક્ષા માગીને પેટ ભરવાનો સમય આવશે તો હું તેમ કરવામાં રાજી છું. પણ આવા પરમતેજસ્વી ગુરુઓનો વધ કરવો એ મને ગમતો નથી. ભલે એ લોકો ધનદાસો બની ગયા છે. પણ તેઓ છે તો મારા વડીલ જ ને ? ત્યારે એમને મારીને, એમના જ

લોહીવડે ભરેલ આ ભોગોને હું અહીં જ ખાવું ? એ કેમ બની શકે ?

**ભાવાર્થ—અર્જુન કહે** છે કે એ બધા મારા વડીલો અહીં ઉભા છે. એ લોકોનો વધ કર્યા વગર જો મારે ભીખ માંગીને ભિક્ષાન્ન ખાઇને જીવવું પડે તો એને હું બહુ સારૂં માનીશ. પણ એ લોકોને મારી નાંખુ અને એમના લોહીથી ભરેલ આ રાજ-વૈભવને ભોગવું એ મારાથી નહિ બની શકે.

અર્જુન એક બીજી વાત પણ વિચારી રહેલો લાગે છે. મૃત્યુના સમયે માણસને શાંતિની આવશ્યકતા હોય છે. મરણકાળમાં જો કોઇપણ પ્રકારની વાસના અંતઃકરણમાં રહી જાય તો મૃત્યુના સમયમાં અને મૃત્યુપછી પણ જીવને બહુ જ હેરાનગતિ ભોગવવી પડે છે. એ વાસનાને લીધે જીવ સૂક્ષ્મ શરીર સાથે જ્યાંત્યાં ઘણા વખત સુધી ભટકયા કરે છે. એનો બીજો ભવ બગડે છે. ભીષ્મ અને દ્રોણ વિગેરે મહાનુભાવોને અર્જુન સમજી ગયો છે કે એ લોકો "ધનદાસ" થઇને મારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે. તેથી તે લોકોને '**અર્થકામાન્**" કહે છે. **અર્થકામ** એટલે ધનની ઇચ્છાવાળા. એ લોકોને ધન જોઇએ. ધનને લીધેજ ધર્મ મુકીને અધર્મની રક્ષા કરવા પોતાનાં તેજ, બલ, પરાક્રમ અને બુદ્ધિ વાપરી રહ્યા છે. એવા સમયે જો એમને હું મારી નાંખું તો એમના હૃદ-

યનો અભિલાષ—ધનની ઇચ્છા એમને એમ પુરી થયા વગર જ રહી જશે અને તેથી એમને અહીં પણ અને જન્માન્તરમાં તો અવશ્યજ દુઃખ ભોગવવું પડશે. અંતઃકરણમાં રહેલી આ ધન—વાસનાને તૃપ્ત કરવામાટે ન જાણે કેવા કેવા અધમ પ્રયાસો એ લોકોને કરવા પડશે. આ એમના બધા દુઃખનું કારણ હું જ થઇ જઇશ. તો એમને હેરાન થવાનો અવસર હું શું કરવા આપું ?

અને જો હું એમને મારી નાંખું અને અહીંજ હસ્તિનાપુરમાંજ રાજ્યસુખ ભોગવું. તો તો એમને ભારે દુઃખ થશે. કેમકે એવા ધનદાસો એ જગ્યાને છોડશે નહિ અને પોતાના સૂક્ષ્મ શરીર સાથે એ હસ્તિનાપુરમાં જ ભટકયા કરશે, જ્યારે એ સૂક્ષ્મ શરીરવડે જોશે કે, જે ધનની, જે વૈભવની, જે ઐશ્વર્યની એમને ઇચ્છા હતી તે તેમને ન મળી અને હું ભોગવું છું ત્યારે એમના દુઃખનો અંતજ ન હોઇ શકે, કેમકે આવી રીતે વાસના સાથે મરનાર જીવ, ત્યાંને ત્યાં ભટકયા કરે છે. એવા જીવો ઘણીવાર ધનની આજુબાજુમાં પણ ચક્કર લગાડે છે. પોતાના ઘરમાં ઘણીવાર કોઇ ખુણામાં ભરાઇને રહે છે. મરનારની સાથે સાથે પણ તેને હેરાન કરવાની દૃષ્ટિએ ફરે છે અને અવસર જોતો રહે છે. તેથી અર્જુન આ શ્લોકના ઉત્તરાર્ધમાં 'ઇહૈવ' શબ્દ વાપરે છે. તેનું તાત્પર્ય

એ જ છે. અર્જુન સમજે છે કે કોઇ દેશાંતરમાં જઇને ભોગવવા પડે તો તો ઠીક. કેમકે દરેક જગ્યાએ લોકો પહોંચી ન શકે, જોઇ ન શકે અને તેના પરિણામે હેરાન પણ ન થઈ શકે. પણ એ રાજધાની તો અહીંજ રહેવાની. વૈભવ પણ મારે અહીંજ ભોગવવાનું. એ લોકોને દુઃખ થયા વગર રહેશે નહિ. ત્યારે હું એમની ઉપર દયાની ખાતર અહીંજ કેવી રીતે ભોગો ભોગવું ?

જોકે ભિક્ષાવૃત્તિથી એક ક્ષત્રિય જીવન વ્યતીત કરે એ અનુચિત જ છે. કોઈ પણ માણસ ભીખમાંગીને જીવે, કોઇની સામે ધન અને અન્નનેમાટે હાથ ફેલાવે અને પોતાના હાથ, પગ શરીરનો ધન કમાવવામાં ઉપયોગ ન કરીને આળસુ જીવન વ્યતીત કરે, એ નરક કરતાં પણ અધિક હીન અને દુઃખપૂર્ણ દશા છે. એને માટેજ કહ્યું છે કે——

**અકૃત્વા પરસન્તાપમગત્વા ધનિમન્દિરમ્**
**અકલેશયિત્વા ચાત્માનં યદલ્પમપિતદ્ બહુ ॥**

"બીજાને દુખ આપ્યા સિવાય, ધનવાનોની પાસે ગયા સિવાય, અને અંતઃકરણને દુઃખી બનાવ્યા સિવાય, આપણા શ્રમથી, આપણી પવિત્ર બુદ્ધિથી આપણને જે મળી રહે, પછી તે ભલે થોડુંક જ હોય પણ તેજ પર્યાપ્ત છે." અર્જુન જેવા મહાવીર ભિક્ષાની વાત કરે છે તે કરતાં તો જો તે એમ બોલત કે "અન્ન વગર જો મને મરી

જવાનો પ્રસંગ આવશે તો હું સુખેથી મરી જઇશ પણ એ મારા વડીલોનો વધ નહિ કરીશ." તો વધારે ઉચિત અને તેજસ્વી ગણાત. તણે ભીખ માંગવાની વાત કરીને તેની ઉચ્ચ ભાવનારૂપ નિર્મળ આકાશમાં એક કલંકની રેખા દોરી છે.

તે સંન્યાસી થઇ જવાની વાત કરતો હશે તોપણ અનુચિત છે. એ સંન્યાસ તો પેટનેમાટે લેવાય છે. પેટને માટે લેવાએલો સંન્યાસ નિરર્થક છે. સંન્યાસ આશ્રમ જ્ઞાન અને મોક્ષનેમાટે હોય છે, નકે પેટ ભરવાને માટે. " **યદહરેવ વિરજયેત તદહરેવ પ્રવ્રજેત્** " આ વચનમાં પ્રવ્રજ્યાને માટે—સંન્યાસને માટે વિરાગિતાની આવશ્યકતા ઉપર ભાર મુકાએલ છે. વિરકતતા વગર ત્યાગ સર્વથા નિન્દિત છે. અર્જુનને અહીં વિરકતતા કયાં પ્રાપ્ત થઇ છે? તે તો એટલુંજ બોલે છે કે જો એમને મારવા પડે તો તે કરતાં ભિક્ષાન્નથી જીવન-નિર્વાહ કરવો સારો છે, અને જો એ લોકોને માર્યા વગર રાજ્ય મળી જતું હોય તો તેને માટે તે ના પાડતોજ નથી.

**એતાન્ન હંતુમિચ્છામિ ઘ્નતોપિ મધુસૂદન ।**
અપિ ત્રૈલોકય રાજયસ્ય હેતોઃ કિં નુ મહીકૃતે

( ગી. ૧. ૩૪–૩૫ )

અહીં પણ અર્જુન કેવળ પોતાની દયા પ્રકાશે છે. વૈરાગ્ય જણાવતો નથી. ધન તો તે ઇચ્છે છે. એશ્વર્યને

માટે તે ના! નથી પાડતો. તે તો કેવળ બાંધવોનો વધ નથી ઇચ્છતો. તેથી આ પ્રસ્તુત શ્લોકમાં "ભૈક્ષ્યમ્" શબ્દથી તે સંન્યાસની પણ વાત કરતા નથી, કરી શકતા પણ નથી. એવી રીતે અર્જુનની આ વાત અનુચિત હોવા છતા અવસરને અનુસરીને ઉચિત જ ગણાય. એ દુઃખની અવસ્થા છે. વ્યાકુળતાનો સમય છે. સાત્ત્વિક ભાવ જાગૃત થયો છે. દયાની લાગણી પથરાઇ ગઇ છે. પોતાના પૂર્વના સગા સંબંધિઓ અને સ્નેહિયોને જોઈ રહ્યો છે એવા ભયંકર સમયમાં મનુષ્ય એથી પણ વધારે અનૌચિત્ય કરે છે. અર્જુન અનૌચિત્ય આચરતો નથી. તે તો ભગવાનની સામે પોતાના ભાવોને માત્ર વ્યક્ત કરે છે. અને છેવટે તો એ કહેવાનો છે કે—

" યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે " ( ગી. ૨-૭ ) જે મારે માટે સારૂં હોય તેનો ઉપદેશ આપ જ કરો. ।।૫

ઘુંચવાએલો અર્જુન ફરી ભગવાનને કહે છે કેઃ—

**ન ચૈતદ્વિદ્મઃ કતરન્નો ગરીયો,**
**યદ્વા જયેમ યદિ વા નો જયેયુઃ ।**
**યાનેવ હત્વા ન જિજીવિષામ-**
**સ્તેવસ્થિતાઃ પ્રમુખે ધાર્તરાષ્ટ્રાઃ ।।૬।।**

પદચ્છેદ

ન ચ એતત્ વિદ્મઃ કતરત્ નઃ ગરીયઃ,
યદ્વા જયેમ યદિવા નઃ જયેયુઃ ।

**યાન્ એવ હત્વા ન જિજીવિષામઃ,**
**તે અવસ્થિતાઃ પ્રમુખે ધાર્તરાષ્ટ્રાઃ ॥ ૬ ॥**

**પદાર્થ**—અર્જુન કહે છે-**ચ**-અને. **એતત્**—એ. **ન, વિદ્મઃ**—અમે જાણતા નથી. શું નથી જાણતા ? **નઃ**—અમારે માટે. **કતરત્**—બેમાંથી કઈ વસ્તુ. **ગરીયઃ**—શ્રેષ્ઠ છે, અને. **યદ્વા જયેમ**—અમે કૌરવોને જીતીશું. **યદિવા**—અથવા. **નઃ**—અમને. **જયેયુઃ**—તેઓ જીતશે. **યાન્**—જેમને. **એવ**—જ. **હત્વા**—મારીને. **ન, જિજીવિષામઃ**—અમે જીવવાની ઇચ્છા કરતા નથી. **તે**—તેઓ. **ધાર્તરાષ્ટ્રઃ**—ધૃતરાષ્ટ્રના પુત્રો. **પ્રમુખે**—અગ્ર ભાગમાં-મોખરે. **અવસ્થિતાઃ**—ઉભા છે.

**સ્પષ્ટાર્થ**—અર્જુને કહ્યું કે હું નથી જાણતો કે ભીખ માંગીને ખાઇને જીવવું અને ઉપસ્થિત યુદ્ધને કરવું આ બેમાંથી મારે માટે સારૂં કયું છે. અને હું એ પણ નથી જાણતો કે યુદ્ધમાં અમે કૌરવોને જીતીશું કે તેઓ અમને જીતશે. જેમને હણીને અમે જીવવા ઇચ્છતા નથી તેજ દુર્યોધન વિગેરે સેનાને મોખરે ઉભા છે.

**ભાવાર્થ**—અર્જુનની સામે આજે બે વસ્તુ ઉભી છે. કાંતો તે સંગ્રામભૂમિમાં પોતાનું પૌરુષ પ્રકટાવે કાંતો ત્યાંથી નાસી જઈને, ભીખ માંગીને ખાઈને ગમે તેમ જીંદગીનો અંત આણે. અર્જુન ગભરાયો છે તેથી બોલે છે

કે મને ખબર નથી પડતી કે આ બે કાર્યોમાંથી કયું કાર્ય સારૂં છે ? અર્જુન જાણુતો હતો કે—

**વરં પક્ષી વનેવાસી વરં પર્વતમસ્તકે ।**
**વરં ચાપુત્રિણી માતા મા જનિર્યાચકે કુલે ॥**

"પક્ષી થઇને વનમાં રહેવું એ સારૂં છે. પર્વતોના ઉચ્ચ શિખરો ઉપર જઈને એકાંતવાસ અને ત્યાં જો શરીરનિર્વાહ માટે કશું ન મળે તો શરીરને પાડી દેવું એ પણ સારૂં છે. માતાએ જન્મ ન આપ્યો હોત તો પણ સારૂં જ હોત પણ ભિખારી થઈને જીવવું એ તો અસહ્ય પીડા છે."

**તૃણાલ્લઘુતરસ્તૂલસ્તૂલાદપિ હિ યાચકઃ ।**
**વાયુના કિં નનીતોઽસૌ મામયં પ્રાર્થયિષ્યતે ॥**

"તૃણથી હલકુ રૂ હોય છે. અને રૂથી પણ વધારે હલકો ભિખારી હોય છે. અને ભિખારી જેવી હલકી વસ્તુને વાયુ ઉડાવીને ન લઇ ગયો તેનું કારણ તો એ કે વાયુને બીક લાગી કે કંઇ એ મારી પાસેથી પણ માંગવા ન માંડે !"

**ગાત્રભઙ્ગઃ સ્વરો હીનઃ પ્રસ્વેદસ્તુ ગલગ્રહઃ ।**
**મરણે યાનિ ચિહ્નાનિ તાનિ ચિહ્નાનિ યાચકે ॥**

"ઘણા ભાગે મૃત્યુના સમયે ચાર ચિન્હો પ્રકટ થાય છે. શરીરનું ધ્રુજવું, સ્વરનો હલકો પડવો, શરીરથી

પરસેવાનું નિકળવું અને કંઠનું બંધ થવું. એ ચારે ચિન્હો ભિખારીઓમાં સદા જોવામાં આવે છે. એટલે ભીખ માંગવી અને મરવું બન્ને સરખી વસ્તુ છે."

આ બધું વિચાર્યા પછી અર્જુન મુંઝાય છે. એ એની મુંઝવણ છે.

યુદ્ધમાં વિજય કોનો થશે એ કોણ કહી શકે છે? **"જયાજયૌ હિ સતતં સમરે હ્યવ્યવસ્થિતૌ"** જય અને પરાજય યુદ્ધમાં હમેશાં અવ્યવસ્થિત જ રહે છે. તેથી એ તો નક્કી ન કહી શકાય કે અમે જીતીશું. એ અર્જુનની બીજી મુંઝવણ છે.

પણ આ બીજી મુંઝવણ યોગ્ય છે કે નહિ, તેની આપણે તપાસ કરીએ. શાસ્ત્રોમાં ભક્તિ કરતાં પણ એક સુંદર વસ્તુ વર્ણવેલી છે જેને **પ્રપત્તિ** કહે છે. તે **પ્રપત્તિ** ૬ પ્રકારની હોય છે—

**આનુકૂલ્યસ્ય સંકલ્પઃ પ્રાતિકૂલ્યસ્ય વર્જનમ્ ।**
**રક્ષિષ્યતીતિવિશ્વાસો ગોપ્તૃત્વવરણં તથા ॥**
**આત્મનિક્ષેપ—કાર્પણ્યે ષડ્વિધા શરણાગતિઃ ॥**

"ભગવાનની અનુકૂળતા મેળવવા માટે પ્રયત્ન, ભગવાનની પ્રતિકૂળતાનો ત્યાગ, ભગવાન મારી જરૂર જ રક્ષા કરશે, આવો દૃઢ વિશ્વાસ, ભગવાનનો જ રક્ષક

તરીકે સ્વીકાર, પોતાને ભગવાનના ચરણે અર્પણ કરી દેવો, અને હીનતા, એ ૬ પ્રકારની **પ્રપત્તિ** કહેવાય છે.

અર્જુનમાં અત્યારે આ **પ્રપત્તિ**ની ઉણપ જોવામાં આવે છે. તૃતીય અને પંચમ **પ્રપત્તિ** સ્વીકાર કર્યા પછી "મારો જય થશે કે નહિ" આવો સંશય અનુચિત જ છે. અર્જુનને તો એ વિશ્વાસ જ રાખવો ઘટે કે જ્યારે મારી સાથે ભગવાન છે ત્યારે મારો પરાજય કરનાર કોણ?

એનું સમાધાન. જ્યાંસુધી **પ્રપત્તિ**નો સ્વીકાર ન કરવામાં આવ્યો હોય ત્યાંસુધી કોઇપણ જીવ તેના નિયમોના બંધનથી બહાર હોઇ શકે છે. અર્જુને હજીસુધી **પ્રપત્તિ** સ્વીકારી નથી. તે તો હજી આગળ ૭ મા શ્લોકમાં **"શિષ્યસ્તેહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્"** કહીને તેને સ્વીકારવાનો છે. માટે એ શંકા અહીં ઉચિત નથી. અને તેથી તેની આ બીજી મુંઝવણ પણ ઉચિત જ છે.

તેની ત્રીજી મુંઝવણ એ છે કે તે સ્વાર્થને માટે કોઇનો વધ કરવા ઇચ્છતો નથી. તે જાણતો હતો કે આખુંય વૈભવ પાણીનો પરપોટો છે. ગમે ત્યારે તે અદૃશ્ય થઇ જાય તેમ છે. તેને માટે કોઇને હેરાન કરવો તે ઉચિત નથી. જ્યાં તે કોઇ સામાન્ય વ્યક્તિનો પણ વધ ઇચ્છતો નથી ત્યાં પોતાના સગાસંબંધિઓના વધનો પ્રશ્ન ક્યાં છે? પણ તે જોઈ રહ્યો છે કે જે મારા વ્હાલા સગાં સંબંધિઓ છે તે જ બધાય આ લડાઈના મોખરે આવીને ઉભા છે. **॥૬॥**

સાતમા, આઠમા અને નવમા શ્લોક માટે થોડો અહીં વિચાર કરવો છે. સાતમા શ્લોકમાં અર્જુન કહે છે કે "મારા મનની નિર્બલતાથી મારા સ્વભાવમાં પરિવર્તન થઈ ગયું છે. અત્યારે મારો ધર્મ શો છે, તેના વિચારમાં મારી બુદ્ધિ ચાલતી નથી. તેથી હું આપનેજ પુછું છું. મારે માટે જે શ્રેયસ્કર હોય તેને આપ જ નિશ્ચય કરીને કહો. હું આપની શરણે આવ્યો છું." આ શ્લોકથી અર્જુન શરણાગતિ સ્વીકારે છે. શાસ્ત્રોમાં શરણાગતિના લક્ષણ કરતાં કહ્યું છે કેઃ—

**"અહમસ્મ્યપરાધાનામાલયોઽકિંચનોઽગતિઃ ।**
**ત્વમેવોપાયભૂતો મે ભવેતિ પ્રાર્થનામતિઃ ॥**
**શરણાગતિરિત્યુક્તા ... ... ... ... ... ... ॥"**

"હું અનેક અપરાધોને પાત્ર છું. અકિંચન છું. કોઈ પણ મારો અવલંબ નથી. આપ જ મારો ઉપાય છો. આવી જાતની જે પ્રાર્થના તે શરણાગતિ કહેવાય છે. શરણાગતિસ્વીકાર કર્યા પછી શરણાગતને એક પણ શબ્દ એવો ન બોલવો જોઈએ કે જેમાં સ્વતંત્રતાનો ભાવ ભરેલો હોય. પણ અહીં આ નિયમનો ભંગ થયો છે. શરણાગતિ સ્વીકાર કરીને પછી અર્જુન કહે છે કે "જો મને આ અખંડ પૃથ્વીનું તેમજ દેવલોકનું રાજ્ય મળી જાય તો પણ મારા શોકનો પરિહાર થાય એમ મને કોઈ પણ વસ્તુ જણાતી નથી." ત્યારપછી આઠમો શ્લોક

આવે છે. એમાં સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કે "હે રાજન્ ! તે અર્જુન ગોવિન્દને "હું યુદ્ધ નહિ કરિશ" એમ કહીને ચુપ થઇ ગયો.

અહીં મને એમ લાગે છે કે આજે ગીતામાં જે ૭મો શ્લોક છે તે આઠમો હોવો જોઇએ, અને આઠમો સાતમો હોવો જોઇએ. એટલે **"નહિ પ્રપશ્યામિ૦"** આ શ્લોક બોલ્યા પછીજ શરણાગતિ સ્વીકાર કરવા માટે **"કાર્પણ્ય-દોષોપહત૦"** એ શ્લોક બોલવો ઉચિત છે. કાળક્રમે કરીને અહીં પાઠનો ઉથળપુથળ થઇ ગએલો જણાય છે.

અને, **સંજય ઉવાચ "એવમુક્ત્વા હૃષીકેશમ્૦"** વગેરે નવમો શ્લોક તદ્દન પ્રક્ષિપ્ત છે. આ શ્લોકની અહીં જરા પણ જરૂર નથી એને માટે સ્થાન પણ નથી. **"ન યોત્સ્યે"** "હું યુદ્ધ નહિ કરીશ એમ ભગવાનને કહીને અર્જુન ચુપ થઇ ગયો" એમ કહેવું તદ્દન ખોટું છે. ૭ મા અને આઠમા શ્લોકનો પાઠ ગમે તે રીતે ઉપર કે નીચે માનીએ પણ "હું યુદ્ધ નહિ કરીશ" એમ કહીને અર્જુન ચુપ થયો જ નથી. અને તે શરણાગતિ સ્વીકાર્યા પછી એમ બોલી પણ શકતો નથી. કેમકે આમ બોલવાથી **પ્રપત્તિ** એટલે શરણાગતિનો ભંગ થઇ જાય છે. જ્યાંસુધી **"શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ"** તે ન બોલ્યો હતો ત્યાં સુધી તે ગમે તે કરી શકતો હતો. આ વાક્ય બોલીને સ્વતંત્રતા ગુમાવ્યા પછી સ્વેચ્છાએ તે નથી કહી શકતો કે "હું યુદ્ધ નહિ કરીશ."

એ રીતે વર્તમાન માત્ર ૧૦ મો શ્લોક સંજયનું વાક્ય છે. અને એની ઉપર જ "**સંજય ઉવાચ**" હોવું જોઈએ. એ બધો મારો મત છે. અને મને વિચાર્યા પછી પણ એમાં ભૂલ જણાતી નથી. પણ મારે તો મક્ષિકા સ્થાને મક્ષિકા મુકવી છે. તેથી જે ક્રમથી આજે ગીતાનો પ્રવાહ ચાલે છે તે જ ક્રમથી હું પણ અહીં વ્યાખ્યા કરું એમ મને લાગે છે.

બધી રીતે નિરાશ થયેલો અર્જુન હવે શરણાગતિ સ્વીકારવાની ઇચ્છાથી ભગવાનને કહે છેઃ-

**કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ,**
**પૃચ્છામિ ત્વાં ધર્મસંમૂઢચેતાઃ ।**
**યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે,**
**શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્ ॥૭॥**

પદચ્છેદ

**કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ,**
**પૃચ્છામિ ત્વાં ધર્મસંમૂઢચેતાઃ ।**
**યત્ શ્રેયઃ સ્યાત્ નિશ્ચિતં બ્રૂહિ તત્ મે,**
**શિષ્યઃ તે અહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્ ॥૭॥**

**પદાર્થ—કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ**—કાર્પણ્ય એટલે દીનતા. તે દીનતારૂપ દોષથી નષ્ટ થએલો છે

સ્વભાવ જેનો એવો. **ધર્મસંમૂઢચેતાઃ**—ધર્મના નિર્ણય કરવામાં મૂઢ બની ગયું છે ચિત્ત જેનું એવો હું. **ત્વામ્**—તમને પુછું છું. **યત્**—જે. **નિશ્ચિતમ્**—અવસ્ય જ. **શ્રેયઃ**—કલ્યાણ કરનારૂં. **સ્યાત્**—હોય. **તત્**—તે. **મે**—મને. **બ્રૂહિ**—કહો. **અહમ્**—હું. **તે**—તમારો. **શિષ્યઃ**—શિષ્ય છું. **ત્વામ્**—તમારી. **પ્રપન્નમ્**—શરણે આવેલા. **મામ્**—મને. **શાધિ**—ઉપદેશ આપો.

**સ્પષ્ટાર્થ**—હીનતારૂપ દોષ વડે મારો સ્વભાવ બદલાઈ ગયો છે. યુદ્ધ કરવું ધર્મ છે કે ન કરવું ધર્મ છે તે વિષયમાં હું અત્યારે વિવેક કરી શકતો નથી. માટે તમને પુછું છું કે આ બેમાંથી ધર્મ કયો છે ? આ બેમાંથી અથવા એથી બીજું પણ જે કંઈ નિશ્ચિતરૂપે મારૂં કલ્યાણ કરનારૂં હોય તે મને બતાવો. હું આપનો શિષ્ય છું. આપની શરણે આવ્યો છું. મને ઉપદેશ કરો. આ પ્રમાણે અર્જુને ભગવાનને કહ્યું.

**ભાવાર્થ**—જેની પાસે પુષ્કળ સંપત્તિ હોય છતાં લોભથી સન્માર્ગમાં કે બીજા કોઈપણ વ્યાવહારિક કાર્યમાં વાપરતો ન હોય તો તે **કૃપણ** કહેવાય છે. અહીં અર્જુનને પણ કૃપણ કહી શકાય છે. કેમકે તેની પાસે વિવેક કરવાના સાધનો હોવા છતાં વ્યાકુળતાને લીધે તે તેમનો ઉપયોગ કરી શકતો નથી. તેથી એ કૃપણતારૂપ દોષથી એનો

સ્વભાવ નષ્ટ થઇ ગયો છે. સ્વભાવ નષ્ટ થવો એટલે કર્તવ્યાકર્તવ્યનો વિચાર ન કરવો.

અથવા **કૃપણ** શબ્દનો અર્થ **અતિદીન** પણ થાય છે. "**કૃપણાઃ ફલહેતવઃ**" (ગી. ૨–૪૯) આ શ્લોકમાં કૃપણ શબ્દનો એજ સંગત અને સંબદ્ધ અર્થ છે. અર્જુન બાંધવોની ભાવિદશા વિચારીને અત્યંત ખિન્ન થઇ ગયો છે. એ દશાને દીનદશા જ કહેવાય. આ દીનતારૂપ દોષ વડે અર્જુનનો સ્વભાવ નષ્ટ થઈ ગયો છે તેથી જ તે **કૃત્ય** અને **અકૃત્ય**નો ઉચિતરૂપે નિર્ણય કરી શકતો નથી.

અથવા જે પોતાનું મનોભિલષિત કાર્ય પુરું ન કરી શકે તે **કૃપણ** કહેવાય છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે—'**યો વા એતદક્ષરં ગાર્ગ્યવિદિત્વાસ્માલ્લોકાત્પ્રૈતિ સ કૃપણઃ**' જે જીવ અક્ષર બ્રહ્મને જાણ્યા વગર જ આ સંસારથી પ્રયાણ કરી જાય છે, હે ગાર્ગિ તે **કૃપણ** છે. અર્જુન પોતાનું અભિલષિત કાર્ય કરવામાં અત્યારે અસમર્થ થઈ રહ્યો છે તેથી તે **કૃપણ** કહેવાય.

એ કૃપણતા એક દોષ છે. તેનાથી અર્જુનનો સ્વભાવ આજે અસ્થિર બન્યો છે. તે ધર્માધર્મનો, કર્તવ્યાકર્તવ્યનો હેયોપાદેયનો વિવેક કરી શકતો નથી. માટે એવા સમયમાં ભગવાનની શરણાગતિ સિવાય બીજો કોઈ ઉપાય હોઇ શકતો નથી. તેથી તે પ્રભુને શરણે જાય છે. શિષ્યતા

સ્વીકારે છે અને **પ્રપન્ન છું** એમ સ્પષ્ટ કહીને ઉપદેશની માગણી કરે છે. ॥૭॥

પોતાનું દૈન્ય પ્રકટાવવા માટે અને શરણાગતિની દૃઢતા માટે તે અર્જુન ફરીથી ભગવાનને કહે છે:—

**ન હિ પ્રપશ્યામિ મમાપનુદ્યા—**
**દ્યચ્છોકમુચ્છોષણમિન્દ્રિયાણામ્ ।**
**અવાપ્ય ભૂમાવસપત્નમૃદ્ધં,**
**રાજ્યં સુરાણામપિ ચાધિપત્યમ્ ॥૮॥**

પદચ્છેદ

**નહિ પ્રપશ્યામિ મમ અપનુદ્યાત્,**
**યત્ શોકમ્ ઉચ્છોષણમ્ ઇન્દ્રિયાણામ્ ।**
**અવાપ્ય ભૂમૌ અસપત્નમ્ ઋદ્ધં,**
**રાજ્યં સુરાણામ્ અપિ ચ આધિપત્યમ્ ॥૮॥**

**પદાર્થ—હિ**—નિશ્ચિતરૂપે હું કહું છું કે (તત્)—તે વસ્તુને. **ન, પ્રપશ્યામિ**—હું નથી જોતો. **યત્**—જે. **ઇન્દ્રિયાણામ્**—ઇન્દ્રિયોને. **ઉચ્છોષણમ્**—સુકાવી નાખનાર. **મમ**—મારા. **શોકમ્**—શોકને. **અપનુદ્યાત્**—દૂર કરી શકે. **ભૂમૌ**—પૃથ્વી ઉપર. **અસપત્નમ્**—શત્રુ વગરનું તેમજ. **ઋદ્ધમ્**—સારી રીતે ધનજનથી સંપન્ન એવું. **રાજ્યમ્**—રાજ્ય. **ચ**—અને. **સુરાણામ્**—દેવતાઓનું. **અપિ**—પણ.

**આધિપત્યમ્**—સ્વામિત્વ. **અવાપ્ય**—પ્રાપ્ત કરીને હું મારા શોકને દૂર કરી શકતો નથી. ॥ ૮ ॥

**સ્પષ્ટાર્થ**—આ શોક મારી ઇન્દ્રિયોને સુકાવી રહ્યો છે. એને દૂર કરવા માટે હું કોઇપણ ઉપાયને કે વસ્તુને જોઇ શકતો નથી. પૃથ્વી પર જો મને નિષ્કણ્ટક રાજ્ય મળી જાય અથવા તો દેવતાઓનું ઇન્દ્રાસન મળી જાય તો પણ મારો શોક મટી શકે તેમ જણાતો નથી.

અથવા પૃથ્વીના અકંટક રાજ્યને તથા દેવતાઓના રાજ્યને પ્રાપ્ત કરીને પણ હું એવી કોઈ વસ્તુને નથી જોતો કે જે મારા આ શોકને દૂર કરી શકે. ॥ ૮ ॥

**ભાવાર્થ**—આ શ્લોકને બે રીતે જોડી શકાય છે. તેમ જ કરેલ છે. પ્રપત્તિશાસ્ત્રનો અનુભવ છે કે જ્યાં સુધી બીજી કોઇપણ આશા હોય છે ત્યાંસુધી કોઇપણ જીવ ભગવત્સંમુખ થતો નથી. ચારેકોર જ્યારે નિરાશાનાં જ દર્શનો થાય છે, કોઇપણ વસ્તુ ઉદ્ધાર કરવામાં અશક્ત જણાતી નથી ત્યારે જ જીવ પ્રભુને શરણે આવે છે.

એજ અનુભવ પ્રમાણે અને એ જ નિયમ પ્રમાણે અર્જુન થાકીને પ્રભુની શરણે આવ્યો છે. તે પોતાની મનોભાવનાને પ્રકટ કરવા માટે કહે છે કે મને એવું કશું પણ જોવામાં આવતું નથી કે જે મારા દુઃખને દૂર કરી શકે. તેથી જ મ્હેં આપની શરણાગતિ સ્વીકારી

છે. કદાચ કોઇ કહેશે કે એ શોકને થોડીવાર માટે રોકી રાખે અને યુદ્ધ કરીને રાજ્ય મેળવી લે તો પોતાની મેળે આ શોક ટળી જશે- તો એને માટે અર્જુન કહે છે કે જો આખી પૃથ્વીનું અવિરોધિ રાજ્ય મને મળી જાય, અથવા પૃથ્વીનું રાજ્ય તો શું પણ જો દેવતાઓનું સ્વામિત્વ પણ મને મળી જાય તો પણ મારા આ શોકને દૂર કરી શકાય તેમ નથી. અર્જુનને ધનનિમિત્તે શોક થયો નથી. જો એ શોક એવો હોત તો જરૂર રાજ્યપ્રાપ્તિ પછી તે દૂર થઇ જાત. એનો શોક તો ભાઇઓનો, બાંધવોનો, મિત્રોનો, ગુરુઓનો, બ્રાહ્મણોનો, વડીલોનો વધસમય આવીને ઉપસ્થિત થયો છે, તે નિમિત્તે છે. પોતાના હાથે તે વડીલોનો વધ નથી ઇચ્છતો. જો તેમ કરવો પડે તો અર્જુનને અનંત દુઃખ થાય અને આ **અકૃત્યકરણથી** પેદા થએલ શોકને કોઇપણ ઉપાયે ટાળી શકાય નહી. અર્જુન જેવો ત્યાગી અને શૂર આ નશ્વર સાંસારિક ઐશ્વર્ય–ભોગની કામનાથી આજે ગભરાય છે. તે આવી તુચ્છ વાસનાને સંતોષવા સ્વજનોનો વધ નથી ઇચ્છતો. ધર્મસંકટ આવી પડ્યું છે. કોઇપણ દુનિયાની વસ્તુ એને આ સંકટમાંથી ઉગારી શકતી નથી તેથી તેણે પોતાના સારથિની શરણાગતિ સ્વીકારી છે. ॥ ૮ ॥

**સંજય ઉવાચ**

**એવમુક્ત્વા હૃષીકેશં ગુડાકેશઃ પરન્તપઃ ।**
**ન યોત્સ્ય ઇતિ ગોવિન્દમુક્ત્વા તૂષ્ણીં બભૂવ હ ॥૯॥**

પદચ્છેદ

**એવમ્ ઉક્ત્વા હૃષીકેશં ગુડાકેશઃ પરંતપઃ ।**
**ન યોત્સ્યે ઇતિ ગોવિન્દમ્ ઉક્ત્વા તૂષ્ણીં બભૂવ હ ॥૯॥**

**પદાર્થ**—**પરંતપઃ**-શત્રુઓને તપાવનાર. **ગુડાકેશઃ**-નિદ્રા અથવા આલસ્ય જીતનાર અર્જુન. **હૃષીકેશમ**—ઇન્દ્રિયોને જીતનાર. **ગોવિન્દમ્**——ભગવાન કૃષ્ણને. **એવમ્**—ઉપર કહ્યા પ્રમાણે. **ઉક્ત્વા**—નિવેદન કરીને. **ન, યોત્સ્યે**—હું યુદ્ધ નહિ કરીશ. **ઇતિ**-આવી રીતે. **ઉક્ત્વા**—કહીને. **તૂષ્ણીમ્**—ચુપ. **બભૂવ**—થઇ ગયો. ॥૯॥

**સ્પષ્ટાર્થ**-શત્રુઓને તપાવનારો અને નિદ્રા અથવા આલસ્યને જીતનારો અર્જુન ભગવાન કૃષ્ણને "હું અત્યારે અવિવેકી થયો છું તેથી મને ખબર પડતી નથી કે મારે યુદ્ધ કરવું જોઇએ કે નહિ, આ બાંધવોનો સંહાર કરવો જોઇએ કે નહિ, ભિક્ષાન્નથી જીવન નિર્વાહ કરવો જોઇએ કે નહિ. તેમજ હું હવે થાકીને આપને શરણે આવ્યો છું. મારે માટે જે ઘણું સારૂં કાર્ય હોય તેનો આપ ઉપદેશ કરો." આવી રીતે કહીને અને "હું યુદ્ધ નહિ કરીશ" એમ કહીને એકદમ ચુપ થઈ ગયો.

**ભાવાર્થ**—આ શ્લોકમાં જે અનુપપત્તિ છે-ગોટાળો છે તેનું વિવરણ મેં ૭ મા શ્લોકની વ્યાખ્યાના આરંભમાં કરી દીધેલ છે. મારી દૃષ્ટિમાં આ શ્લોક નિરર્થક જ છે

અને સંજયને ફરીથી આ વસ્તુને ઉચ્ચારણ કરવાની જરૂર ન હતી. પણ એ શ્લોક અહીં છે, અને એમ ને એમ છે. બધાય ભાષ્યકારો અને ટીકાકારો એને એવી રીતે રહેવા દીધેલ છે. માટે મારે પણ એને એમજ રહેવા દેવો જોઈએ. એમ છતાં, એની સંગતિ અને વ્યવસ્થાને માટે એટલું તો કહેવું જ જોઈએ કે આ શ્લોકમાં ક્રમભેદ તો છે જ. અર્જુનની ઉક્તિમાં છેવટે **"ન યોત્સ્યે"** "હું યુદ્ધ નહિ કરીશ." એવું તો નથી જ. છેવટે તો તેણે શરણાગતિ સ્વીકારી છે અને ભગવાનને પ્રાર્થના કરી છે કે "આપ જેમ કહેશો તેમ હું કરીશ. આપ મને ઉપદેશ કરો." અને એમ કહેવાથી **"ન યોત્સ્યે"** એનું કંઈપણ મૂલ્ય રહી જતું નથી. અને જો એનું મૂલ્ય સાચવી રાખવા જઈએ તો શરણાગતિ નિષ્ફલ થાય છે. તેથી અનાવશ્યક અને અનુચિત હોવા છતાં એ શ્લોકમાં આવેલ **'ન યોત્સ્યે ઇતિ ગોવિન્દમ્ ઉક્ત્વા'** એટલા ભાગને પ્રથમ રાખવો જોઈએ અને ત્યારપછી **એવમુક્ત્વા હૃષીકેશં ગુડાકેશઃ** આ ભાગ પછી હોવો જોઈએ અને એનો અર્થ આવી રીતે કરવો જોઈએ કે 'હું યુદ્ધ નહિ કરીશ" એમ પહેલાં કહીને પછી તેણે "હું આપની શરણે છું, મને કર્તવ્યાકર્તવ્ય અને ધર્માધર્મની ખબર પડતી નથી. તેથી જે સારું હોય તે ઉપદેશ કરો." એમ ભગવાનને નિવેદન કરીને એકદમ

ચુપ થઈ ગયો.” એમ અર્થ કરવાથી કોઈ રીતે આ શ્લોકની સંગતિ જળવાઈ રહેશે. ॥૯॥

સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કેઃ–

**તમુવાચ હૃષીકેશઃ પ્રહસન્નિવ ભારત ।**
**સેનયોરુભયોર્મધ્યે વિષીદન્તમિદં વચઃ ॥ ૧૦ ॥**

પદચ્છેદ

**તમ્ ઉવાચ હૃષીકેશઃ પ્રહસન્ ઇવ ભારત ।**
**સેનયોઃ ઉભયોઃ મધ્યે વિષીદન્તમ્ ઇદં વચઃ ॥ ૧૦ ॥**

**પદાર્થ–ભારત**–હે ભરતકુલોત્પન્ન ધૃતરાષ્ટ્ર! **પ્રહસન્, ઇવ**–હસતાની પેઠે. **હૃષીકેશઃ**–ભગવાન. **ઉભયોઃ**–બન્ને. **સેનયોઃ**–સેનાઓની વચમાં. [**વિષીદનામ્**–વિષાદ કરતા. **તમ્**–તે અર્જુનને. **ઇદમ્**–આ. **વચઃ**–વચન. **ઉવાચ**—બોલ્યા.

**સ્પષ્ટાર્થ**–બન્ને સેનાઓની વચમાં અર્જુનને આવી રીતે વિષાદ કરતાં–ખેદ કરતાં જોઈને ભગવાન હસી રહ્યા હોય, તેમ અર્જુનને કહેવા લાગ્યા.

**ભાવાર્થ**–મહાન્ પુરુષનો ધર્મ છે કે જે આપણી શરણમાં આવે તેની બરાબર રક્ષા કરવી. વાલ્મીકિ રામાયણમાં ભગવાન્ શ્રી રામે કણ્ડુ ઋષિના વચનને આ પ્રમાણે સ્મરે છે.

**એવં દોષો મહાનત્ર પ્રપન્નાનામરક્ષણે ।**
**અસ્વર્ગ્યમયશસ્યં ચ બલવીર્યવિનાશનમ્‌ ॥**

એટલે શરણાગત જનની જો રક્ષા કરવામાં ન આવે તો ભારે અપરાધ થાય છે. તેનો સ્વર્ગ, તેની કીર્તિ તેનું બલ અને વીર્ય એ બધાનો નાશ થઈ જાય છે. ભગવાન્‌ રામે એમ પણ કહ્યું છે કે:-

**આર્તો વ યદિવા દ્રુપ્તઃ પરેષાં શરણં ગતઃ ।**
**અરિઃ પ્રાણાન્‌ પરિત્યજ્ય રક્ષિતવ્યઃ કૃતાત્મના ॥**
**સચેદ્‌ભયાદ્વા મોહાદ્વા કામાદ્વાપિ ન રક્ષતિ ।**
**સ્વયા શક્ત્યા યથાન્યાન્યં તત્પાપં લોકગર્હિતમ્‌॥**

"યદિ શત્રુ યથા આપણી શરણમાં આવે તો પોતાના પ્રાણ ગુમાવીને પણ તેની રક્ષા કરવી જોઈએ. જે માણસ ભયથી, કે મોહથી, કે કામથી પોતાની શક્તિથી તેનું રક્ષણ કરતો નથી તો તે પાપ કરે છે.

જ્યારે શત્રુનું પણ રક્ષણ કરવું ઉચિત થઇ પડે છે તો પછી અર્જુન તો ભગવાનનો સખા છે, મિત્ર છે, સંબંધી છે, આજ્ઞાકારી છે અને આજે તેણે શરણાગતિ સ્વીકારી છે. તેની રક્ષા તો કરવીજ જોઇએ. તેથી ભગવાન અર્જુનના અવિવેકથી કે તેની કલીબતાથી કે તેના દીન-વચનોથી ક્રુદ્ધ થતા નથી. ભગવાનને આશ્ચર્ય તો અવશ્યજ

થયું હશે. સેનાઓ તૈયાર થઇને લડવાને માટે જ ઉભી છે. બંન્નેની વચમાં અર્જુન આવી દશા પ્રગટાવે તો શત્રુપક્ષને ઉપહાસ કરવાનો અવસર મળે અને અર્જુનના પક્ષમાં ગભરાટ અને ખેદની લાગણી પ્રસરે. તેથી ભગવાન હસતે મોઢે અર્જુનને સમજાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

"**પ્રહસન્નિવ**" કહેવાથી એમ જણાય છે કે ભગવાન અર્જુનને પોતાના માર્ગે લઇ આવવામાટે મક્કમ છે. જો તેઓ ક્રોધે ભરાય તો અર્જુનનો વિષાદ વધે અને મામલો વધારે બગડે. તેથી તેઓ હસીને, તેના ખેદને દૂર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ॥ ૧૦ ॥

શ્રી. ભગવાન્ ઉવાચ

**અશોચ્યાનન્વશોચસ્ત્વં પ્રજ્ઞાવાદાંશ્ચ ભાષસે ।**
**ગતાસૂનગતાસૂંશ્ચ નાનુશોચન્તિ પણ્ડિતા : ॥૧૧ ॥**

પદચ્છેદ

**અશોચ્યાન્ અન્વશોચ : ત્વં પ્રજ્ઞાવાદાન્ ચ ભાષસે ।**
**ગતાસૂન્ અગતાસૂન્ ચ ન અનુશોચન્તિ પણ્ડિતાઃ॥૧૧॥**

**પદાર્થ**–**ત્વમ્**–તું. **અશોચ્યાન્**–જેમને માટે શોક ન કરવો જોઇએ તેને માટે. **અન્વશોચઃ**–શોક કરી રહ્યો છે. **ચ**–અને. **પ્રજ્ઞાવાદાન્**–પ્રજ્ઞ એટલે વિદ્વાન. વિદ્વાનો જે વાદને ન પ્રસ્તુત કરે તે પ્રજ્ઞાવાદ કહેવાય. એટલે વિદ્વાનોએ ન બોલવાલાયક વાદને તું. **ભાષસે**–બોલે છે.

**પણ્ડિતાઃ**–વિવેકી આત્માઓ તો. **ગતાસૂન્**–ગત એટલે નિકલી ગયા હોય પ્રાણો જેમના એવાને એટલે મરણ પામેલાને. **ચ**–અને. **અગતાસૂન્**–જેના પ્રાણો નિકલી ગયા નથી તેઓને એટલે જીવતાને. **ન, અનુશોચન્તિ**–શોચતા નથી–તેમને માટે શોક કરતા નથી.

**સ્પષ્ટાર્થ**–અર્જુન તું પંડિત થઇને પણ અશોચ્યને માટે શોક કરે છે અને પંડિતોને ન છાજે એવા વાદ બોલે છે. પંડિતો તો જીવતા અને મરી ગએલાને માટે પણ શોક કરતા નથી. ॥ ૧૧ ॥

**ભાવાર્થ**—આ શ્લોકમાં **પ્રજ્ઞાવાદાન્** શબ્દ આવ્યો છે. એમાં **પ્રજ્ઞ+અવાદ** એવી રીતે પદચ્છેદ કરીને સન્ધિ કરવામાં આવેલ છે એમ સમજવું. પ્રજ્ઞ એટલે વિદ્વાન્. અવાદ એટલે ન બોલવા યોગ્ય. **પ્રજ્ઞાવાદ** એટલે વિદ્વાનોને બોલવા લાયક વાદ. અહીં **પણ્ડિત** શબ્દ પણ આવ્યો છે. **પણ્ડા** એટલે સત્ અને અસત્નો વિવેક કરનારી બુદ્ધિ. તે **પણ્ડા** જેને પ્રાપ્ત થઈ હોય તે **પણ્ડિત** કહેવાય છે. અર્જુન વિદ્વાન્ હતો. એટલે વિવેકી હતો. તેને સત્ અને અસતનું ભાન હતું. તેને વિવેકી અથવા તો વિદ્વાન સમજીનેજ ભગવાન કહે છે તું વિદ્વાન થઇને પણ તેમને માટે શોક કરી રહ્યો છે કે જેમને માટે શોક ન કરવો જોઇએ. તું પિતર, પિતામહ, આચાર્ય, માતુલ, ભાઇ, પુત્ર, પૌત્ર, મિત્ર, શ્વશુર વગેરેને માટે શોક કરે

છે. તે તો તદ્દન અયુક્ત છે. આ બધા સંબંધો કલ્પિત છે. એક દિવસે આ સંબંધો અને સંબંધિઓ જવાનાજ. ત્યારે તેમને માટે શોક વ્યર્થજ કહેવાય.

અથવા જે લોકો જાણી જોઇને ધર્મનો વિરોધ અને અધર્મનું રક્ષણ કરી રહ્યા હોય તેમના વધ માટે તું શા માટે શોક કરે છે. તેઓ વધનેજ લાયક છે. દુર્યોધન આજે ભારે અન્યાય કરી રહ્યો છે. રીતિસર આ રાજ્ય યુધિષ્ઠિરને મળવુંજ જોઇએ. તેને આપવા દુર્યોધને ના પાડી છે. તેણે અન્યાય કર્યો છે. ભીષ્મપિતામહ વગેરે આ અન્યાયને સમજી શકે તેમ છે. છતાં આ લોકો અધર્મની વૃદ્ધિ કરવા માટે ધર્મપક્ષનો વિરોધ કરવા ઉભા છે. એ બધા આતતાયિયોમાં ગણાય.

**અગ્નિદો ગરદશ્ચૈવ શસ્ત્રપાણિર્ધનાપહઃ ।**
**ક્ષેત્રદારહરશ્ચૈવ ષડેતે હ્યાતતાયિનઃ**
**આતતાયિનમાયાન્તં હન્યાદેવાવિચારયન્ ।**
**નાતતાયિવધે દોષો હન્તુર્ભવતિ કશ્ચન ॥**

અગ્નિમાં બાળી નાખનાર, વિષ આપીને મારી નાખનાર અથવા તેને માટે પ્રયત્ન કરનાર, હાથમાં શસ્ત્ર લઇને અશસ્ત્ર સામે યુદ્ધ કરનાર, પરધનનું હરણ કરનાર, પરક્ષેત્ર અને પરદારાનું હરણ કરનાર એ ૭ આતતાયી કહેવાય છે. એમનો વિચાર કર્યા વગરજ વધ કરવો

જોઇએ. એમના વધ કરવાથી વધ કરનારને કંઇપણ પાપ લાગતું નથી. તેમજ

**ગુરોરપ્યવલિપ્તસ્ય કાર્યાકાર્યમજાનત : ।**
**ઉત્પથપ્રતિપન્નસ્ય પરિત્યાગો વિધીયતે ॥**

આ વચન પ્રમાણે ભીષ્મ દ્રોણ વગેરે અવલિપ્ત પણ છે, કાર્ય અને અકાર્યના વિચારમાં મૂઢ પણ છે તેમજ પ્રતિકૂળ માર્ગમાં ચાલનાર છે તેથી તેઓનો સંગ્રહ નહિ પણ ત્યાગજ કરવો જોઇએ. ત્યાગ અયોગ્યનોજ હોય છે. જે અયોગ્યનો ત્યાગ થઇ શકે છે તેનો વધ પણ થઇ શકે છે. માટે એ બધા વધને યોગ્ય જ છે, તેથી તેમને માટે શોક કરવાની જરાય આવશ્યકતા ન હોઇ શકે.

હે અર્જુન! તું અત્યારે જે કંઇ બોલે છે તે વિદ્વાનને ન શોભે એવું છે. **પ્રજ્ઞાવાદનો પ્રજ્ઞાવતાં વાદા:** "વિદ્વાનો જેવી વાત" એવો અર્થ કરીને આખા શ્લોકનો એ અર્થ કરવો. "તું વાત તો કરે છે વિદ્વાનો જેવી અને શોક કરે છે તેને માટે જેને માટે વિદ્વાનો શોક ન કરી શકે" ઉચિત નથી. કેમકે "પંડિતો તો ગતાસુઓને અને અગતાસુઓને શોચતા નથી. અર્જુન તો શોક કરી રહ્યો છે. પ્રથમાધ્યાયમાં અને બીજા અધ્યાયના આરંભમાં પણ તે શોક સિવાય બીજું કશું કરતોજ નથી. તો અપંડિતનું કામ કરીને તે પંડિત કેમ કહેવાય? ભગવાન

તે લોકોને પંડિત માનવાને તૈયાર નથી કે જે લોકો નશ્વર દેહ અને દુરાચારીઓ તેમજ પામર પ્રાણીઓને માટે વિલાપ કરવા બેસે. તેથી સ્પષ્ટજ કહે છે પંડિતો જીવતા અને મરેલા કોઇને માટે પણ શોક કરતા જ નથી. અર્થાપત્તિથી એમ સિદ્ધ થાય છે કે જે ગતાસુ અને અગતાસુને માટે શોક કરે તે મૂર્ખ છે. અત્યારે અર્જુન મૂર્ખ જેવી વાતો કરી રહ્યો છે તેથી **પ્રજ્ઞાવાદ**નો "પ્રજ્ઞને-વિદ્વાનને ન શોભે એવી વાત" એવોજ અર્થ ઉચિત અને સંગત કહેવાય.

પણ કોઇ એમ પણ અહીં પુછી શકે છે કે જ્યારે ભગવાન અર્જુનને મૂર્ખ નથી માનતા પણ વિદ્વાન માને છે તો અર્જુનમાં વિદ્વાનના લક્ષણો કેમ નથી? પૂછનારનો આશય એમ છે કે જો તે વિદ્વાન હોત તો ગીતામાં જે પ્રશ્નો તેણે પૂછ્યા છે તે ન પુછી શકાત. પ્રશ્નો ઉપરથી એમ ચોકખું જણાય છે કે અર્જુન શાસ્ત્રી તો નહિજ હતો.

ઉત્તર એ છે કે પંડિતનો અર્થ શાસ્ત્રી નહિ, પણ વિવેકી. અર્જુનને શાસ્ત્રો ન આવડતાં હોય એ તો બની શકે છે. પણ અર્જુનમાં વિવેક ન હતો તે તો કોઇ પણ સિદ્ધ કરી શકતો નથી. માટે અહીં પંડિત શબ્દનો અર્થ કેવળ "વિવેકી" એજ કરવો. એજ અર્થ મેં શ્લોકનો અર્થ કરવાના સમયે કર્યો છે.

અહીં કહેવામાં આવ્યું છે કે "પંડિતો મરી ગએલાને માટે તેમજ જીવતાંને માટે શોક કરતા નથી." અહીં

થોડો વિચાર કરીએ. મરી ગએલાને માટે તો શોક ન થાય. શોક કોઇ કરે તો મૂર્ખ ગણાય. કેમકે ત્યાં શોક નિરર્થક છે. શોકથી મરેલો માણુસ પાછો આવી શકે તેમ નથી. પ્રત્યુત શોક કરનારના જ શરીર અને મનની હાનિ થાય છે. કેમકે ખરૂં જોતાં તે શોક મરનારને માટે હોતોજ નથી. હોય છે શોક કરનારને માટે જ. મરનારના મરી જવાથી જ્યારે તે નિઃસાધન બને છે ત્યારે પોતાના દુઃખને લીધે મૃત આત્માની યાદ કરે છે અને રડે છે. તેનાથી જે આનંદ મળતો હતો તે આનંદના અભાવમાં મૃત આત્માનું સ્મરણ થાય છે અને માણુસ રુવે છે. એવી રીતે વસ્તુતઃ શોક તો પોતાને માટેજ હોય છે અને તેથી પોતાનીજ હાનિ થાય છે. તેથી કોઇની મૃતદશા પછી શોક, વિલાપ, આર્તનાદ કરવામાં ખરેખર મુર્ખાઇ અને અવિવેકજ છે.

પણ જીવતા માણુસને માટે શોક ન કરવો, એનું શું તાત્પર્ય ? ધારો કે એક માણુસ દુઃખી થાય છે. પહેરવાનું વસ્ત્ર અને પેટ ભરવાનું અન્ન તેની પાસે નથી. એવાને માટે શોક કરવામાં કયા પ્રકારની હાનિ અને મુર્ખાઇ છે ? એક માણુસ બીમાર છે. અને માટે શોક કરવામાં કયા પ્રકારનો અવિવેક છે ? શોક કેવળ સ્વાર્થને માટે જ થાય તેમ તો નથી જ. દયાને લીધે પણ શોક થાય છે. જેને આપણે કોઇ દિવસે ન જોયો હોય, જેના સંબંધમાં આપણુને કંઇ પણ જ્ઞાન ન હોય

**પણ તેની દુરવસ્થા જ્યારે આપણી સામે આવે છે ત્યારે દુઃખ થાય છે અને તે જ શોક.**

ઉત્તર એ છે કે શોક અને ચિન્તા એ બેમાં થોડુંક અંતર છે. શોકને આંસુ અને ઉરસ્તાડન આદિ વડે પ્રકટ કરવામાં આવે છે. ચિંતાને પ્રકટ કરવા માટે અમુક પ્રકારની વ્યગ્રતા અને તેને ટાળવા માટે અમુક પ્રકારના વ્યાપાર–કર્મ–કરવામાં આવે છે. તેથી જીવતાના યોગ-ક્ષેમને માટે ચિંતા કરી શકાય છે પણ શોક નહિ. તેથી ભગવાને શોક કરવાને માટેજ અહીં ના પાડી છે.

**કિંચ,** શોક કોઇના અદર્શનથી થાય છે. અને ચિંતા દર્શન અને અદર્શન બન્નેથી થાય છે. "**કિં શોચતે હાઙ્યુદયે બતાસ્મિન્**" "**પ્રિયતમા માં શોચતે**" વિગેરે કવિ વાક્યોમાં થએલાં અદર્શન અને થનારા અદર્શન બન્નેને માટે **શુચ** ધાતુનો પ્રયોગ જોવામાં આવે છે. એવી રીતે શોક અને ચિંતામાં ભેદ સમજી લેવો જોઇએ.

આ **ગતાસુ** શબ્દનો અર્થ **દેહ** અને **અગતાસુનો** અર્થ આત્મા પણ થઇ શકે છે. જેનામાંથી પ્રાણો નિકલી ગયા હોય તે **ગતાસુ** કહેવાય છે. જેનામાંથી પ્રાણો ન નિકલ્યા હોય તે **અગતાસુ** કહેવાય છે. શરીરમાંથી તો પ્રાણો મૃત્યુના સમયે નિકલીજ જાય છે તેથી તેને માટે એ મુખ્ય પ્રયોગ છે. પણ આત્મામાં તો પ્રાણ હોતાજ

નથી તેથી તેમાંથી નિકળતા પણ નથી. માટે સ્વતઃસિદ્ધ જે પ્રાણુભાવ તેનેજ **અગત** શબ્દથી કહેવામાં આવે છે. તેથી એનો એ પણ અર્થ થાય છે કે પંડિતો દેહ અને આત્મા બન્નેને માટે શોક કરતા નથી. શોક નાશથીજ થાય છે. આત્માનો નાશ થતો નથી તેથી તેને માટે શોક નિરર્થક. દેહનો નાશ થાય છે અને તે નાશ ફરી ન-નાશ થઈ શકતો નથી-એટલે મરેલો ફરીથી જીવી શકતો નથી. માટે તેને માટે પણ શોક વ્યર્થજ છે.

પણ એ અર્થ અહીં બહુ ઉચિત ન ગણાય. કેમકે હજી તો અર્જુનને આત્મા અને દેહ એ બન્ને વસ્તુઓ પૃથક્ જણાતી નથી. દેહાધ્યાસ થયો છે. તેથી જ્યાં સુધી એમ ન સમજાવવામાં આવે કે દેહ ભિન્ન વસ્તુ છે અને તેનો સાક્ષી આત્મા ભિન્ન વસ્તુ છે ત્યાંસુધી આ અર્થ નકામો છે. તેથી ભગવાન ૧૨ માં અને ૧૩ માં શ્લોક વડે આત્મા અને દેહનું પૃથક્કરણ કરવાનો પ્રયાસ કરનાર છે. ॥ ૧૧ ॥

શોક શામાટે ન કરવો જોઇએ તે બતાવવા સારૂ “આત્મા દેહથી જુદો છે” એમ સમજાવીને અર્જુનના દેહાધ્યાસને દૂર કરવા માટે ભગવાન બોલે છે કે :-

**નત્વેવાહં જાતુ નાસં ન ત્વં નેમે જનાધિપાઃ ।**
**ન ચૈવ ન ભવિષ્યામઃ સર્વે વયમતઃ પરમ્ ॥ ૧૨ ॥**

પદચ્છેદ

**ન તુ એવ અહં જાતુ ન આસં ન ત્વં ન ઇમે જનાધિપાઃ ।**
**ન ચ એવ ન ભવિષ્યામ : સર્વે વયમ્ અત : પરમ્ ॥**

**પદાર્થ**—**અહમ્**—હું. **જાતુ**—કદી. **ન, આસમ્**—ન હતો? **ન, તુ, એવ**—એવું તો નથીજ. **ત્વમ્**—તું. **જાતુ**—કદી. **ન, (આસીઃ)**—ન હતો ? **ન, તુ, એવ**—એવું તો નથીજ. **ઇમે**—એ. **જનાધિપા :**—રાજાઓ. **ન (આસન્)**—ન હતા ? **ન, તુ, એવ**—એવું તો નથીજ. **ચ**—અને, **વયમ્**—અમે. **સર્વે**—બધા, **અતઃ**—હવેથી. **પરમ્**—આગળ—ભવિષ્યમાં. **ન, ભવિષ્યામઃ**—નહિ થશું ? **ન, એવ**—એવું પણ નથીજ. ॥ ૧૨ ॥

**સ્પષ્ટાર્થ**—હું પૂર્વે ન હતો આજે છું, એવું નથી. તું પૂર્વે ન હતો આજે છે, એવું પણ નથી. આ બધાય રાજાઓ પણ પૂર્વે ન હતા અને આજેજ છે એવું પણ નથી. અને ભવિષ્યમાં પણ અતઃ પર—આ શરીર પછી અમે નહિ રહેશું કે નહિ થઇશું એવું પણ નથી. અમે ફરી શરીર ધારણ કરીને આવીશુંજ. ॥ ૧૨ ॥

**ભાવાર્થ**—અર્જુન અત્યારે દેહાધ્યાસમાં સપડાઇ ગએલો છે. તેથી ભગવાન તેને દૂર કરવા માટે કહે છે કે જો તું એવું માનતો હોય કે હું—કૃષ્ણ આ શરીર પૂર્વે ન હતો તો તારી ભૂલ થાય છે, હું પણ આ કૃષ્ણ—

શરીરથી પૂર્વે હતો. તું પણ આ અર્જુન શરીરથી પૂર્વે હતો અને આ બધાય રાજાઓ જેને માટે તું શોક કરી રહ્યો છે તે પણ આ શરીર પૂર્વે હતાજ. તેમજ ભવિષ્યમાં પણ આપણે રહીશુંજ. આ શરીર પછી આપણને નવું શરીર મળવાનું હશે તો મળશે અને આપણે તે શરીરદ્વારા ફરી પ્રકટ થઈશું. શરીર નહિ મળવાનું હશે અને મોક્ષ મળી જશે ત્યારે પણ આપણે રહીશુંજ. અમે પૂર્વે પણ હતા, આજે પણ છીએ અને ભવિષ્યમાં પણ રહીશું, એમ કહીને ભગવાને આત્માને અનાદિ અને અનંત હોવાનો ઉપદેશ કર્યો છે.

"**અહમ્‌**-હું", "**ત્વમ્‌**-તું" અને "**ઈદમ્‌**-આ" એ ત્રણે શબ્દોથી ભગવાનનું હું-પદવાચ, તું-પદવાચ્ય, આ-પદવાચ્ય આત્માથી તાત્પર્ય છે. વ્યવહારને માટે ત્રણ પુરુષની શબ્દશાસ્ત્રમાં કલ્પના કરવામાં આવી છે. પહેલો પુરુષ, બીજો પુરુષ અને ત્રીજો પુરુષ. પહેલો પુરુષ-હું, બીજો પુરુષ-તું, ત્રીજો પુરુષ તે-આ વગેરે. આ ત્રણ પુરુષો સિવાય ચોથો પુરુષ નથી. તેથી ભગવાન અહીં ત્રણે પુરુષોનો ઉલ્લેખ કરીને ત્રણેની નિત્યતા સમજાવી રહ્યા છે. હું-શબ્દથી કહેવાતો આત્મા, તું-શબ્દથી કહેવાતો આત્મા અને અને આ-શબ્દથી કહેવાતો આત્મા નિત્ય છે, અજર છે, અમર છે. એનો કોઈ પણ કાળે અભાવ થતો નથી એમ ભગવાન અર્જુનને સમજાવવા ઇચ્છે છે.

શબ્દ શાસ્ત્રમાં વર્તમાન કાળ, ભૂતકાળ અને ભવિષ્યત્ કાળ, એવી રીતે ત્રણ કાળ મનાય છે. ભગવાને ત્રણે કાળમાં આત્માનું અસ્તિત્વ સમજાવવા માટે "**આસમ્**" એ ભૂતકાળનો, અને "**ભવિષ્યામઃ**" એ ભવિષ્યકાળની ક્રિયાનો પ્રયોગ કર્યો છે. વર્તમાન તો છેજ. એવી રીતે અર્જુનને એમ સમજાવવામાં આવ્યું છે કે આત્મા ત્રણે કાળમાં રહે છે. કોઇ પણ કાળમાં એનો અભાવ હોતો નથી. આત્મા કાલાતીત છે. ॥૧૨॥

શોક કરવા માટે બેજ વસ્તુઓ હોઈ શકે છે—આત્મા અને દેહ. આત્માને માટે શોક નહિ કરી શકાય, કેમકે તે નિત્ય અને અવિનાશી છે. જેનો નાશ નથી તેને માટે શોક શા માટે ? તેથી બાકી રહેલ દેહને માટે શોકનો અવકાશ અજ્ઞાની જીવને હોઈ શકે છે તેને દૂર કરવા માટે ભગવાન કહે છેઃ—

દેહિનોઽસ્મિન્યથા દેહે કૌમારં યૌવનં જરા ।
તથા દેહાન્તરપ્રાપ્તિર્ધીરસ્તત્ર ન મુહ્યતિ ॥૧૩॥

પદચ્છેદ

**દેહિનઃ અસ્મિન્ યથા દેહે કૌમારં યૌવનં જરા ।**
**તથા દેહાન્તરપ્રાપ્તિઃ ધીરઃ તત્ર ન મુહ્યતિ ॥૧૩॥**

**પદાર્થ—દેહિનઃ**—દેહના અધિષ્ઠાતા આત્માના. **અસ્મિન્** આ. **દેહે**—દેહમાં. **યથા**—જેવી રીતે. **કૌમારમ્**—કુમારા-

વસ્થા. **યૌવનમ્**–યુવાવસ્થા. જુવાની અને. **જરા**—ઘડપણ (આવે છે અને ચાલી જાય છે). **તથા**–તેમજ. **દેહાન્તર—પ્રાપ્તિઃ**—તેને (આત્માને) બીજા દેહની પ્રાપ્તિ (થાય છે). **ધીરઃ**—વિદ્વાન. **તત્ર**–તે દેહના વિષે. **ન, મુહ્યતિ**–મુંઝાતો નથી. ॥ ૧૩ ॥

**સ્પષ્ટાર્થ**—આ દેહમાં જેવી રીતે કુમાર અવસ્થા આવે છે અને ચાલી જાય છે. પછી જુવાની આવે છે અને તેના પછી વૃદ્ધાવસ્થા–ઘડપણ આવે છે. તેવી જ રીતે આત્માને એક શરીર મળે છે. તે ચાલી જાય છે ત્યારે બીજું મળે છે. ત્યારપછી ત્રીજું અને ચોથું. એવી રીતે એ ક્રમ ચાલ્યા જ કરે છે. તેથી વિદ્વાન આત્મા તે વિષયમાં મોહ નથી પામતો. ॥ ૧૩ ॥

**ભાવાર્થ**—જે વખતે ગીતાની રચના થઇ તે વખતે વૈદિકમતથી વિપરીત અનેક મતો હૈયાતીમાં આવી ચુક્યા હતા. એતદ્દેશીય અને વિદેશીય વિદ્વાનોના મતપ્રમાણે આજે જે મહાભારત ઉપલબ્ધ થાય છે તેના ત્રણ સ્વરૂપો છે. **જય, ભારત** અને **મહાભારત.** દ્વૈપાયન વ્યાસે પાંડવોના વિજય પછી, તેની વિગતો વર્ણવવા માટે **જય** નામનું મહાકાવ્ય લખ્યું. ઘણા દિવસો પછી તેમના શિષ્ય વૈશંપાયને **જયને** વધાર્યું અને **ભારત** નામ પાડ્યું. ત્યારપછી સૌતિએ ( સૂતલોમહર્ષણના પુત્રે ) ભારતને વધારીને તેનું નામ **મહાભારત** પાડ્યું. આવી રીતે

ત્રણ વિદ્વાનોના કલમ–કૌશલ્યને લીધે મહાભારતનું વર્તમાન સ્વરૂપ આપણને જોવામાં આવે છે. આપણને જે ગીતા આજે પ્રાપ્ત છે તેમાં વૈશંપાયને કે સૌતિએ કંઈ પણ પરિવર્તન કર્યું હોય એમ જણાતું નથી. તેથી એ નિર્વિવાદ જેવું છે કે ભગવદ્ ગીતાનો નિબંધ દ્વૈપાયનવ્યાસના હાથેજ થયો છે. મહાભારતની રચનાનો કાળ વૈદિક સમયથી આરંભાય છે અને ઇસાથી પૂર્વે ૫૦૦ અથવા અઢીસો અથવા દોઢસો વર્ષ સુધીમાં મહાભારત રચાઇને પુરું થઈ જાય છે, એમ બધા વિચારક વિદ્વાનોએ સ્થિર કર્યું છે. તે સમયે નાસ્તિક મતોનો અવતાર થઈ ચુકયો હતો. તે સમયે કેટલાક એવા માનનારા હતા કે શરીરની અંદર રહેનારો આત્મા અથવા જીવ કોઈ નિત્ય વસ્તુ નથી. શરીરની સાથેજ જીવની ઉત્પત્તિ થાય છે અને શરીર સાથે જ એનો અંત આવી જાય છે (આશ્વમેધિક પર્વ). એ સિદ્ધાંતના ખંડન કરવા સારૂ ભગવાને ૧૨ મા શ્લોકમાં આત્માની નિત્યતાની સ્થાપના કરી, પુનર્જન્મના સિદ્ધાંતને પણ સ્થિરતા આપી.

આ શ્લોકવડે તે લોકોના મતનું ખંડન કરે છે જે એમ માને છે કે પુનર્જન્મ હોતોજ નથી; અથવા જે લોકો દેહને જ આત્મા માની રહ્યા હતા. ભગવાનનો આશય એ છે કે જો પુનર્દેહની પ્રાપ્તિ ન થતી હોય એટલે પુનર્જન્મ ન થતો હોય તો એક શરીરે કરેલા કર્મોનું

શુભ અથવા અશુભ ફળો મળ્યા વગર જ રહી જશે. અને જો એવું થતું હોય તો નવજાત શરીરને કોઈ પણ જાતનું દુઃખ ન હોવું જોઇએ. કેમકે જે આત્માએ અશુભ કર્મ કરેલ તેનો તો નાશ થયો અને તેને પુનર્દેહ મળતો નથી. જે નવો દેહ જે આત્માને મલ્યો છે તે આત્મા કોઈ નવો છે. તેણે કંઈ પણ અશુભ કર્મ કર્યુંજ નથી, પછી શામાટે તેને તે નવદેહમાં દુઃખ હોવું જોઇએ ?

**કિંચ** જે લોકો જગતને એક આકસ્મિક ઘટના તરીકે ન માનીને ઇશ્વરરચિત માને છે તેમનેમાટે એ ભારે પ્રશ્ન છે કે નવજાત દેહમાં દુઃખની ઉત્પત્તિ શા કારણે થાય છે ? ભગવાન તો સુખરૂપ છે. તેની સૃષ્ટિમાં સુખજ હોવું જોઇએ. તેવું તો નથીજ. કોઇ સુખી છે અને કોઇ દુઃખી છે. આ વિષમતા ભગવાન શા માટે રાખતા હશે તે અચિંતનીય છે. કારણ વગર કોઇને દુઃખી અને કોઇને સુખી બનાવીને ભગવાન વૈષમ્ય અને નૈર્ઘૃણ્યનું પોષણ કરે છે.

**વૈષમ્ય** એટલે વિષમભાવ. નૈર્ઘૃણ્ય એટલે નિર્દયતા. જો દેહની સાથે આત્માનો પણ નાશ થઈ જતો હોય તો નવા શરીરમાં નવા આત્માઓમાંથી કોઇને સુખી અને કોઇને દુઃખી બનાવીને પક્ષપાત કરનાર ભગવાનમાં વિષમભાવ અને નિર્દયતા એ બન્ને દોષો પુરવાર થઈ જાય છે. કોઇપણ તટસ્થ વ્યક્તિ અથવા દયાળુ વ્યક્તિ

વગર કારણે કોઈને દુઃખી અને કોઇને સુખી ન બનાવી શકે. તેમજ કોઈની ઉપર નિર્દયતા પણ ન દાખવી શકે. માટે એ બે દોષોમાંથી ઇશ્વરને બચાવી લેવામાટે અને અનેક બીજી અનુપપત્તિઓને સમૂળ નષ્ટ કરવામાટે એ તો માનવું જ પડે છે કે પુનર્જન્મ થાય છે અને આત્મા નિત્ય છે. એ જ નિત્ય આત્મા પોતાના કર્મફળોને ભોગવવા સારૂ ભગવત્પ્રેરણાથી ગમે તે માનવશરીરમાં આવે છે.

ભગવાન કહે છે કે દેહમાં જાત જાતના ફેરફારો થાય છે. જુવો. શરીરમાં બાલ્યાવસ્થા આવે છે. એ અવસ્થા તે શરીરના ચેતન સાથે અનેક રીતે બાલ–વિનોદ કરીને માતાપિતાને એક અનેરો આનંદ આપીને યુવાવસ્થામાં બદલાઈ જાય છે. જે સમયે કુમાર અવસ્થાનો અંત થાય છે અને એવી રીતે અંત થાય છે કે તે શરીરમાં તે ફરીથી કોઈ પણ વખતે પ્રકટ હોઈ શકે નહિ, ત્યારે માતા પિતા કે બીજા સ્વજનો રડવા–કુટવા તો નથી બેસતા. ઉલટો તેમને આનંદ થાય છે કે મારો પુત્ર કે મારી પુત્રી મોટી ઉમરે પહોચે છે. એવી રીતે જ્યારે યુવાવસ્થાનો અંત થાય છે અને વૃદ્ધાવસ્થા આવી પહોંચે છે ત્યારે પણ આપણે કોઈ માબાપને પુત્રની વૃદ્ધાવસ્થા–માટે વિલાપ કરતાં નથી જોતા. જેવી રીતે આ બધી અવસ્થાઓ શરીરમાં બદલાય છે એવી રીતે એક એવું પરિ-

વર્તન પણ થાય છે કે જ્યારે આ આખું શરીર નથી રહેતું અને તેની જગ્યાએ બીજું શરીર આવે છે અને તેની અંદર રહીને અથવા તેના આવરણમાં રહીને જીવ જાત જાતના દુઃખો અને સુખો અનુભવે છે. જો કે આ દુઃખ અને સુખ અંતઃકરણજ ભોગવે છે પણ તેમાં જીવ–સાહચર્ય તો નિયત જ છે. જીવ વગર અંતઃકરણ બેભાન અને નિષ્ક્રિય રહે છે, તેથી તે સુખ–દુઃખ ભોગ જીવનું મનાય છે. તો, જે કુમારાવસ્થાના શરીરના પરિવર્તનથી કોઇને દુઃખ નથી થતું, તેમજ યુવાવસ્થાના પરિવર્તનથી પણ કોઈ માબાપને દુઃખ નથી થતું તો વૃદ્ધાવસ્થાના પરિવર્તનથી પણ કોઈ માબાપને દુઃખ ન થવું જોઇએ. તેમજ ગમે તે અવસ્થામાં જો એકદમ નવું પરિવર્તન થતું હોય અને તેના પરિણામે કોઈ નવું શરીર મળતું હોય તો પણ દુઃખ માનવાનો કોઈ પણ હેતુ નથી.

જો કે શરીરમાં દેખીતી રીતે ૬ અવસ્થાઓ આવે છે:– શૈશવ, કૌમાર, પૌગંડ, કિશોર, યૌવન અને જરા. જ્યાંસુધી બાલક માતાનું સ્તનપાન કરે છે ત્યાંસુધી **શૈશવ** અવસ્થા મનાય છે. ત્યારપછી પાંચ વર્ષ સુધી **કૌમાર** અવસ્થા ચાલે છે. ૧૦ વર્ષની ઉમર સુધી **પૌગંડ** કહેવાય છે. ૧૫ વર્ષ સુધી **કિશોર** અવસ્થા રહે છે. ચાલીશ વર્ષ સુધી **યૌવન** અવસ્થા ગણાય છે. અહીં સુધી અને એના પછી પણ પાંચ વર્ષ સુધી એટલે ૪૫ વર્ષ

સુધી પ્રાચીનકાલમાં **ઉપકુર્વાણ બ્રહ્મચારિઓ** ગુરુકુળમાં નિવાસ કરીને બ્રહ્મચર્ય પાલન કરતા અને વિદ્યાભ્યાસ કરતા. ત્યારપછી વૃદ્ધાવસ્થાનું આગમન થાય છે. તેને જ **જરા** કહે છે. આ અવસ્થાઓ તો નિયત જ છે પણ એના કાળમાં ઘટવધ સંભવે છે, અને તે સમયને આભારી છે. જેવી રીતે શરીરમાં આ છ અવસ્થાઓ ક્રમે કરીને આવી જાય છે એવી રીતે **મરણ** પણ એક અવસ્થા છે. ઉપર જણાવેલી છ અવસ્થાઓનાં એ જ શરીરમાં જુદીજુદી રીતે પરિવર્તન થાય છે અને મૂળ શરીર ટકી રહે છે. પણ મરણ એવી અવસ્થા છે જેમાં સૂક્ષ્મ શરીર સિવાય આ સ્થૂળ શરીરનો પતો ચાલતો નથી. આ સાતે અવસ્થાઓના નામો ન ગણાવીને ભગવાને ફક્ત કૌમાર, યૌવન અને જરા એ ત્રણ જ નામો ગણાવ્યાં છે. તે તો એ દૃષ્ટિએ કે એ ત્રણે પ્રધાન છે. અને શાસ્ત્રોમાં ઘણીવાર ૧૬ વર્ષ સુધીના બાલકોને પણ કુમાર કહેવામાં આવે છે. ૧૬ કે ૧૯ વર્ષનો બાલક યુવાન નહિ કહેવાય. પણ તે વખતે યુવાવસ્થા મંદગતિએ તેના શરીરમાં પ્રવેશ કરતી જણાય છે. અહીં ભગવાન શૈશવ, કૌમાર, પૌગંડ અને કિશોર આ ચારે અવસ્થાઓને **કૌમાર** શબ્દથી જણાવે છે.

આ શ્લોકમાં **દેહિનઃ** પદ આવ્યું છે. એ **દેહિન્** શબ્દની ષષ્ઠી (છઠ્ઠી) વિભક્તિનું એક વચન છે. ૧૨ મા શ્લોકમાં **જનાધિપાઃ** પદ આવ્યું છે. તે **જનાધિપ**

શબ્દની પહેલી વિભક્તિનું બહુવચન છે. સાંપ્રદાયિકો અહીં વિવાદમાં પડી જાય છે. શ્રી. શંકરાચાર્યના મત પ્રમાણે જીવ એક છે, અને ઉપાધિની અનેકતા લઇને જીવ અનેક મનાય છે. એવી રીતે લગભગ બધા અદ્વૈતવાદીઓ જીવતત્ત્વને સ્વીકારે છે. વિશિષ્ટાદ્વૈતવાદીઓ સ્વભાવત: જીવને અનેક માને છે. તેથી **જનાધિપાઃ** માં બહુવચન જોઇને તેઓ કહે છે કે જો જીવ એકજ હોત તો **જનાધિપાઃ** માં ભગવાન બહુવચનનો પ્રયોગ કેમ કરત ? બહુવચનના પ્રયોગથી એમ જણાય છે કે શ્રી ભગવાન પોતે જીવને અનેક માને છે. તેઓ એમ પણ કહે છે કે અર્જુન અત્યારે અજ્ઞાનમોહિત થઇને ભગવાનને શરણે આવ્યો છે. આવા સમયે ઔપાધિક ભેદભાવ વડે અર્જુનને ઉપદેશ કરવો યોગ્ય ન ગણાય તેથી પારમાર્થિક વસ્તુ એજ છે કે જીવ સ્વભાવત: અનેક છે. એ મતની પુષ્ટિ માટે "**નિત્યો નિત્યાનાં ચેતનશ્ચેતનાનામ્**" આ શ્રુતિ પ્રમાણરૂપે મુકાય છે.

અદ્વૈતવાદ કહે છે કે જો **જનાધિપાઃ** એ બહુવચનથી અને "**નિત્યો નિત્યાનામ્**" એ શ્રુતિથી "જીવ-બહુત્વ" સિદ્ધ થતું હોય તો **દેહિનઃ** આ એક વચનથી અને **"અણુરેષ આત્મા" "કોઽયમાત્મા" "સ આત્મા" "જીવાપેતં વાવ કિલેદં મ્રિયતે ન જીવો મ્રિયતે"** વગેરે એક વચનથી "જીવૈકત્વ" કેમ સિદ્ધ ન થાય ?

વસ્તુસ્થિતિ તો એ છે કે આવા પ્રયોગોથી કોઈ એક મતનું સ્થાપન કરવુંજ અયોગ્ય છે. આવા નિર્ણયોને માટે શબ્દ પ્રયોગ નહિ પણ **યોગબળ** ઉચિત સાધન ગણાય. સમાધિ વડે પ્રત્યક્ષ કરીને કહેવું જોઇએ કે જીવોના સંબંધમાં ખરી વસ્તુ શું છે.

આ શ્લોક વડે ભગવાન અર્જુનને સમજાવે છે કે જેમ કૌમાર વગેરે શરીરની અવસ્થાઓ છે તેમજ "દેહાન્તર-પ્રાપ્તિ" પણ શરીરની જ એક પરમ (છેલ્લી) અવસ્થા છે. એને માટે કોઇપણ ધીર પુરુષ–વિદ્વાન પુરુષને શોક કરવો ન શોભે. જેમ બીજી અવસ્થાઓને શાંતિ અને આનંદ સાથે સહન કરવામાં આવે છે તેમજ આ છેલ્લી અવસ્થાને પણ સહન કરી લેવું જોઇએ. ॥૧૩॥

એ તો ખરૂં છે કે આત્મા નિત્ય છે અને તેનો પુનઃ જન્મ પણ નિયત જ છે. મોક્ષ થાય ત્યાંસુધી જન્મ–મરણનું ચક્ર ચાલુ જ રહેવાનું. એને માટે મને દુઃખ પણ નથી. દુઃખ તો એને લીધે થાય છે કે આ શરીરોની સાથે ઘણા કાળનો સંબંધ છે. સાથે રહ્યાં છીએ. સાથે જન્મ્યા છીએ. સાથે ચાલ્યા છીએ. સર્વ વ્યવહાર સાથે જ થયો છે. આજે એ શરીરનો વિયોગ મને અસહ્ય જણાય છે. મારા દુઃખનું એ કારણ છે. અર્જુનના અભિપ્રાયને આવી રીતે સમજીને ભગવાન બોલે છે—

**માત્રાસ્પર્શાસ્તુ કૌન્તેય શીતોષ્ણસુખદુઃખદાઃ ।**
**આગમાપાયિનોઽનિત્યાસ્તાંસ્તિતિક્ષસ્વ ભારત ॥૧૪॥**

પદચ્છેદ

**માત્રાસ્પર્શાઃ તુ કૌન્તેય શીતોષ્ણસુખદુઃખદાઃ ।**
**આગમાપાયિનઃ અનિત્યાઃ તાન્ તિતિક્ષસ્વ ભારત॥૧૪॥**

**પદાર્થ**—**કૌન્તેય**—હે અર્જુન! **માત્રાસ્પર્શાઃ**—ઈન્દ્રિયોના વિષયો. **તુ**—તો. **શીતોષ્ણસુખદુઃખદાઃ** ગર્મી અને સર્દીની પેઠે સુખ અને દુઃખ આપનારા છે. અને **આગમાપાયિનઃ**—ઉત્પત્તિ અને વિનાશવાલા છે. અને તેથી **અનિત્યાઃ**—અનિત્ય છે. **ભારત**—હે અર્જુન! **તાન્**—તે વિષયોને. **તિતિક્ષસ્વ**—તું ત્યજી દે.

**સ્પષ્ટાર્થ**—ઈંદ્રિયોના વિષયો ગર્મી અને સર્દીની પેઠે સુખ અને દુઃખ આપનારા છે. તેમજ તેઓ ઉત્પત્તિ અને વિનાશવાલા પણ છે. અને એજ કારણે તેઓ અનિત્ય પણ છે. તેથી હે અર્જુન તે વિષયોનો તું ત્યાગ કર.

**ભાવાર્થ**—આ શ્લોકમાં **તિતિક્ષસ્વ** એ ક્રિયાપદ ખુબ વિચારવા યોગ્ય છે. સામાન્ય રીતે એનો અર્થ "સહન કરો" એમ થાય છે. એ સામાન્ય અર્થને લઇને આપણે વિચાર કરીએ કે એ અર્થ અહીં સંગત છે કે કેમ? **તાન્ તિતિક્ષસ્વ** એટલે તે માત્રાસ્પર્શોને—ઇન્દ્રિઓના વિષયોને

તું સહન કર. "સહન કરવું" એટલે શું ? એનો વિચાર કરીએ. લોકમાં વ્યવહાર થાય છે કે "જે દુઃખ આવે તેને સહન કરો" એટલે એનો ભાવ એ કે દુઃખને દુઃખ તરીકે નહિ ગણીને એની ઉપેક્ષા કરો અને શાંતિમાં રહો. એ વ્યાવહારિક ભાષાની અનુકૂળતાથી **સહન કરવું** એટલે **ઉપેક્ષા કરવી.** ઉપેક્ષાનો ફલિતાર્થ ત્યાગ જ હોય છે. તેથી મ્હેં અહીં **તિતિક્ષસ્વ**નો અર્થ "ત્યજી દે" એમ કર્યો છે. તે વધારે સંગત અને ઉચિત છે. કદાચ ઉપર દર્શાવેલ પદ્ધતિથી એ અર્થ કરવામાં કોઇને બલાત્કાર જેવું લાગતું હોય તો જે **તિજ્** ધાતુ ઉપરથી **તિતિક્ષસ્વ** પદ બન્યું છે તેનો જ અર્થ **ત્યાગ** કરી લેવો જોઇએ. યોગ્યતાનુસાર ધાતુઓનો ભિન્નભિન્ન અર્થ થયાજ કરે છે. "સહન કરો" એનો બીજો કોઇપણ અર્થ અહીં સંગત નથી.

બીજો વિચાર. અહીં માત્રાસ્પર્શને સહન કરવાનો પ્રસંગ કેવી રીતે ઉભો થાય છે, તેને તપાસીએ. અર્જુનની શંકા તો તેજ હોઇ શકે છે જે મેં પૂર્વે એ શ્લોકની અવતરણિકામાં આપી છે. તે શંકામાંથી માત્રાસ્પર્શ કરવો કે ન કરવો એનો પ્રસંગ કેવી રીતે આવ્યો ? તેનો વિચાર કરીએ.

આપણે જાણીએ છીએ કે અર્જુનને રાજ્ય-લોભ તદ્દન નથી. તે ભિક્ષાન્નથી પોતાનો નિર્વાહ કરવા માટે

પોતાની તૈયારી બતાવી રહ્યો છે. જે માણસ આવી સ્થિતિમાં હોય તેને માટે એમ કહેવું કે તે ઇંદ્રિયોના વિષયોને વશ થયેલો છે, તદ્દન અન્યાય કહેવાય. ખરેખર અર્જુનને વિષયવાસનાનો સ્પર્શ પણ ન હોઇ શકે. ત્યારે અહીં વિષયોના ત્યાગનો ઉપદેશ શામાટે?

વેદાંતશાસ્ત્ર શિખવાડે છે કે સુખ અને દુઃખ એ બન્ને કલ્પિત વસ્તુ છે. કોઈ પણ વિષયમાં નથી સુખ અને નથી દુઃખ. ત્યારે વિષયોને સુખ દુઃખ આપનારા માનવામાં કે કહેવામાં એટલોજ હેતુ છે કે વિષયોના સંબંધથી જ સુખ–દુઃખને કલ્પવાનો પ્રસંગ મળે છે. સુખ અને દુઃખની પ્રતીતિ અંતઃકરણ દ્વારા થાય છે. બીજી રીતે કહીએ તો, એમ કે સુખ અને દુઃખ, હર્ષ અને શોક આ બધું અંતઃકરણની વસ્તુ છે, વિષયની નહિ. તેથી અહીં **માત્રા** શબ્દથી કેવળ અંતરિન્દ્રિય એટલે અંતઃકરણનું ગ્રહણ કરવું જોઇએ. અંતઃકરણના જે વિષયો છે તે સુખ અને દુઃખને આપનારા છે. અંતઃકરણ ચાર છે. મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર. સંકલ્પવૃત્તિરૂપે પરિણામ પામતું અંતઃકરણ **મન** કહેવાય છે. નિશ્ચય નામવાળી વૃત્તિરૂપે પરિણામ પામતું મન **બુદ્ધિ** કહેવાય છે. અભિમાનવૃત્તિ રૂપે પરિણામ પામતું અંતઃકરણ **અહંકાર** કહેવાય છે. અને પૂર્વોત્તર–અનુસંધાનવૃત્તિ રૂપે પરિણામ પામતું અંતઃકરણ **ચિત્ત** કહેવાય છે. એવીજ રીતે અન્યત્ર પણ અંતઃકરણનું વિવરણ કરવામાં આવ્યું છે. જેમકે—

**મનો બુદ્ધિરહંકારશ્ચિત્તં ચેતિ ચતુષ્ટયમ્ ।**
**સંકલ્પાખ્યં મનોરૂપં બુદ્ધિનિશ્ચયરૂપિણી ॥**
**અભિમાનાત્મકસ્તદ્વદહંકારઃ પ્રકીર્તિતઃ ।**
**અનુસંધાનરૂપં ચ ચિત્તમિત્યભિધીયતે ॥**

બીજા ઠેકાણે પણ એમ જ કહ્યું છે. જેમકેઃ—

**મનો બુદ્ધિરહંકારશ્ચિત્તં ચેતિ ચતુષ્ટયમ્ ।**
**સંશયો નિશ્ચયો ગર્વઃ સ્મરણં વિષયા ઇમે ॥**

એટલે મનોરૂપ અંતઃકરણનો વિષય છે **સંશય.** બુદ્ધિરૂપ અંતઃકરણનો વિષય છે **નિશ્ચય.** અહંકારરૂપ અંતઃકરણનો વિષય છે **ગર્વ.** અને ચિત્તરૂપ અંતઃકરણનો વિષય છે **સ્મરણ.** આ અંતઃકરણના વિષયોને લીધે જ અર્જુનને સ્વજનોના વિયોગનું દુઃખ થઇ રહ્યું છે. અર્જુન જ્ઞાનેન્દ્રિયોના વિષયોને ત્યજવા માટે તો તૈયાર છે પણ અંતઃકરણના વિષયો તો તેને હેરાન કરી જ રહ્યા છે. તેને લીધે જ તેને સ્વજન–વિયોગની કલ્પનાથી પણ દુઃખ થઈ રહ્યું છે. તેથી ભગવાન કહે છે કે એ અંતઃકરણના વિષયોજ સુખ અને દુઃખ આપનારા છે. તેનો તું ત્યાગ કર.

અથવા—

**- - - - - - - માત્રા પરિચ્છદે ।**
**અક્ષરાવયવે દ્રવ્યે માનેઽલ્પે કર્ણભૂષણે ॥**
**કાલે વૃત્તે ચ - - - - - - - - -**

આ હૈમકોશ પ્રમાણે માત્રાશબ્દના પરિચ્છદ, અક્ષરોની માત્રા, દ્રવ્ય, માન, અલ્પ, કાનનું આભૂષણ, કાલ અને વૃત્ત એવા આઠ અર્થો પણ હોય છે, અને–

**માત્રા કર્ણવિભૂષાયાં વિત્તે માને પરિચ્છદે।**
**અક્ષરાવયવે સ્વલ્પે ... ... ... ... ... ।।**

આ મેદિનીકોશ પ્રમાણે કર્ણવિભૂષણ, ધન, માન, પરિચ્છેદ, અક્ષરાવયવ અને સ્વલ્પ એ છ અર્થો હોય છે. તેથી અહીં માત્રાશબ્દનો અર્થ **વૃત્ત** લઇ શકાય છે. અર્જુનને પાછલા વૃત્તોની અતીત વાતોની એટલે–સાથે ખાવા પીવાની, આવવા જવાની, રહેવા કરવાની વાતોની યાદ આવે છે તેથી તેમનો વિયોગ અસહ્ય થાય છે. એ વૃત્તનો સ્પર્શ એટલે સંબંધ એટલે સ્મરણ સુખ, દુઃખ આપનારો છે, એને તું મુકી દે. કેમકે એવા વૃત્તો તો–બનાવો તો બન્યાજ કરે છે. બનીને શાંત પણ થઈ ગયા કરે છે. એટલે તે અનિત્ય છે. એની ચિંતામાંથી તું મુક્ત થઇ જા.

એવી જ રીતે અર્થ કરીને શ્લોકની સંગતિ લગાડવી જોઇએ. નહિ તો ઉપર કહ્યા પ્રમાણે દોષોનું નિરાકરણ થઈ શકશે નહિ.

એ દોષોને હું અહીં સંક્ષેપમાં ફરીથી ગણાવી જાઉં છું.

(૧) **તિતિક્ષસ્વ**નો અર્થ ત્યાગ નહિ હોય તો “વિષયોને સહન કર” એનો બીજો કોઈપણ ઉચિત અર્થ હોઈ શકતો નથી.

(૨) અર્જુનને જ્ઞાનેન્દ્રિયોમાંની કોઈપણ ઇન્દ્રિયોનો વિષય ઇષ્ટ ન હોવાથી તેને એમ કહેવું કે "તું જ્ઞાનેન્દ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપ વિષયોને મુકી દે અથવા સહન કર," એ નિરર્થક થઈ જાય છે,

(૩) સ્વજનવિયોગથી વ્યાકુળ અર્જુનને, જ્ઞાનેન્દ્રિયોના વિષયોને ત્યાગ કંઈપણ ફળ આપનારો નથી.

આ દોષોને નિવૃત્ત કરવા માટે જ મ્હેં ઉપરનો પ્રયાસ કર્યો છે.

આ શ્લોકમાં **શીતોષ્ણ** શબ્દ ઉદાહરણને માટે આવેલ છે. જેવી રીતે **શીત** કોઈ સમયમાં સુખ આપે છે અને કોઇ વખતમાં દુઃખ આપે છે. તેમ જ જેમ **ઉષ્ણ** કોઇ વખતે સુખ આપે છે અને કોઈ વખતે દુઃખ આપે છે. તે **શીત** અને **ઉષ્ણ**ની પેઠે જ તે **વિષયો** સુખ અને દુઃખ આપનારા છે, એમ કહેવામાં ભગવાનનું તાત્પર્ય છે. અથવા **શીત** શબ્દથી આનંદ અને **ઉષ્ણ** શબ્દથી શોકનું ગ્રહણ કરવું. હર્ષ અને શોક તેમજ સુખ અને દુઃખમાં અંતર છે. હર્ષથી આનંદ થાય છે અને શોકથી દુઃખ થાય છે. એવી રીતે કાર્ય–કારણ સમજવું. ॥૧૪॥

ઉપર્યુક્ત પ્રમાણે અંતઃકરણ ચતુષ્ટયના વિષયો જ્યારે નિવૃત્ત થઇ જાય છે ત્યારે આત્માની કઇ સ્થિતિ હોય છે તેનું વર્ણન કરે છે–

**યં હિ ન વ્યથયન્ત્યેતે પુરુષં પુરુષર્ષભ ।**
**સમદુઃખસુખં ધીરં સોઽમૃતત્વાય કલ્પતે ॥ ૧૫ ॥**

પદચ્છેદ

**યં હિ ન વ્યથયન્તિ એતે પુરુષં પુરુષર્ષભ ।**
**સમદુઃખસુખં ધીરં સઃ અમૃતત્વાય કલ્પતે ॥ ૧૫ ॥**

**પદાર્થ**–**પુરુષર્ષભ**–હે પુરુષોમાં શ્રેષ્ઠ અર્જુન! **એતે**–અંતઃકરણના આ વિષયો. **ધીરમ્**–ધૈર્યવાલા અથવા વિદ્વાન અતએવ. **સમદુઃખસુખમ્**–સુખ અને દુઃખમાં સમભાવે રહેનાર. **યમ્**—જે. **પુરુષમ્**–આત્માને. **ન, વ્યથયન્તિ**–પીડા પહોંચાડતા નથી–હેરાન કરતા નથી. **સઃ**–તે આત્મા **અમૃતત્વાય**–મોક્ષ ધર્મને માટે. **કલ્પતે**–સમર્થ થાય છે.

**સ્પષ્ટાર્થ**–હે અર્જુન! જે આત્મા સુખ અને દુઃખને સમાન ગણે છે, માટે જે ધીર છે એટલે વિદ્વાન છે અને જેને આ અંતઃકરણના સંકલ્પવિકલ્પાદિ વિષયો હેરાન કરતા નથી, તે મુક્તિ મેળવવા માટે યોગ્ય થઈ જાય છે. ॥૧૫॥

**ભાવાર્થ**–અમરકોષમાં '**ધીરો મનીષી જ્ઞઃ પ્રજ્ઞઃ સંખ્યાવાન્ પણ્ડિતઃ કવિઃ**' આ પ્રમાણે **ધીર**નો અર્થ **વિદ્વાન** કહ્યો છે. અન્યત્ર પણ "**ધીરો ધૈર્યાન્વિતે સ્વૈરે બુધે**—" કહીને **ધીર**નો અર્થ **બુધ** એટલે વિદ્વાન કહ્યો છે. દુઃખમાં માણસ બેભાન બને છે, હાહાકાર મચાવી

દે છે. અનેક રીતે વ્યાકુળતા પ્રકટ કરે છે. ક્યારે એમાંથી છુટી જઈશ એવી આતુરતા વ્યક્ત કરે છે. અને સુખમાં માણસ તેથી પણ વધારે બેભાન બને છે. ગાંડો થઈ જાય છે. અહંકાર એની બુદ્ધિને ઠેકાણે રહેવા દેતો નથી. **"પ્રજ્ઞોહં વીરવર્યોહં ધીરોહં ધનિકોઽપ્યહમ્ ભક્તોહં પૂજિતોહં મે કઃપુરઃ સ્થાતુમર્હતિ ।"** "હું જ વિદ્વાન, હું જ શૂર, હું જ ધનિક, હું જ ભક્ત, હું જ સર્વમાન્ય, મારી આગળ કોણ ટકી શકે છે." આવી જાતના અભિમાનથી તે ગાંડો થઈ જાય છે. દીનોની તરફ એની દૃષ્ટિ જઈ શકતી નથી. તે આંધળો બને છે. ગરીબોની વાણી ને સાંભળી શકતો નથી. તે બહેરો બને છે. શાસ્ત્રવાણી માટે એના હૃદયમાં તિરસ્કાર જાગે છે. તે માણસ ધન્ય છે જે સુખમાં અને દુઃખમાં સરખી રીતે, એક જ ભાવે રહી શકે છે. જે **ધીર** હોય છે તે જ આવી રીતે રહી શકે છે. જે સમભાવે રહી શકે, જેને અંતઃકરણના વિષયો કોઇપણ કાળે વિચલિત કરી શકે નહિ, ત્યારે તે મોક્ષને માટે યોગ્યતા મેળવે છે. મોક્ષ બહારથી આવનારો કોઈ પદાર્થ નથી. તે તો ગમે ત્યારે અંતરાત્મામાં જ પ્રકટાવી શકાય છે—મેળવી શકાય છે. આવરણોને દૂર કરવાની જ વાર. તેમજ કહ્યું પણ છે કેઃ—

**ન મોક્ષો નભસઃ પૃષ્ઠે ન પાતાલે ન ભૂતલે ।**
**સર્વાશાસંક્ષયે ચેતઃક્ષયો મોક્ષ ઇતીષ્યતે ॥**

મોક્ષ નથી આકાશમાં, નથી પાતાળમાં અને નથી પૃથ્વીમાં. બધી આશાઓના નાશ થવાથી જ્યારે મનનો નાશ થઈ જાય છે ત્યારે તે અવસ્થાને જ મોક્ષ કહે છે.

અંતઃકરણ જ આત્માને બદ્ધ બનાવે છે–વધારે હેરાન કરે છે. અંતઃકરણની ચારે વૃત્તિઓ જેને મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર કહીએ છીએ તેજ બાહ્ય અને વિકારી વસ્તુઓ તરફ જીવને ખેંચીને લઇ જાય છે. તેને લીધે જ આત્મા અવિવેકી બને છે. કોઈ વસ્તુને માટે અથવા કોઈ વસ્તુના સંબંધમાં સંકલ્પ–વિકલ્પ કરી કરીને મન આત્માને હેરાન કરે છે. કોઇ વસ્તુનો ત્યાગ અથવા સંગ્રહનો નિશ્ચય કરીને બુદ્ધિ તેને હેરાન કરે છે. કોઇ ભૂત વસ્તુનું અથવા ભૂત વિગતોનું સ્મરણ કરી કરીને તરફ આત્માને વાળીને ચિત્ત તેને હેરાન કરે છે. અને ગર્વ વડે અહંકાર તેને હેરાન કરે છે. જ્ઞાનેન્દ્રિયોની ક્રિયા તો અંતઃકરણના વ્યાપાર પછી શરૂ થાય છે અને કર્મેન્દ્રિયોની ક્રિયા તો બધા કરતાં પછી આરંભાય છે. તેથી વધારે વ્યથિત કરનારૂં તો અંતઃકરણ જ. તેથી જે માણસનું અંતઃકરણ શાંત થઈ ગયું હોય અને હેરાન ન કરતું હોય તો તે માણસ અમૃતત્વ એટલે મોક્ષને માટે યોગ્યતા મેળવી લે છે. કહેવાનું તાત્પર્ય એ કે મન વગેરે ઉપર વિજય મેળવીનેજ મોક્ષની પ્રાપ્તિ કરી શકાય છે. તે વિના મોક્ષ અલભ્ય જ રહેશે ॥૧૫॥

૧૫ માં શ્લોકમાં **અમૃતત્વ** શબ્દ આવ્યો છે. ધીર પુરુષ અમૃત થઈ જાય છે એમ ભગવાને ત્યાં કહ્યું. અર્જુનને શંકા થાય છે કે **અમૃત** શબ્દ કયા અર્થમાં આપ વાપરો છે? અમૃત એટલે જેનો નાશ ન થાય તે. વેદોમાં લખ્યું છે કે "**અક્ષય્યો હ વૈ ચાતુર્માસ્યયાજિનો ભવન્તિ**" અર્થાત્ જે ચાતુર્માસ્ય યજ્ઞ કરે છે તેને જે ફળ પ્રાપ્ત થાય છે તે અક્ષય્ય–અવિનાશી હોય છે. અહીં અર્થવાદ તરીકે પણ કર્મફળને અવિનાશી કહેવામાં આવ્યું છે. કર્મ અથવા તો કર્મ ફળ કોઈ દિવસે અવિનાશી હોઈ શકે જ નહિ. તે ફળ વધારે વખત સુધી ટકે છે તેને લીધે અને તેના મહાત્મ્યને વધારવા માટે પણ તેને અક્ષય્ય–અવિનાશી કહેવામાં આવ્યું છે. એવી રીતે જો આપ ધીરને અમૃત થઈ જવાની વાત કરતા હો તો, એ તો નિશ્ચયજ છે કે તેવા જીવો પણ ઘણા કાલ પછી પણ મૃત્યુને–વિનાશને પામશે જ. અને એવી રીતે આત્મા વિનાશી ઠર્યો. વિનાશી વસ્તુ ફરી હાથમાં આવશે એ તો ન માનવા જેવી વાત છે. તેને લીધેજ મને ચિંતા અને શોક થાય છે કે આ મારા સંબંધિઓ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી ગમે તે રીતે આપણને એક આનંદ તો આવે છે. મરી ગયા પછી એ મને ફરીથી ક્યાં મળવાના? એ શંકાનું સમાધાન કરતાં ભગવાન્ બોલે છે–

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ!**
**ઉભયોરપિ દૃષ્ટોઽન્તસ્ત્વનયો-સ્તત્ત્વદર્શિભિઃ ॥૧૬॥**

પદચ્છેદ

**ન અસત: વિદ્યતે ભાવ: ન અભાવ: વિદ્યતે સત: ।**
**ઉભયો: અપિ દૃષ્ટ: અન્ત: તુ અનયો: તત્ત્વદર્શિભિ: ॥૧૬॥**

**પદાર્થ**—**અસત:**-જે પદાર્થ ત્રણે કાલમાં એક રસ ન રહેતો હોય તેનો. **ભાવ**-ભાવ, એટલે અવિનાશ. **ન, વિદ્યતે**-નથી. તેમજ **સત:**-ત્રિકાલાબાધિત પદાર્થનો. **અભાવ:**-અભાવ, એટલે નાશ. **ન, વિદ્યતે**-નથી. **તત્ત્વદર્શિભિ:**-તત્ત્વના સાક્ષાત્‌કાર કરનારાઓએ. **અનયો:**-આ. **ઉભયો:**-બન્નેનું. **અપિ**-પણ. **અન્ત:**-સ્વરૂપ. **તુ**-એવી રીતે. **દૃષ્ટ:**-જોયું છે.

**સ્પષ્ટાર્થ**—જે વસ્તુ અસત્‌ છે-ત્રણે કાળમાં એક રસ રહેતી નથી તેનો નાશ થયા વગર રહેતો નથી. તેમજ જે વસ્તુ સત છે. ત્રિકાલાબાધિત છે-નિત્ય છે. તેનો નાશ કદી થતો નથી. આવીજ રીતે તત્ત્વના સાક્ષાત્‌કાર કરનાર વિદ્વાનોએ સત્‌ અને અસત આ બન્ને વસ્તુઓના સ્વરૂપને જોયું છે.

**ભાવાર્થ**—વ્યવહાર ચલાવવા માટે અથવા તો વ્યવહાર નભાવવા માટે ભાષાની રચના કરવામાં આવી છે. એ વ્યવહારની ભાષામાં "સત્‌" અને "અસત્‌" એવી બે વસ્તુઓ બોલાય છે. **દેશપરિચ્છેદ. કાલપરિચ્છેદ** અને **વસ્તુપરિચ્છેદ,** આ ત્રણ પરિચ્છેદોથી જે અલગ રહે તેનું નામ **સત્‌. દેશપરિચ્છેદ** એટલે અમુક દેશની

મર્યાદા. અમુક વસ્તુ અમુકજ દેશમાં રહે છે અને અમુક દેશમાં નથી રહેતી એવી મર્યાદાને દેશપરિચ્છેદ કહે છે. જેનો દેશવડે પરિચ્છેદ કરવામાં આવે એટલે દેશવડે મર્યાદા બાંધવામાં આવે તે **દેશપરિચ્છિન્ન** કહેવાય છે. **કાલપરિચ્છેદ** એટલે અમુક કાલની મર્યાદા. અમુક વસ્તુ અમુકજ કાલમાં રહે છે અને અમુક કાલમાં નથી રહેતી એવી મર્યાદાને કાલપરિચ્છેદ કહે છે. જેનો કાલવડે પરિચ્છેદ થઈ શકે અથવા કાલવડે મર્યાદા બાંધી શકાય તે **કાલ-પરિચ્છિન્ન** કહેવાય છે. **વસ્તુપરિચ્છેદ** એટલે કોઈ પણ વસ્તુના સાદૃશ્ય વડે કોઈ વસ્તુની મર્યાદા બાંધવી. અમુક વસ્તુ અમુક વસ્તુની પેઠે છે એવી રીતે જે મર્યાદા તેનું નામ વસ્તુપરિચ્છેદ. જેની, કોઈ વસ્તુના સાદૃશ્યથી અમુક સ્વરૂપની મર્યાદા બાંધી શકાય તે **વસ્તુપરિચ્છિન્ન** કહેવાય જે વસ્તુ દેશપરિચ્છિન્ન ન હોય, કાલપરિચ્છિન્ન ન હોય અને વસ્તુપરિચ્છિન્ન ન હોય તે વસ્તુ **સત્** કહેવાય છે. સત્‌થી ભિન્ન જે વસ્તુ તે **અસત્** કહેવાય છે. એટલે જે વસ્તુ દેશપરિચ્છિન્ન હોય, કાલપરિચ્છિન્ન હોય અને વસ્તુપરિચ્છિન્ન હોય તે **અસત્.**

સત્ વસ્તુ માત્ર આત્મા છે, આત્મા સિવાય બધી વસ્તુઓ અસત્ છે એ સિદ્ધાંત છે. જો કે "આત્મા શિવાય બીજું કશું નથી" એ પણ સિદ્ધાંત છે છતાં વ્યવહાર માટે જે જે વસ્તુઓની કલ્પિત સત્તા સ્વીકારાએલી છે તે

વસ્તુઓને માટે જ **અસત્** શબ્દનો વ્યવહાર કરવામાં આવ્યો છે.

આત્મા સત્ વસ્તુ છે. તેનો દેશ વડે કે કાલ વડે કે વસ્તુ વડે પરિચ્છેદ હોઈ શકતો નથી. જે વસ્તુ સત્ હોય તેનો કોઈ પણ કાલમાં અભાવ હોઈ શકતોજ નથી. યદિ સત્ વસ્તુનો પણ અભાવ થાય તો તે સ્વરૂપચ્યુત થઈ જાય. સ્વ-રૂપથી જ ભ્રષ્ટ થઈ જાય. એટલે તે સત્ શબ્દથી કહેવાય જ નહિ. આત્મા સિવાય સર્વ જગત અસત્ છે–અનિત્ય છે. અસત્ વસ્તુની–અનિત્ય વસ્તુની ત્રિવિધપરિચ્છેદ રહિત સત્તા હોઈ શકે જ નહિ. યદિ તેની પણ ત્રિવિધપરિચ્છેદ રહિત સત્તા હોય તો તે પણ સ્વરૂપ–ચ્યુત થાય અને અસત્‌ને બદલે સત્‌ની કોટિમાં જઈ બેસે.

આ શ્લોકમાં **ભાવ**–શબ્દનો અર્થ સત્, અને **અભાવ** શબ્દનો અર્થ અસત્ એમ સમજવું. તેથી એ તાત્પર્ય સિદ્ધ થયું કે—"અસત્ પદાર્થ સત્ હોતો નથી અને સત્ પદાર્થ અસત્ હોતો નથી."

ભગવાન અર્જુનને સમજાવવા ઇચ્છે છે કે આત્મા ચાતુર્માસ્યયાજીઓના ફળની પેઠે અક્ષય્ય નથી પણ તે વસ્તુતઃ અક્ષય્ય છે. ચાતુર્માસ્યયાજીઓને જે ફળ મળે છે તેને અક્ષય્ય કહેવાનું તાત્પર્ય તો એટલુંજ કે તે વધારે વખત સુધી ટકે છે. તે કંઈ કાલાબાધિત વસ્તુ નથી. તેથી આત્મા અવિનાશી છે. એ વસ્તુ ફરી હાથમાં નહિ

આવશે એ ધારણા જ અસંગત છે. જે સર્વત્ર છે અને જે સર્વ છે તે તને પછી નહિ મળશે, એ કેવો મૂઢ વિચાર. અર્જુન ! શું તું એમ માને છે કે આ નામમાત્રના તારા સંબંધિઓ, તે જ આત્મા ? તું એમને જુએ છે એટલે તું આત્માને જુએ છે ? એમ માનવામાં ભારે અજ્ઞાન સમાએલું છે. એ આત્મા અદૃશ્ય વસ્તુ છે, અકલ્પ્ય વસ્તુ છે અને અચિંતનીય વસ્તુ છે. તેને તું કેમ જોઈ શકે ? કેમ કલ્પી શકે? અને કેમ ચિંતવી શકે ? જે કંઈ તું જોઈ શકે છે તેનો તો આજે નહિ તો આવતી કાલે નાશ નિયત જ છે. **"જગત્યાં નહિ તદ્વસ્તુ યસ્ય નાશો ન જાયતે । તસ્માત્ત્યક્ત્વા જગત્સર્વમાત્મારામો ભવ દ્વિજ ॥"** એ પ્રમાણે કોઈપણ જગતની વસ્તુ નિત્ય નથી. જ્યારે આત્મા જોઈ શકાતો નથી અને જેને તું જુવે છે તે આત્મા નથી પ્રત્યુત આવતી કાલે અતીત કાલની વસ્તુની શ્રેણીમાં ચાલી જવાની છે. તેથી તેને માટે તું શું કરવા શોક કરે છે ? અસ્થિ અને ચર્મ—હાડકાં અને ચામડાને માટે એ તારો શોક તારે માટે લજ્જાસ્પદ છે.

અર્જુન ! કદાચિત્ તું મને પુછે કે એમાં શું પ્રમાણ કે અસત્ સત્ હોતો નથી અને સત્ અસત્ હોતો નથી? તો હું તને આવી રીતે જવાબ આપીશ. જો સત્ પણ અસત થાય અને અસત્ પણ સત્ થાય તો એ સત્ અને અસત્ બે જુદાજુદા શબ્દોની શી જરૂર ? પછી તો બન્ને

એક જ વસ્તુ થઇ જાય છે. તેથી સત્ અને અસત્નું જે વિવેચન ઉપર કરવામાં આવ્યું છે તે પ્રમાણે નિશ્ચય કર્યા પછી એ વસ્તુ તદ્દન સ્પષ્ટ થઈ જાય છે કે સત્ કોઇ કાળે અસત્ હોઈ શકતું નથી અને અસત્ કોઈ કાળે સત્ હોઇ શકતું નથી. અને જો એમ બને તો બન્નેની સ્વરૂપચ્યુતિ–સ્વરૂપહાનિ થાય.

અને તત્ત્વદર્શી પુરુષોએ આવીજ રીતે સત્–અસત્ના સ્વરૂપનું વિવેચન પણ કર્યું છે. તત્ત્વદર્શી એટલે વેદ–શાસ્ત્ર દ્વારા અને સ્વાનુભવદ્વારા પણ કલ્પિત–અકલ્પિત સર્વ વસ્તુના સ્વરૂપને યથાવત્ જાણનાર બ્રહ્મજ્ઞાની. બ્રહ્મજ્ઞાનિયોનો અનુભવ છે કે **"સદેવ સોમ્યેદમગ્ર આસીત્" "ઐતદાત્મ્યમિદં સર્વં તત્ સત્યમ્" "સન્મૂલમન્વિચ્છ, સન્મૂલા : સોમ્યેમા : સર્વા : પ્રજા : સદાયતના : સત્પ્રતિષ્ઠા:"** ઈત્યાદિ શ્રુતિઓમાં આત્માજ સત્ શબ્દથી કહેવામાં આવ્યો છે. તેથી તત્ત્વજ્ઞાનિયોએ આત્માતિરિક્ત સર્વ પ્રતીયમાન વસ્તુઓને "અસત્" એવું નામ આપ્યું છે.

ભલે શ્રુતિઓ આત્માને સત્ કહે, પણ સત્ તો તેજ કહેવાય જેનું પાંચ ઇંદ્રિયોમાંથી કોઈ પણ ઇંદ્રિય વડે અનુભવ થઈ શકે. આત્મા કોઈ પણ ઇંદ્રિય વડે જાણી શકાતો નથી તેથી તે જ અસત્ અને તેના શિવાય આખું જગત્ ઇંદ્રિયો વડે અનુભવી શકાય છે તેથી તે જ સત્, એમ જ કેમ ન માનીએ?

વેદોનો વિરોધ કરીને, ઘણા દિવસના વ્યવહારનો–આપ્ત વ્યવહારનો વિરોધ કરીને જો જગત્‌ને સત્ અને આત્માને અસત્ એમ નામ આપવું હોય તો આપી શકાય. પણ નામભેદથી વસ્તુભેદ એટલે વસ્તુસ્વભાવભેદ થઈ શકે તેમ નથી. કોઈ અગ્નિને જળ એવું નામ આપે અને જળને અગ્નિ એવું નામ આપે, તેથી શબ્દભેદ સિવાય બીજું કશું હોતું જ નથી. જળથી શીતનિવારણ ન થઈ શકે અને અગ્નિથી શીતલતા ન મળી શકે. તેમજ જો આત્માને અસત્ અને જગતને સત્ કહેવું હોય તો કોઇને કોઈ રોકી શકે નહિ. પણ એ તો નક્કીજ છે કે આત્માનું નામ અસત્ પાડવાથી કંઈ આત્મા મરી જનાર વસ્તુ બની શકે નહિ. તેમજ જગત્‌ને સત્ એવું નામ આપવાથી જગત સદા ટકી રહેનાર અને એકરસ રહેનાર વસ્તુ હોઈ શકે નહિ. જગત્‌ને માટે અનન્ત કાળનો જે અનુભવ છે–કે તેનો નાશ થાય છે–તે મિથ્યા હોઈ શકે નહિ ! જે વસ્તુમાં જન્મવું, જન્મીને રહેવું, વધવું, ધીમેધીમે ક્રમિક ક્ષય, પાકવું અને છેલ્લે નાશ થવો, એવા છ વિકારો હશે તે કોઈપણ કાળે એકરસ રહેનાર–સદા ટકી રહેનાર હોઈ શકે નહિ. પછી તમે નામ ગમે તે પાડો. એક ભિખારીનું નામ ભૂપતિ રાખવાથી તે ભૂપતિ એટલે રાજા હોઈ શકે નહિ. કોઇ શેઠિયાનું નામ જો ભીખાભાઈ હોય તો તેથી તે ભિખારી કહેવાતો નથી.

કોઈ પુછશે કે જગત અસત્ છે એમાં શું પ્રમાણ ? જે વસ્તુ પ્રત્યક્ષ જોઈ શકાય છે તેને માટે બીજા કોઈ

પ્રમાણની જરૂર હોતી નથી. **નહિ દૃષ્ટેનુપપન્નં નામ.** દૃષ્ટ વસ્તુમાં અનુપપત્તિ હોઈ શકે જ નહિ. એનો જવાબ. જુદી જુદી ઘણી વસ્તુઓનો સમુદાય જગત કહેવાય છે. એમાંથી આપણે એક ઘટને લઈએ. ઘટને માટે ત્રણ પ્રકારના વ્યવહાર સંભવે. **ઘટઃ સન્**-ઘડો છે. **ઘટો નિત્યઃ**-ઘડો નિત્ય છે. **ઘટોઽનિત્યઃ**-ઘડો અનિત્ય છે. એ ત્રણ જાતના વ્યવહારમાંથી આપણે બે વ્યવહાર ઘટ માટે કરીએ છીએ-"ઘડો છે" અને "ઘડો અનિત્ય છે" "ઘડો નિત્ય છે" એ ત્રીજો વ્યવહાર કરવામાં આવતો નથી. **'ઘટઃ સન્'** એ વ્યવહારથી ઘટની ત્રૈકાલિકસત્તા સાધી શકાય નહિ. કેમકે જે ઘટને હજીસુધી **'સન્'** એમ કહેવામાં આવતો હતો તે જ જ્યારે ફૂટી જાય છે ત્યારે "ઘટઃ અસન્" એવો વ્યવહાર થવા લાગે છે. "ઘડો નથી" "ઘડો ફૂટી ગયો" એ બધા વ્યવહાર આપણે કરીએ છીએ. તેથી જે "સત્"નો વ્યવહાર થાય છે તે તો ગૌણ પ્રયોગ છે. મૃત્યુશય્યા પર પડેલ-એકજ ક્ષણમાં મરી જનાર દેવદત્ત-શરીરને પણ લોકો કહે છે "હજી તો છે". જેવી રીતે આ ગૌણવ્યવહાર છે તેમજ ઘટને માટે પણ "સત્" એ ગૌણવ્યવહાર છે. ગૌણવ્યવહાર એટલે જ્યાંસુધી તે પ્રતીત થાય છે ત્યાંસુધી એમાં "સત્" વ્યવહાર થાય છે.

તાત્પર્ય એ છે કે ત્રણ જાતની સત્તા મનાય છે. **પારમાર્થિક સત્તા, વ્યાવહારિક સત્તા,** અને **પ્રાતિભાસિક સત્તા,** પારમાર્થિક સત્તા કેવળ આત્માની છે.

વ્યાવહારિક સત્તા ઘટ, પટ આદિ જગતની છે. અને જ્યાં ભ્રમવશાત્ રજ્જુમાં સર્પ અથવા જળધારા અથવા પૃથિવીની ફાટ જણાય છે, છીપમાં રૂપું જણાય છે ત્યાં પ્રાતિભાસિક સત્તા મનાય છે. જેમ રજ્જુમાં સર્પનો પ્રત્યક્ષ થાય છે અને છીપમાં–શુક્તિમાં રજત–રૂપાનો પ્રત્યક્ષ થાય છે. તેથી તે સર્પ અને તે રૂપું કંઈ સત્ય મનાતા નથી.

સ્વપ્નમાં પણ અનેક પદાર્થો પ્રત્યક્ષ થયા કરે છે પણ તે સત્ય તો હોતા નથી. જો તે સત્ય હોય તો જેમ સ્વપ્નમાં સામે હાથી જોવામાં આવે છે તેમ તરતજ જાગ્યા પછી પણ આપણી સામે હાથી જોવામાં આવવો જોઈએ, પણ તેમ હોતું નથી. તેથી સ્વપ્નના પદાર્થો અસત્ છે એમ કહેવામાં આવે છે.

સ્વપ્નના સંબંધમાં થોડો વધારે વિચાર કરવો ઘટે છે. જાગ્રત અવસ્થામાં આપણે જે વસ્તુના અનુભવો મેળવી લીધા છે તે જ વસ્તુ સ્વપ્નમાં જોવામાં આવે છે. જે વસ્તુનો અનુભવ નહિ હોય તે વસ્તુનું સ્વપ્નદર્શન પણ હોતું નથી. અહીં એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે આ શરીરે અથવા પાછળના પણ કોઈપણ મનુષ્ય શરીરે કરેલા અનુભવોને લીધે સ્વપ્ન થાય છે.' જે વસ્તુનો અનુભવ ન હોય તેનું સ્વપ્ન પણ હોતું નથી. જાગ્રત અવસ્થાના બધા સંસ્કારો મનમાં કેન્દ્રિત–સંગૃહીત હોય છે. જ્યાં સુધી ઇન્દ્રિયો જાગતી હોય છે ત્યાંસુધી સંસ્કારસંગ્રહનું

કાર્ય ચાલતું જ રહે છે. જ્યારે માણસ સુઈ જાય છે અને બાહ્ય ઈંદ્રિયવ્યાપાર બંધ થાય છે ત્યારે અંતર્‌-ઈંદ્રિય-વ્યાપારની શરૂઆત થાય છે. જે વસ્તુના સંસ્કારો પ્રબળ હોય છે તે જ આગળ આવે છે અને તે વસ્તુનો સાક્ષાત્કાર થાય છે. સ્વપ્નદર્શનકાળમાં કોઈપણ ઈંદ્રિય કે મન બ્હાર નીકળીને જાય છે અને બહારની વસ્તુઓને જુએ છે અને તેનું જ નામ સ્વપ્ન પડે છે, એવી જે માન્યતા છે તેને માટે મારા વિચાર પ્રમાણે કોઇપણ નિશ્ચિત યુક્તિનો ટેકો ન હોવો જોઈએ. જેમ સિનેમાના ચિત્રપટો તયાર હોય છે અને ક્રમશઃ એક પછી એક દર્શકોની સામે લાવવામાં આવે છે, એવી જ રીતે મન ઉપર જે ચિત્રો દોરાયાં છે તે સ્વપ્ન કાળમાં, અંતરાત્મા નામ આપો કે સાક્ષી નામ આપો, તેના દર્શન–પથમાં આવે છે એટલે તેને જ્ઞાન થાય છે. અદ્વૈતવેદાંત પ્રમાણે સ્વપ્નના પદાર્થો સાક્ષિભાસ્ય મનાય છે.

જેમ દર્પણમાં પડેલ પ્રતિબિંબનો એ સ્વભાવ છે કે તે બિંબથી પ્રતિકૂળ દ્રષ્ટ થાય છે. દર્પણમાં મુખ જોનાર માણસનું મોઢું જો પૂર્વ તરફ હોય તો દર્પણમાં જરૂર પશ્ચિમ તરફ જોવામાં આવે છે. તે શિવાય દર્પણની રચના પ્રમાણે પણ પ્રતિબિંબ બિંબથી જુદી જાતનું થઇ જાય છે. પાંડિચેરીમાં કાચના બંગલામાં મેં એક એવો કાચ જોયો કે જેમાં મારૂં પ્રતિબિંબ મને જ મહાભયંકર લાગ્યું. એક છોકરો તો પોતાનું મોઢું તેની અંદર જોઈને, તેમજ

તે જ સમયે બીજાઓનું મુખ-પ્રતિબિંબોને પણ તેમાં જોઇને એકદમ બીહી ગયો અને ચીસ પાડીને રડવા લાગ્યો, તેથી પ્રતિબિંબનો જે આધાર છે તેની રચના ઉપર પણ પ્રતિબિંબની દશા-સ્થિતિનો આધાર રહે છે.

એવી જ રીતે સ્વપ્નનો પણ સ્વભાવ છે કે તે દરેક વસ્તુમાં કંઇ ન કંઈ પરિવર્તન પેદા કરે છે. સ્વપ્નમાં કોઇપણ વસ્તુ યથાસ્થિત જોવામાં આવતી નથી. કોઈ બીજાની સાથે ઘટિત ઘટનાઓ સ્વપ્નમાં બીજાની સાથે જોવામાં આવે છે. આપણે જો કોઇને પાણીમાં ડુબી જતાં જોયા હોઈએ તો સ્વપ્નમાં કોઇક જ વખતે તે જ માણસ જોવામા આવે છે નહિતો હમેશ બીજા માણસને આપણે પાણીમાં ડુબતાં જોઈએ છીએ. કોઈક વખતે એક માણસ પોતાનું જ શિરશ્છેદન સ્વપ્નમાં જુએ છે. આ જન્મમાં એનું શિરશ્છેદન તો થયું જ નથી. પણ બીજાનું થતું જોએલું કે સાંભળેલું, તેને જ સ્વપ્નમાં-સ્વપ્નના સ્વભાવને લીધે પોતાના શિરશ્છેદન તરીકે સ્વપ્નદ્રષ્ટા જુવે છે. જો આ જન્મમાં કોઇનું શિરશ્છેદન ન જોયું હોય તો ગત જન્મમાં જોયું હશે. અથવા તો કોઇ ઠેકાણે આવી વાર્તા સાંભળી હશે. અથવા તો કોઈ ઠેકાણે આવું વાંચ્યું હશે. અથવા તો ગત કોઈપણ જન્મમાં પોતાનાંજ મસ્તકનું છેદન થતું જોયું હશે. એ કહેવું ઠીક નથી કે માણસ પોતાનું મસ્તકછેદન જોઇ શકે નહિ. કેમ ન જોઈ શકે ?

મસ્તકછેદનની બધી તયારિઓને તે જોઇ શકે છે. માથા ઉપર કે કંઠ ઉપર ધારિયા કે તલવાર, કે કોહાડો આવી રહેલ છે ત્યાં સુધી તો માણુસને ચોકખી રીતે ભાન હોય છે. પછી શા માટે પોતાનું મસ્તકછેદન ન અનુભવી શકે? પણ પોતાનું તેમ થતું ન જોયું હોય તોપણ જેમ મ્હેં કહ્યું તેમ પારકાની વસ્તુ પણ પારકાની થઇને સ્વપ્નમાં પ્રતીત થાય છે.

કોઈને આવું સ્વપ્ન થાય છે કે મધ્ય રાત્રિનો સમય છે. અને આકાશમાં સૂર્ય ઉદય થયો છે. ત્યાં પણ સ્વપ્નનો સ્વભાવ કામ કરી રહ્યો છે. દિવસનો મધ્યભાગ મધ્યરાત્રિમાં ફેરવાઇ ગએલો હોય છે અથવા તો ચંદ્ર સૂર્યના રૂપમાં પરિવર્તિત થઈ ગએલો હોય છે. વસ્તુમાં ફેરફાર પેદા કરવો એ સ્વપ્નનો સ્વભાવ છે.

ઉપનિષદ્‌માં જે કહેવામાં આવ્યું છે કે "જાગ્રતના પદાર્થો સ્વપ્નમાં જોવામાં નથી આવતા. ત્યાં તો નવાજ રથ અને નવાજ ઘોડા, નવોજ માર્ગ અને નવાજ બેસ-વાવાલા પેદા થાય છે," તેનું પણ એજ તાત્પર્ય છે કે દરેક જોએલી વસ્તુ બદલાઇને સ્વપ્નદ્રષ્ટાની સામે આવે છે.

હવે પ્રસ્તુત વિષયમાં આવીએ. જગતનું પ્રત્યક્ષ થાય છે તેથી તે સત્ કહેવાય નહિ. ઐન્દ્રજાલિક પદાર્થો ઘણી-વાર આપણને જોવા માટે જ્યાં ત્યાં મળે છે. તે કંઈ સત્ય કે સત્ હોતા નથી- તેથી જેનું ઇંદ્રિયો વડે પ્રત્યક્ષ

થાય તે ત્રિકાલાબાધિત છે એમ આજ સુધી સિદ્ધ થઈ શક્યું નથી.

કદાચિત્ એમ કહેવાય કે "**સન્મૂલાઃ સોમ્યેમાઃ સર્વાઃ પ્રજાઃ સદાયતનાઃ સત્પ્રતિષ્ઠાઃ**" આ શ્રુતિમાં **પ્રજા** એટલે જગતને **સન્મૂલ સદાયતન** અને **સત્પ્રતિષ્ઠ** કહેવામાં આવ્યું છે. જેનું મૂળ **સત્** હોય જેનું **આયતન** નિવાસસ્થાન **સત્** હોય તે જગત પણ સત્ જ હોવું જોઈએ.

તે પણ અયુક્ત છે. જેનું મૂળ સત્ હોય તે વસ્તુ પણ સત્જ હોવી જોઇએ એવો નિયમ ન હોઇ શકે. નહિ તો મૂળ બ્રહ્મ નિર્વિકારી હોવાથી જગતને પણ નિર્વિકારી માનવાનો પ્રસંગ ઉભો થશે. મૂળબ્રહ્મ નિરાકાર હોવાથી જગતને પણ નિરાકારતા પ્રાપ્ત થશે જે સર્વથા બાધિત છે. સર્પ ભ્રમનું મૂળ રજ્જુ–દોરડી છે. તે સત્જ કહેવાય. કેમકે વ્યાવહારિક સત્તાનો તે વિષય છે. તે સ્વયં સન્મૂળ હોવા છતાં પોતે સત્ નથી.

કદાચિત્ કહો કે "**યતો વા ઇમાનિ ભૂતાનિ જાયન્તે**" આ શ્રુતિ બ્રહ્મથી જગતની ઉત્પત્તિ વર્ણવે છે. તેથી જગત સત્ છે. તે પણ અયુક્ત જ છે. જગતની ઉત્પત્તિ થાય છે તે ખરૂં. ઉપાદાન કારણ બ્રહ્મ છે એ પણ ખરૂં. છતાં સત્ તો નથી જ. ઉપાદાન કારણ સત્ છે માટે જગતને જો **સત્** માનવાનો આગ્રહ હોય તો ઉપાદાન

કારણ ચેતન છે માટે સમસ્ત જગતને પણ ચેતન જ હોવું જોઇએ, એવું તો નથીજ. જગતમાં જડ અને ચેતન એવા બે વિભાગો આપણે જાણીએ છીએ, તેમજ બ્રહ્મની પેઠે જગત પણ નિર્વિકાર, નિરાકાર, એકરસ હોવું જોઇએ. તેવું પણ નથી.

સિદ્ધાંત એ થયો કે જે વસ્તુ જન્ય હોય છે–પેદા થાય છે–તે એવા તત્ત્વોથી રચાય છે કે જેનો નાશ અવશ્ય સંભવે છે, જગત પેદા થએલ છે માટે એના ઉપાદાન તત્ત્વો એવાજ છે જેથી જગતનો નાશ અવશ્યંભાવી છે.

અને જગત તેમજ બ્રહ્મના વિચાર કરી કરીને જ્યારે કંઇ પણ સમજણ પડતી નથી ત્યારે એમ પણ કહેવું અનુચિત નથી કે એક **સત્** બ્રહ્મમાં આ આખું જગત અજ્ઞાનપરંપરાને લીધે કલ્પિત છે. કલ્પિત વસ્તુ સત હોઈ શક્તી જ નથી.

આ શ્લોકમાં શ્રી ભગવાને કહ્યું છે કે "તત્ત્વદર્શી મહાનુભાવોએ **સત્** અને **અસત્**ના સ્વરૂપને જોયું છે. " અહીં તત્ત્વદર્શીઓનું નામ શા માટે લીધું. અર્જુન તો ભગવાનને પણ આપ્ત જન માની રહ્યો છે–તેમની જ શરણે આવ્યો છે. ભગવાન પોતાના જ અનુભવને કહે તો પણ અર્જુનને વિશ્વાસ તો થવાનો જ. પછી બીજા લોકોને આ વિષયમાં સાક્ષી બનાવવાની શી જરૂર ?

**ઉત્તર—તત્વદર્શિભિઃ** એમ કહેવાથી ભગવાન એમ બતાવી આપે છે કે અનંત કાળથી **સત્** અને **અસત્**નેં નિરૂપણ કરવાની એજ પદ્ધતિ ચાલતી આવી છે. તાત્પર્ય એ કે આ **સત્** અને **અસત્**ને માટે જે કંઈ શ્રી ભગવાને કહ્યું છે તે જ સત્ય છે અને બીજા અતીત કાળના આપ્તજનોએ પણ એમ જ નિરૂપણ કર્યું છે. ॥૧૬॥

૧૬ મા શ્લોક વડે પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે **સત્** કોઈપણ કાળે **અસત્** હોતું નથી એટલે **સત્**નો કોઈપણ કાળે નાશ હોતો નથી. એ જ કથનને, એ જ સિદ્ધાંતને આત્મામાં સંગત કરે છે—

**અવિનાશિ તુ તદ્વિદ્ધિ યેન સર્વમિદં તતમ્ ।**
**વિનાશમવ્યયસ્યાસ્ય ન કશ્ચિત્ કર્તુમર્હતિ ॥૧૭॥**

પદચ્છેદ

**અવિનાશિ તુ તત્ વિદ્ધિ યેન સર્વમ્ ઇદં તતમ્ ।**
**વિનાશમ્ અવ્યયસ્ય અસ્ય ન કશ્ચિત્ કર્તુમ્ અર્હતિ ।૧૭।**

**પદાર્થ—યેન**-જે આત્મતત્ત્વ વડે. **ઇદમ્**—લોક દૃષ્ટિએ, વ્યવહાર દૃષ્ટિએ પ્રતીત થતું આ **સર્વમ્**—આખું જગત. **તતમ્**—વ્યાપ્ત થયેલું છે, અથવા જે આત્માએ આ સર્વ જગતને પ્રકટાવ્યું છે. **તત્**—તે આત્મતત્ત્વને. **અવિનાશિ**—વિનાશરહિત. **તુ**—જ. **વિદ્ધિ**—તું જાણ. **અસ્ય**—આ. **અવ્યયસ્ય**—અવિનાશીનો. **કશ્ચિત્**—કોઈ

પણ. **વિનાશમ્‌**—વિનાશ. **કર્તુમ્‌**—કરવા માટે. **ન, અર્હતિ**
—શક્તિશાળી નથી.

**સ્પષ્ટાર્થ**—જે આત્માથી આ પ્રતીત થતું આખું જગત્‌ વ્યાપ્ત થયેલ છે અથવા જેણે આ જગતને જન્મ આપ્યો છે, તે આત્માને–હે અર્જુન ! તું અવિનાશી જ જાણ. આ અવ્યય આત્માનો કોઈપણ નાશ કરી શકતો નથી.

**ભાવાર્થ**—આત્મા **સત્‌** છે એ કહેવા માટે અહીં "અવિનાશી" પદ આવ્યું છે. નષ્ટ થવાનો આત્માનો સ્વભાવ જ નથી. **સ્વભાવો નાતિવર્તતે**–સ્વભાવ કોઇ પણ રીતે બદલાતો નથી. તેથી વિનાશને પ્રાપ્ત થવાનો સ્વભાવવાળો ન હોઇ શકે.

"જેના વડે આ બધું વ્યાપ્ત થએલું છે" એમ જે કહેવામાં આવ્યું છે એનું તાત્પર્ય એ નથી કે "આત્મા વ્યાપક છે માટે અવિનાશી છે." કેમકે વ્યાપક તો આકાશ પણ છે પણ તે અવિનાશી નથી. **"તસ્માદ્વા એતસ્માદાત્મન આકાશઃ સંભૂતઃ"** આ શ્રુતિ આકાશની ઉત્પત્તિ વર્ણવે છે. જ્યાં ઉત્પત્તિ હશે ત્યાં બીજા પાંચ વિકારો રહેવાના જ. તેથી ઉત્પત્તિશાળી પદાર્થ આકાશની નિત્યતા ન સંભવે. **"યેન સર્વમ્‌ ઇદં તતમ્‌"**–'જેના વડે આ બધું વ્યાપ્ત થયેલું છે' એમ કહેવાનું એજ તાત્પર્ય હોઈ શકે છે કે તે આત્મા સર્વવ્યાપક થઈને સર્વને ટકાવનાર છે. જે સર્વને ટકાવનાર હોય તે પોતે ન-ટકનાર ન બની શકે. આત્માની અવિનાશિતાની સિદ્ધિ માટે, **તતમ્‌**

શબ્દથી સર્વના આશ્રય આત્માજ છે, એમ કહેવામાં આવ્યું છે. આશ્રયના નાશથી આશ્રિતનો પણ નાશ જરૂરજ થાય. જો આત્માનો નાશ માનીએ તો જગતનો પણ નાશ થશે. જો કે જગતનો નાશ તો થાય છેજ છતાં પ્રળય કાળની મર્યાદાનુસાર નિયત સમયમાં નાશને બદલે અનિયત સમયમાં જગતનો નાશ થશે, કેમકે આશ્રયના નાશનો નિયમ નથી. આજે જો આશ્રયનો નાશ થાય તો આજેજ આશ્રિત જગતનો પણ નાશ થાય.

અથવા જે આત્માએ આ સમસ્ત જગતને પ્રગટાવ્યું છે તે પોતે તો અવિનાશીજ છે, એમ અર્થ કરવો. એમ અર્થ કરવાથી ૧૬ મા શ્લોકમાં કહેલ—"સત્ અસત્ હોતું નથી અને અસત્ સત્ હોતું નથી"-આ બંને વસ્તુઓના આ જ શ્લોકમાં ઉદાહરણ આવી જાય છે. આત્માએ જગતને પ્રગટાવ્યું છે તેથી જગત જન્ય હોવાને લીધે **અસત્** છે અને પ્રગટાવનાર આત્મા અવિનાશી એટલે **સત્** છે.

પૂર્વ શ્લોકમાં સત્ અને અસત્નું વિવેચન થયું છે. ત્યાં એવી જિજ્ઞાસા સ્વભાવતઃ થાય કે સત્ પદાર્થ કોણ? અને અસત્ પદાર્થ કોણ? એ જિજ્ઞાસાની નિવૃત્તિ માટે ભગવાને આ એકજ શ્લોકમાં કહી દીધું કે **આત્મા સત્** છે અને ઉત્પન્ન થએલું જગત્ **અસત્** છે. અને એ એમાંથી—સત્ આત્મા અને અસત્ જગતમાંથી—અવ્યયનો એટલે સત્—આત્માનો કોઈ વિનાશ કરી શક્તો નથી.

અર્થાપત્તિથી અથવા પરિશેષાત્ એમ પણ ભગવાને કહી દીધું કે અસત્ જગતનો નાશ અવશ્ય જ થાય છે.

આ શ્લોકમાં આવેલ અવ્યય શબ્દ જાણીજોઇને રાખવામાં આવેલ છે અને **સત્**નો જ પર્યાય છે. જે વિવિધ પ્રકારની અવસ્થાઓને પામે તેને **વ્યય** કહે છે. અને જેમાં વિવિધ પ્રકારની અવસ્થાઓનો લેશ પણ ન હોય તે **અવ્યય** કહેવાય છે. એને જ **સત્** કહે છે.

આ બીજો અર્થ કરવામાં એક બીજો પણ લાભ છે. જો પહેલો જ અર્થ સ્વીકારવામાં આવે ત્યારે આ શંકાને અવકાશ છે કે "**અવિનાશિ તુ તદ્ વિદ્ધિ**" તે આત્માને તું અવિનાશી જાણ, એમ ભગવાને કહી દીધું ફરીથી ઉત્તરાર્ધની શી જરૂર? એ પુનરુકિત થઇ જાય છે. બીજો અર્થ કરવાથી આ શંકાને અવકાશ જ રહેતો નથી. કેમકે હવે તો પૂર્વાર્ધમાં સત્ અને અસત્ બે વસ્તુનું નિદર્શન થયું, તેથી એ બેમાંથી **આ સત્**નો કોઇ નાશ કરી શકતો નથી એમ કહેવાથી એમ સિદ્ધ થઇ જાય છે કે **આ** સત્‌નો તો નાશ થતો નથી પણ **આ** (પેલા) અસત્‌નો નાશ થાય છે જ.

આ શ્લોકના ચતુર્થ ચરણમાં **કશ્ચિત્** શબ્દ આવ્યો છે, તે નરજાતિનો છે. "**સામાન્યે નપુંસકમ્**" આ ન્યાયથી **કિંચિત્** શબ્દનો–નાન્યતર જાતિનો પ્રયોગ થવો જોઇએ તેને બદલે નરજાતિનો પ્રયોગ શામાટે? નાન્યતર

જાતિનો પ્રયોગ કરવાથી એટલે **કિંચિત્** શબ્દનો પ્રયોગ કરવાથી કોઈ માણુસ, કોઈ સ્ત્રી, કોઈ પદાર્થ, કોઈ પશુ આત્માને મારી શકતો નથી, આવી રીતે ઘાતક બધા પદાર્થોનું ગ્રહણ થાત અને તેજ ઉચિત હતું. એ ઔચિત્યનો ત્યાગ કરીને નરજાતિનો પ્રયોગ શામાટે? એ એક પ્રશ્ન અહીં ઉઠે છે.

એનું સમાધાન. આખું જગત **જડ** અને **ચેતન** એવા વિભાગોમાં વિભક્ત છે. જડ અક્રિય એટલે ક્રિયારહિત હોય છે. તે પોતે કોઈને મારી શકતું નથી. બાકી રહે છે ચેતન. જડ ચેતનને આશ્રિત હોય છે. ચેતન ગમે તે વસ્તુનો ઉપયોગ કરીને કોઇને મારી શકે છે. તેથી ચેતન–પુરુષની પ્રધાનતાને લક્ષ્યમાં રાખીને અહીં નર જાતિનો પ્રયોગ થયો છે–અને એવી રીતે તે અસંગત નથી.

અથવા આત્માનો વધ થશે એવી માન્યતા અર્જુનની છે. આ યુદ્ધમાં પ્રસ્તુત જે વીરો છે તેમને જ ઉદ્દેશીને આ નરજાતિનો પ્રયોગ થયો છે, એટલે આ બધાય વીરોમાંથી કોઇપણ એ **સત્** આત્માનો વિનાશ કરી શકતો નથી. ॥૧૭॥

૧૭ મા શ્લોકમાં ઉપર વર્ણવ્યા પ્રમાણે સત્ અને અસત્ બન્નેના ઉદાહરણ મુકીને, બેમાંથી એકને–સત્‌ને માટે તો કહ્યું કે અવ્યય–સત્ આત્માનો કોઈ નાશ કરી

શકતો નથી. બાકી રહ્યો અસત્ પદાર્થ. તેના સંબંધમાં ભગવાન બોલે છે—

**અન્તવન્ત ઇમે દેહા નિત્યસ્યોક્તાઃ શરીરિણઃ ।**
**અનાશિનોઽપ્રમેયસ્ય તસ્માદ્યુધ્યસ્વ ભારત ॥૧૮॥**

પદચ્છેદ

**અન્તવન્તઃ ઇમે દેહાઃ નિત્યસ્ય ઉક્તાઃ શરીરિણઃ ।**
**અનાશિનઃ અપ્રમેયસ્ય તસ્માદ્ યુધ્યસ્વ ભારત ॥૧૮॥**

**પદાર્થ—અપ્રમેયસ્ય**—કોઇપણ પ્રમાણ વડે જેનું જ્ઞાન હોઈ શકતું નથી એવા. **નિત્યસ્ય**—સર્વદા એકરસ રહેનાર. **અનાશિનઃ**—જેનો નાશ કદી નથી હોતો એવા. **શરીરિણઃ**—પ્રારબ્ધ ફળ ભોગવવા સારૂ મળેલ શરીરના સ્વામી આત્માના. **ઇમે**—આ સામે જોવામાં આવતા. **દેહાઃ**—શરીરો. **અન્તવન્તઃ**—અન્તવાળા. **ઉક્તાઃ**—કહેવાએલા છે. **તસ્માત્**—તેથી. **ભારત**—ભરતકુળમાં ઉત્પન્ન થનાર. **યુધ્યસ્વ**—તું યુદ્ધ કર.

**સ્પષ્ટાર્થ**—શરીરનો સ્વામી જે આત્મા છે તે અપ્રમેય છે, નિત્ય છે, અને અવિનાશી છે. અને તેના તે શરીરો અન્તવાળાં છે-અનિત્ય છે. તેથી હે અર્જુન! તું યુદ્ધ કર.

**ભાવાર્થ**—આત્મા-જીવ પૂર્વના માનવ-જન્મોમાં કરેલા પુણ્ય-પાપરૂપ ફળોને ભોગવવા સારૂ ઈશ્વરના ન્યાયથી દંડવિધાનથી, કોઈ ન કોઈ શરીર (માનવ અથવા દેવ

શરીર) ધારણ કરીને મર્ત્યલોકમાં અથવા દેવલોકમાં રહે છે. તે કર્મફળ ભોગવવાના સાધનરૂપ શરીરના સ્વામી હોવાથી તે આત્મા **શરીરી** કહેવાય છે. તેથી ભગવાને કહ્યું કે તે શરીરીના–એટલે આત્માના આ દેહો–આ શરીરો અન્તવાળા છે એટલે નાશવાળા છે. દેહો નાશવાળા છે તેથી **અસત્** છે. અસત્ કોઇ કાળે સત્ હોઈ શકતું નથી, એ નિયમ પ્રમાણે આ અસત્ દેહ કોઈપણ રીતે સત્ તો હોઈ શકે જ નહિ. એક ન એક દિવસ એવો આવવાનો જ જ્યારે આ દેહનો અંત આવશે. નાશવાન્ શરીરોના મોહને ત્યજીને હે ભારત ! તું યુદ્ધ કર.

અહીં શરીરીના ત્રણ વિશેષણો છે-**નિત્યસ્ય અવિનાશિનઃ અપ્રમેયસ્ય.** ત્રણ વિશેષણો લગાડવાની શી જરૂર, તેની આપણે તપાસ કરીએ. જો અહીં કેવળ **શરીરિણઃ** કહીને ભગવાન ચુપ રહી જાત તો એવી શંકા અર્જુનને થાત કે–જેમ શરીરનો નાશ થાય છે તેમ શરીરી–આત્માનો પણ નાશ થતો હશે. કેમકે જગતમાં જોઈ શકાય છે કે વિશેષણના નાશની સાથેજ વિશેષ્યનો પણ નાશ થાય છે. જેમકે ઉષ્ણ સ્પર્શના નાશની સાથે અગ્નિનો પણ નાશ થાય છે. ઉષ્ણ સ્પર્શ વિશેષણ છે અને અગ્નિ વિશેષ્ય છે. એવી જ રીતે વિશેષણ–શરીરના નાશની સાથે વિશેષ્ય આત્માનો પણ નાશ થતો હશે. એ શંકાને અવકાશ ન મળે તેને લીધે ભગવાને **"નિત્ય"** એવું વિશેષણ આપ્યું.

અથવા **"પ્રતિદેહમાત્મા ભિન્ન:"** દરેક દેહ માટે એક એક આત્મા જુદોજ પેદા થાય છે, એ અવૈદિક સિદ્ધાંત સ્વીકાર કરનારાઓના મતમાં શરીરના નાશની સાથે જ તેમાં રહેલ આત્માનો પણ નાશ થઈ જાય છે. કદાચ અર્જુનને આ વિષમ સમયમાં આ નાસ્તિકવાદનું ધ્યાન થાય અને શરીરની સાથેજ નાશ થનારો આત્મા છે એવો વિશ્વાસ થાય, તે આશંકા કરીને સર્વજ્ઞ ભગવાને **"નિત્યસ્ય"** એવું વિશેષણ આપ્યું. એટલે તે આત્મા શરીર સુધી જ રહે છે એવું નથી પણ તે તો સર્વકાળમાં રહેનારૂં તત્ત્વ છે.

લોકમાં કહેવામાં આવે છે કે–"**સ નિત્યં હસતિ**"– "તે નિત્ય હસે છે." **"સ નિત્યં જલ્પતિ"** તે નિત્ય બબડે છે." કોઈપણ માણસ નથી નિત્ય હસી શકતો કે નથી નિત્ય બબડી શકતો. છતાં "તે નિત્ય હસે છે" એમ કહેવાનું કારણ એટલું કે "તે વધારે વખત હસે છે." એવી રીતે જે વધારે વખત બબડે છે તેને માટે કહેવામાં આવે છે કે "તે નિત્ય બબડે છે." અહીં નિત્ય શબ્દનો પ્રયોગ અધિક કાળ માટે થયો છે. એટલે અહીં નિત્ય શબ્દ ઔપચારિક છે–ગાણુ છે. તેવી જ રીતે આત્માને પણ નિત્ય કહીને જ સંતોષ મનાય તો કોઈને આવી પણ શંકા થાય કે "નિત્ય હસે છે" અને "નિત્ય જલ્પે છે"ની માફક જ અહીં પણ ગૌણ પ્રયોગ હશે. તેથી આત્માને

અનિત્ય માનવાનું કારણ મળશે. તેથી "નિત્ય"થી સંતોષ ન પામીને ભગવાને **"અનાશિનઃ"** કહ્યું છે. એટલે તે આત્મા વધારે વખત સુધી ટકે છે, એ તાત્પર્ય નથી પણ તે "અવિનાશી" છે–કોઇપણ કાળે તેનો નાશ હોઇ શકતો જ નથી, એ તાત્પર્ય છે.

**અપ્રમેયસ્ય** એ સ્વતંત્ર વિશેષણ છે. આત્માને પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ, ઐતિહ્ય આદિ કોઇ પણ પ્રમાણ વડે કોઈ માપી શકતો નથી, અનુભવી શકતો નથી, જાણી શકતો નથી. તે દરેક પ્રમાણનો અવિષય છે તે બતાવવા સારૂ **અપ્રમેયસ્ય** કહેવામાં આવ્યું છે.

આત્મા તો પ્રત્યક્ષ થતો નથી કેમકે તેનું કંઇ રૂપ કે આકાર નથી. તે અનુમાનપ્રમાણથી પણ જાણી શકાતો નથી કેમકે કોઇ લિંગ નથી. ધુમાડો જોઈને કોઇ પર્વતમાં અગ્નિ હોવાનું અનુમાન કરે છે. ત્યાં ધુમાડો–ધૂમ લિંગ કહેવાય છે. આત્માના અનુમાન માટે કોઈ લિંગ નથી. ભોગાયતન શરીરને લિંગ માનીને એમ ન કહી શકાય કે આ ભોગાયતન છે માટે ભોક્તા કોઈ આત્મા હશે, કેમકે સુખદુઃખાદિ ભોગો આત્મા ભોગવતો નથી. તેનો ભોગવનાર તો અંતઃકરણ છે. તેથી ભોગાયતનરૂપ લિંગ વડે આત્માનો નહિ પણ અંતઃકરણનો અનુમાન થાય.

કિંચ, અનુમાન પ્રમાણની પ્રવૃત્તિ છેવટે નિષ્ફળ જ થવાની. કેમકે ધૂમ–લિંગ વડે અગ્નિનો અનુમાન કરીને

અનુમાતા–અનુમાન કરનાર પર્વતાદિમાં જઈને અગ્નિનો સાક્ષાત્કાર કરે છે. આત્માનો અનુમાન કરીને પણ એનો કોઈ ચાક્ષુષ આદિ પ્રત્યક્ષ કરી શકતો નથી. કેમકે તે કોઈ પણ ઇંદ્રિયનો વિષય નથી.

"જેમ આ છે તેમજ તે પણ છે" આવી રીતે ઉપમાન પ્રમાણની પ્રવૃત્તિ થાય છે. એટલે એક અજ્ઞાત વસ્તુને જ્ઞાત કરાવવા માટે તત્સદૃશ–તેની સમાન જ કોઈ જ્ઞાત વસ્તુની ઉપમાં જ્યાં અપાય છે ત્યાં ઉપમાન પ્રમાણ પ્રવૃત્ત હોય છે. પણ શ્રુતિ કહે છે **"નતત્સમોઽસ્ત્યભ્યધિકોપિ કશ્ચિત્"** કોઈ પણ પદાર્થ આત્મા સમાન નથી તેમજ તેનાથી અધિક પણ કોઈ નથી. તેથી આત્મા ઉપમાન પ્રમાણવડે પણ જાણી શકાય નહિ. શબ્દપ્રમાણવડે પણ તેનું જ્ઞાન હોતું નથી. કેમકે તે શબ્દનો પણ વિષય નથી. શબ્દ ત્યાંસુધી પહોંચતો જ નથી. વૈદિકશબ્દો એક મર્યાદા સુધી જ તે આત્માનું કંઈક વર્ણન કરીને પાછા ફરે છે. તે સર્વાંશમાં તેનું વર્ણન કરી શકતા જ નથી. અને છેવટે "નેતિ નેતિ" કહીને પોતાની અસમર્થતા પ્રકટ કરે છે.

કિંચ, કોઈ કહે કે "આત્મા છે" તો તેના કહેવાથીજ "આત્મા છે" એમ કેમ માની લેવાય? જો કોઈના કહેવાથી આત્માની સત્તા સ્વીકારાય તો કોઈના કહેવાથી "આત્મા નથી" એવી રીતે તેની અસત્તા પણ કેમ ન સ્વીકારાય?

કદાચ કહો કે આપ્ત વચનથી કહેવાએલી વસ્તુનો જ સ્વીકાર થાય, અનાપ્તવચનથી કહેવાએલી વસ્તુનો સ્વીકાર ન હોઈ શકે. તો એ પણ વિવાદગ્રસ્ત વિષય છે કે કોણ આપ્ત છે અને કોણ અનાપ્ત છે. સ્વીકૃતને બધાય આપ્ત જ માને છે અને અસ્વીકૃતને બધા અનાપ્ત જ માને છે. તેથી એ આપ્ત–અનાપ્ત બન્ને અવ્યવસ્થિત વસ્તુ છે. કદાચ વેદને પરમ આપ્ત તરીકે સ્વીકાર પણ કરીએ તો તે આત્માના સંબંધમાં નિશ્ચિત વચન ઉચ્ચારતા જ નથી. એક ઠેકાણે તો કહે છે કે **"ન તત્ર ચક્ષુર્ગચ્છતિ, ન વાગ્ ગચ્છતિ, ન મનો ગચ્છતિ,"** તે આત્મા મન વડે જાણી શકાય તેમ નથી. બીજા ઠેકાણે તે જ વેદ કહે છે કે **'મનસા વેદિતવ્યઃ'** "મન વડે આત્માનું જ્ઞાન મેળવવું જોઈએ.' આ પરસ્પર વિરૂદ્ધ વચનોમાંથી કોને પ્રમાણ મનાય અને કોને અપ્રમાણ. તેથી એ જ નિશ્ચય કરવો કે આત્માને જાણવા માટે વૈદિક શબ્દપ્રમાણ પણ પર્યાપ્ત નથી. તેમજ અર્થાપત્તિ અને ઐતિહ્ય એ પણ નિરર્થક જ છે. તેથી તે આત્મા કોઈપણ પ્રમાણનો વિષય ન હોવાથી અપ્રમેય છે.

સીધી ભાષામાં અપ્રમેય શબ્દનો અર્થ છે—"કોઈ રીતે માપી ન શકાય તેવો.

આ શ્લોકમાં ભગવાને કહ્યું છે કે **યુધ્યસ્વ** "હે અર્જુન તું યુદ્ધ કર." અહીં એક શંકા થાય છે કે યુદ્ધ તો **કર્મ**

છે. આ જ્ઞાનોપદેશમાં કર્મ કરવાની આજ્ઞા ભગવાને કેમ કરી ? આજ્ઞા એટલે વિધિ.

આ શંકાનું સમાધાન. ભગવાન અર્જુનને સંન્યાસી બનાવવા ઇચ્છતા નથી. સંન્યાસી થવા દેવા પણ ઇચ્છતા નથી. તે જ્યારે ભિક્ષાન્નની વાત કરે છે ત્યારે ભગવાન હસીને તે વાતને ટાળી દે છે. તેથી એ વાત તો સ્પષ્ટ જ છે કે ભગવાન અર્જુનને યુદ્ધમાં જોડવા ઇચ્છે છે. યુદ્ધને માટે અત્યારે આવશ્યક જે જ્ઞાન, તેનોજ ઉપદેશ ભગવાન કરે છે. અર્જુનને કુળવધજન્ય જે પાપનો ભય લાગી રહ્યો છે તેને નિવૃત્ત કરવાને માટે જ આ બધો પ્રયાસ છે. એ પ્રયાસમાં સફળતા ત્યારે જ મનાય જ્યારે અર્જુન યુદ્ધ માટે ફરીથી તયાર થાય. તેથી અહીં **યુદ્ધ્યસ્વ** આ વિધિ ઉચિત જ છે. કર્મત્યાગ કરાવવાની વાત તેઓ કરતા હોત, સંન્યાસ આશ્રમમાં પ્રવેશ કરાવવા જો તેઓ ઇચ્છતા હોત તો આ પ્રશ્ન સ્થાને ગણાત કે **જ્ઞાનોપદેશાવસરે કથં કર્મોપદેશઃ?** જ્ઞાનોપદેશકાળમાં કર્મોપદેશ કેમ કરવામાં આવ્યો ? અને શાસ્ત્રો તો સંન્યાસાશ્રમમાં પણ અમુક કર્મને માટે આગ્રહ કરે જ છે. તેથી ત્યાં પણ બધા કર્મનો ત્યાગ ક્યાં સંગત છે ? ફક્ત કામ્યકર્મનોજ ત્યાગ થાય છે. અથવા તો સ્વયમ્ અનાવશ્યક થઈ પડેલા કેટલાક નિત્યકર્મોનો પણ ત્યાગ થાય છે. શેષ રહેલા તો ઘણાય કર્મો કરવા જ પડે છે. એટલું જ નહિ પણ બીજા કેટલાય

નવા નિત્યકર્મો સંન્યાસીના માથે લાદવામાં આવે છે. તેથી અહીં કર્મવિધિ ઉચિત જ છે.

કેટલાક વિદ્વાનો કહે છે કે **યુધ્યસ્વ** આ વિધિ નથી. એ તો અભ્યનુજ્ઞા છે, પ્રેરણા છે. અર્જુન જે યુદ્ધકર્મને કરવા તૈયાર છે તેને માટેજ ભગવાને પ્રેરણા કરી છે. કંઇ નવો વિધિ નથી. એ બધું બોલવું અને કહેવું કેવળ આગ્રહ છે. બિચારો અર્જુન ક્યાં યુદ્ધ કરવા તૈયાર છે? તે તો ધનુષ-બાણ નાખી દેઇને રથોપસ્થમાં બેસી ગયો છે. સાફ સાફ તેણે ભગવાનને સંભળાવી દીધું છે કે મારે યુદ્ધ નથી કરવું. એ લોકો મને મારી નાંખે તો પણ મારે મારો બચાવ નથી કરવો. એવી રીતે ધર્મભીરુ અર્જુન યુદ્ધનો ત્યાગ કરીને જ બેઠો છે, તો પણ એમજ કહેતા રહેવું કે તે જે યુદ્ધને માટે તૈયાર છે-ભવિષ્યમાં જે યુદ્ધ પોતે કરવાનો છે તેને માટે ભગવાને માત્ર અભ્યનુજ્ઞા કે પ્રેરણા આપી છે, એ કેવળ હાસ્યાસ્પદ છે. નિશ્ચય જ, ભગવાન અર્જુનને બળાત્કારે યુદ્ધ માટે પ્રેરણા કરે છે અને તેજ વિધિ છે.

બીજું આવા સ્થળમાં તત્ત્વનિર્ણાયક જે ષટ્લિંગો છે તેનો ઉપયોગ કરીને આપણે જોઈ જઇએ કે અહીં વિધિ સંભવે છે કે નહિ? તે છ લિંગો આ છે-

**ઉપક્રમોપસંહારાવભ્યાસોઽપૂર્વતા ફલમ્ ।**
**અર્થવાદોપપત્તી ચ લિંગં તાત્પર્યનિર્ણયે ॥**

શ્રુતિયોના અર્થનો અથવા કોઈ પણ ગ્રંથના અર્થનો નિર્ણય કરવા સારૂ ૧-**ઉપક્રમ-ઉપસંહાર**, ૨-**અભ્યાસ**, ૩-**અપૂર્વતા**, ૪-**ફળ**, ૫-**અર્થવાદ** અને ૬-**ઉપપત્તિ** એ છ લિંગ છે.

૧-**ઉપક્રમ-ઉપસંહાર**-ઉપક્રમ એટલે આરંભ-વચન. ઉપસંહાર એટલે અંત-વચન. આરંભમાં જે વસ્તુ બોલાએલી હોય તે જ જો અંતમાં પણ બોલાએલી હોય તો ઉપક્રમ અને ઉપસંહારની એકતા થાય છે. તે એકતાને લીધે તે તે અર્થનો નિર્ણય કરવામાં આવે છે.

૨—**અભ્યાસ**—જે વસ્તુનો કહેવા માટે આરંભ કરવામાં આવ્યો હોય તેનુંજ જો વચ વચમાં ફરી ફરીથી પ્રતિપાદન કરવામાં આવ્યું હોય તો તે અભ્યાસ કહેવાય છે. એ અભ્યાસ જે અર્થને માટે હોય તે જ તે પ્રકરણનો પ્રતિપાદ્ય અર્થ સમજવો.

૩—**અપૂર્વતા**—જે વસ્તુને કહેવા માટે પ્રકરણ આરંભાયું છે તેને સિદ્ધ કરવા માટે બીજો કોઈ ઉપાય ન હોય અને તે પ્રકરણમાં બતાવેલી વસ્તુઓજ તેની સિદ્ધિને માટે ઉપાય હોય, તે અપૂર્વતા કહેવાય છે.

૪—**ફળ**—જે પ્રકરણમાં જે વસ્તુ પ્રતિપાદ્ય હોય-કહેવામાં-પ્રમાણિત કરવામાં આવી હોય તેના જ્ઞાનથી તેની પ્રાપ્તિનું નામ ફળ છે.

૫—**અર્થવાદ**—પ્રકરણમાં જે વસ્તુનું વર્ણન થતુ હોય તેની જ પ્રશંસાને અને તેનાથી વિરુદ્ધ અથવા અવિરુદ્ધ, પણ ઈતર વસ્તુની નિન્દાને અર્થવાદ કહે છે.

૬—**ઉપપત્તિ**—જે વસ્તુને માટે પ્રકરણ આરંભાએલું હોય તેને જ સિદ્ધ કરવા માટે યુક્તિઓ અને દૃષ્ટાંતોનો ઉપયોગ કરવો તે ઉપપત્તિ કહેવાય છે.

હવે આપણે ગીતાને તપાસીએ. બીજા અધ્યાયમાં જ્યારે શ્રીભગવાન બોલવાનું શરૂ કરે છે ત્યારે **યુદ્ધ-ત્યાગરૂપ** કાર્યને તેઓ **કુતસ્ત્વા કશ્મલમિદમ્** (ગી.૨.૨) આ આખા બીજા શ્લોક વડે વખોડી કાઢે છે. અને ત્રીજા શ્લોકમાં અંતમા કહે છે કે "**ઉત્તિષ્ઠ પરંતપ**" (ગી. ૨.૩) હે અર્જુન તું ઉભો થા. અહીં અર્જુનને જ્ઞાન મેળવવા માટે કે મોક્ષ મેળવવા માટે કે સંન્યાસી બનાવવા માટે ઉભો કરવાનો પ્રયાસ થયો નથી. પણ તે તો ધનુષ-બાણ મુકીને રથમાં બેસી ગયો હતો. તેને ફરીથી યુદ્ધને માટે ઉભો કરવાનો પ્રયાસ છે. એ સ્પષ્ટ વસ્તુ છે કે યુદ્ધને માટે જ અર્જુનને ઉભો કરવાનો **ઉપક્રમ** થયો છે.

"**કર્મણ્યેવાધિકારસ્તે**" (ગી. ૨.૪૭) "**યોગસ્થઃ કુરુ કર્માણિ**" (ગી. ૨.૪૮) "**તસ્માદ્યોગાય યુજ્યસ્વ યોગઃ કર્મસુ કૌશલમ્**" (ગી. ૨. ૫૦) ઈત્યાદિ વચને વડે આ પ્રકરણના **ઉપસંહારમાં** પણ કર્મમાંજ અર્જુનને વિનિયુક્ત કરવાની ભગવાન ઇચ્છા સેવી રહ્યા છે.

"**દૂરેણ હ્યવરં કર્મ બુદ્ધિયોગાદ્ ધનંજય**" ગી. ૨.૪૯) આ વચનથી કર્મની કંઈક નિંદા થતી જણાય છે તે તો સકામ કર્મની જ નિંદા છે. ભગવદર્પણ બુદ્ધિથી કરાએલા કે થતા કર્મની નિન્દા નથી જ.

(૨) "**સ્વધર્મમપિ ચાવેક્ષ્ય ન વિકમ્પિતુમર્હસિ। ધર્મ્યાદ્ધિ યુદ્ધાચ્છ્રેયોઽન્યત્ક્ષત્રિયસ્ય ન વિદ્યતે**" (ગી. ૨.૩૧) "**સુખિનઃ ક્ષત્રિયાઃ પાર્થ લભન્તે યુદ્ધમીદૃશમ્**" (ગી. ૨.૩૨)

'**અથ ચેત્ત્વમિમં ધર્મ્યં સંગ્રામં ન કરિષ્યસિ। તતઃ સ્વધર્મં કીર્તિં ચ હિત્વા પાપમવાપ્સ્યસિ ॥**" (ગી૦ ૨–૩૩) "**તસ્માદુત્તિષ્ઠ કૌન્તેય યુદ્ધાય કૃતનિશ્ચયઃ**" (ગી૦ ૨–૩૭) "**તતો યુદ્ધાય યુજ્યસ્વ**" (ગી૦ ૨–૩૮) આ બધાય વચનો વડે ફરી ફરીથી કર્મનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેથી **અભ્યાસ** લિંગ પણ યુદ્ધરૂપ કર્મની કર્તવ્યતાનો નિર્ણય કરે છે.

૩—"**સમત્વં યોગ ઉચ્યતે**" "**બુદ્ધિયોગાત્**" "**બુદ્ધૌ**" આ નિષ્કામ કર્મયોગને માટે નવી નવી વ્યાખ્યાઓ અને નવી નવી સંજ્ઞાઓ વડે ભગવાન કર્મની સિદ્ધિ કરાવવા ઈચ્છે છે. તેથી આ **અપૂર્વતારૂપ** લિંગ પણ કર્મનું સમર્થન કરે છે.

૪—"**તદા યોગમવાપ્સ્યસિ**" (ગી૦ ૨–૫૩) આ પ્રકરણને પૂર્ણ કરતાં ભગવાને **યોગ** એટલે નિષ્કામકર્મ-

યોગની જ પ્રાપ્તિને શ્રુતિવિપ્રતિપન્ન બુદ્ધિની નિશ્ચલતાનું ફળરૂપે વર્ણવ્યું છે. તેથી **ફળરૂપ** લિંગ પણ છે.

૫—"**હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્ ॥**" (ગી૦ ૨–૩૭) **યદૃચ્છયા ચોપપન્નં સ્વર્ગદ્વારમપાવૃતમ્**" (ગી૦ ૨–૩૨) "**સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્**" (ગી૦ ૨–૪૦) ઈત્યાદિ વચનો વડે કર્મને સ્વર્ગપ્રાપક કહીને, તેમજ મહદ્ ભયમાંથી પણ ત્રાણ કરનાર તરીકે વર્ણવીને, નિષ્કામકર્મની પ્રશંસા કરવાથી પ્રશંસારૂપ **અર્થવાદ** પણ અહીં છે.

તેમજ "**યામિમાં પુષ્પિતાં વાચમ્**" (ગી૦ ૨-૪૨) "**કામાત્માનઃ સ્વર્ગપરાઃ**" (ગી.૨-૪૩) **ભોગૈશ્વર્યપ્રસક્તાનામ્**(ગી.૨.૪૪) "**ત્રૈગુણ્યવિષયાવેદાઃ**" (ગી.૨.૪૫) ઈત્યાદિ વચનો વડે નિષ્કામકર્મના વિરોધી સકામ યજ્ઞાદિક કર્મોની નિંદા કરવામાં આવી છે. તે નિન્દારૂપ **અર્થવાદ** પણ અહીં છે.

૬—"**યદા તે મોહકલિલં બુદ્ધિર્વ્યતિતરિષ્યતિ ।**" (ગી. ૨.૫૨) આ વચનો વડે **ઉપપત્તિરૂપ** લિંગ બતાવવામાં આવ્યું છે.

એ તો એક અધ્યાયની વાત થઈ. ગીતાના અંતમાં પણ જો તપાસીશું તો પણ એજ વસ્તુ પ્રત્યક્ષ થશે.

જેમકે સમસ્ત ઉપદેશ કર્યા પછી ભગવાન અર્જુનને પુછે છે કે :—

**"કચ્ચિદેતચ્છ્રુતં પાર્થ ત્વયૈકાગ્રેણ ચેતસા ।**
**કચ્ચિદજ્ઞાનસંમોહઃ પ્રનષ્ટસ્તે ધનંજય"** (ગી.૧૮.૭૨)

"અર્જુન! જે કંઇ મેં આટલા વખત સુધી આટ આટલો ઉપદેશ કર્યો છે તેને તેં એકાગ્રચિત્ત વડે સાંભળ્યો છે કે નહિ? તારા અજ્ઞાન-જન્ય-મોહ નષ્ટ થયો કે નહિ?"

આ કચ્ચિત્-શ્લોકના ઉત્તરમાં અર્જુન કહે છે કે :-

**નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા ત્વત્પ્રસાદાન્મયાઽચ્યુત ।**
**સ્થિતોઽસ્મિ ગતસન્દેહઃ કરિષ્યે વચનં તવ ॥**
(ગી. ૧૮.૭૩)

"મારો મોહ ગયો છે. મારૂં જ્ઞાન મને મળ્યું છે. બધા સંદેહો અસ્ત થયા છે. હવે તો હું આપની આજ્ઞાને અવશ્ય જ પાળીશ."

અહીં આજ્ઞાનું પાલન એટલે યુદ્ધમાં ઝંપલાવવું. એથી પણ એ સ્પષ્ટ છે કે આ ગીતાના ઉપદેશથી ભગવાન અર્જુનને નિષ્કામકર્મમાં જ જોડવાને તૈયાર હતા.

એક વસ્તુ અહીં પ્રજાને બહુ જ સ્પષ્ટ રીતે ધ્યાનમાં રાખવી જોઇએ. તે હું બતાવું છું. ગીતા અમુક ધર્મ એટલે અમુક સંપ્રદાયને નભાવવા માટે રચાએલી નથી. ભગવાન કોઇ વાડાના મનુષ્ય ન હતા. એ ભગવાન હતા

અને તે સમયના મોટામાં મોટા રાજનીતિના તત્ત્વોના જાણનારા હતા. તેમણે કરાવવું હતું યુદ્ધ. તેને માટે જે જે માર્ગો તેમને ઉચિત લાગ્યા, બધાયને અર્જુનની આગળ મુક્યા છે. **"યેનેષ્ટસ્તેન ગમ્યતામ્"** જે માર્ગ ઈષ્ટ હોય તે માર્ગને તે અવલંબે. એ બધાય માર્ગો ઉત્તમ જ છે.

મારો એ આગ્રહ નથી કે ગીતા કેવળ કર્મનું પ્રતિપાદન કરે છે, અથવા તો તે કેવળ જ્ઞાનનું જ કે ભક્તિનું જ પ્રતિપાદન કરે છે. હું કહું છું કે ગીતામાં બધું છે. ગીતામાં એકાત્મવાદ પણ છે, અનેકાત્મવાદ પણ છે, અદ્વૈતવાદ પણ છે, વિશિષ્ટાદ્વૈતવાદ પણ છે. બીજા વાદો પણ છે. જેના જેવા સંસ્કારો છે તે તેવી રીતે તોડી મરોડીને પોતાનો વાદ સિદ્ધ કરવાનો પ્રયાસ કરે છે. ગીતા આજથી પાંચ સહસ્ર વર્ષ પૂર્વેની મનોવૃત્તિનો એક આબેહુબ ચિતાર છે. તેને કોઈપણ વાદના આગ્રહથી મલિન કરવાનું પાપ કોઈએ કરવું જોઈએ નહિ.

આ શ્લોકમાં **"અન્તવન્ત ઇમે દેહા નિત્યસ્ય"** કહેવામાં આવ્યું છે. એમાં આત્માને માટે એટલે દેહના સ્વામીને માટે એક વચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે અને દેહમાં બહુવચનનો પ્રયોગ. એનો શો અર્થ ? એક આત્માને તો એકજ

દેહ હોય. ત્યારે જેમ આત્મામાં—**શરીરિન્‌**—શબ્દમાં એકવચન છે તેમજ દેહમાં પણ એકવચન જ જોઇએ. અથવા જેમ દેહમાં બહુવચન છે તેમ શરીરિન્‌ શબ્દમાં પણ બહુવચન જોઇએ. એથી વિપરીત કેમ થયું ? એ પ્રશ્નને આપણે વિચારિએ.

દેહ ત્રણ પ્રકારના મનાય— ૧–**સૂક્ષ્મ,** ૨–**સ્થૂળ,** ૩–**કારણ.** આ ત્રણ દેહને લક્ષ્યમાં રાખીને દેહમાં બહુવચન આવ્યું છે; એમ ન કહી શકાય. કેમકે જો કે એકજ આત્માની સાથે આ ત્રણે દેહનો સંબંધ રહે છે તેથી બાલસંમોહન કરવા માટે આ ઉડાઉ જવાબ આપી શકાય છે, તથાપિ અહીં સ્થૂળ દેહની વાત ચાલે છે, સ્થૂળ દેહનો સંબંધ છે, સ્થૂળ દેહના વધ–અવધમાં પાપ અને પુણ્યનો વિચાર ચાલે છે તેમાં સૂક્ષ્મ અને કારણ દેહનો કંઇ ઉપયોગજ નથી.

કિંચ સૂક્ષ્મ શરીર તો સૂક્ષ્મ જ છે. કોઇપણ અસ્ત્રથી કે શસ્ત્રથી તેનો વધ હોઇ શકતો નથી. એનો વધ–એની નિવૃત્તિ કેવળ જ્ઞાનથી અથવા કેવળ અનન્ય ભગવદ્‌ ભક્તિથી અથવા નિષ્કામ કર્મથી જ થાય છે. કારણ શરીર પણ અસ્ત્રશસ્ત્ર વડે અભેદ્ય અને અચ્છેદ્ય જ છે. અને કદાચ એનો વધ પણ થાય તો તેથી અર્જુનને કે કોઇને પણ પાપ લાગતું જ નથી. એનો વધ કરવા માટે જ આ આપણો માનવ–દેહ છે. અને તેના વધ માટે જ સઘળા

**શાસ્ત્રોની રચના થઈ છે. તેને લીધે અર્જુનને શોક હોય જ નહિ. કારણ દેહ એટલે અજ્ઞાન.**

ગીતાને આત્માનું એકત્વ પણ સંમત છે અને બહુત્વ પણ સંમત છે. તેથી કેટલેક ઠેકાણે એકવચન અને કેટલેક ઠેકાણે બહુવચન આત્માને માટે આવ્યું છે. પણ એમાં એક રહસ્ય રહેલું છે. જ્યાં સાક્ષાત્ (સામાન્ય) આત્માનું જ નામ લેવામાં આવ્યું છે ત્યાં તો સર્વત્ર એકવચન જ વપરાયું છે. પણ જ્યાં વિશેષ આત્માનું નામ છે ત્યાં બહુવચનનો પ્રયોગ થયો છે. જેમકે **"અવિનાશિ તુ તદ્વિદ્ધિ યેન..."** (ગી૦ ૨–૧૭) **"ન જાયતે મ્રિયતે વા કદાચિન્નાયમ્..."**(ગી૦૨–૨૦)**"એનમજમવ્યયમ્"** (ગી૦ ૨–૨૧) **"આશ્ચર્યવત્પશ્યતિ કશ્ચિદેનમ્"** (ગી૦ ૨–૨૯) **"નૈષ્કર્મ્યં પુરુષોઽશ્નુતે"** (ગી૦ ૩–૪) **"ઉદ્ધરેદાત્મનાત્માનમ્"**(ગી૦ ૬–૫) આ બધા શ્લોકોમાં **તદ્, યેન, અયમ્, એનમ્, પુરુષઃ** ઇત્યાદિ શબ્દો સામાન્ય આત્માને માટે આવ્યા છે અને તે બધા એકવચનમાં છે. અને **"નેમે જનાધિપાઃ"**(ગી૦ ૨–૧૨) **"યામિમાં પુષ્પિતાં વાચં પ્રવદન્ત્યવિપશ્ચિતઃ"** (ગી૦ ૨–૪૨) **"પણ્ડિતાઃ સમદર્શિનઃ"**(ગી૦ ૫–૧૮)**"ન માં દુષ્કૃતિનો મૂઢાઃ પ્રપદ્યન્તે નરાધમાઃ"** (ગી૦ ૭–૧૫) **"અમી હિ ત્વાં સુરસંઘા વિશન્તિ"**(ગીતા૦ ૧૧-૨૧)આ બધા શ્લોકોમાં **જનાધિપાઃ, અવિપશ્ચિતઃ, પણ્ડિતાઃ,**

**મૂઢાઃ, નરાધમાઃ, સુરસંઘાઃ** ઇત્યાદિ શબ્દો વિશેષ આત્માને માટે આવ્યા છે અને તે બધા બહુવચનમાં છે.

એ વિલક્ષણતાથી એ કલ્પના કરવામાં આવી છે કે ભગવાન્‌ને અહીં આત્માનું એકત્વ જ ઇષ્ટ છે. અને જ્યાં જ્યાં બહુવચનનો પ્રયોગ છે ત્યાં સર્વત્ર ઉપાધિવિશિષ્ટ આત્માને જ લક્ષ્યમાં રાખવામાં આવ્યો છે.

અહીં પ્રસ્તુત પ્રકરણમાં **"શરીરિણામ્‌"** એવી રીતે બહુવચન જ હોવું જોઈએ. કેમકે તે સ્પષ્ટ જ વિશેષ આત્માના પ્રકરણમાં છે. છતાં એકવચનનો પ્રયોગ સર્વ આત્માઓમાં રહેનારી જે આત્મત્વજાતિ, તેને લક્ષ્યમાં રાખીને જ થયો છે. જાતિનો કયા મતમાં અંગીકાર કરવામાં આવ્યો છે અને કયા મતમાં નહિ તેનો વિચાર અહીં બહુ ઉપયોગી ન હોવાથી છોડી દઉં છું. ॥૧૮॥

અસત્‌ સત્‌ હોતું નથી અને સત્‌ અસત્‌ હોતું નથી એવો નિયમ જો સાર્વત્રિક હોય તો **"યે કે ચાત્મહનો જનાઃ"** (ઈશાવા૦ ૩) અહીં અને બીજા સ્થળે પણ **આત્મહન્‌** શબ્દ આવ્યો છે અને તેનો અર્થ છે **આત્માનો મારનાર.** આપના સમજાવવા પ્રમાણે આત્મા તો સત્‌ છે. તે અસત્‌ હોઈ શકતો નથી. તેનો અભાવ થઈ શકતો નથી. ત્યારે ઉપર્યુક્ત શ્રુતિમાં "આત્મહન્‌" શબ્દની શી ગતિ? એવી રીતે અર્જુનના પ્રશ્નની સંભાવના કરીને ભગવાન કહે છેઃ—

**ય એનં વેત્તિ હન્તારં યશ્ચૈનં મન્યતે હતમ્‌ ।**
**ઉભૌ તૌ ન વિજાનીતો નાયં હન્તિ ન હન્યતે ॥૧૯॥**

પદચ્છેદ

**યઃ એનં વેત્તિ હન્તારં યઃ ચ એનં મન્યતે હતમ્ ।**
**ઉભૌ તૌ ન વિજાનીતઃ ન અયં હન્તિ ન હન્યતે ॥૧૯॥**

**પદાર્થ—યઃ**—જે કોઈ. **એનમ્**—આ આત્માને. **હન્તારમ્**—મારનાર. **વેત્તિ**—જાણે છે. **ચ**—અને. **યઃ**—જે. **એનમ્**—એ આત્માને. **હતમ્**—હણાઈ ગએલ, મરી ગએલ. **મન્યતે**—માને છે. **તૌ**—તે. **ઉભૌ**—બન્ને. **ન, વિજાનીતઃ**—તે આત્માને જાણતા નથી. **અયમ્**—આ આત્મા. **ન, હન્તિ**—કોઇને મારતો નથી. **ન હન્યતે**—કોઇ વડે હણાતો નથી.

**સ્પષ્ટાર્થ**—જે કોઇ એમ માને છે કે આત્મા કોઇને મારે છે અથવા જે એમ માને છે કે આત્માને કોઇ મારે છે, તે બન્ને આત્માના સ્વરૂપને જાણતા નથી. આત્મા તો નથી કોઇને મારતો અને નથી કોઇ વડે હણાતો.

**ભાવાર્થ**—અર્જુનની આગળ ઈશાવાસ્યોપનિષદ્‌ની **"અસુર્યા નામ તે લોકા અન્ધેન તમસાવૃતાઃ । તાંસ્તે પ્રેત્યાભિગચ્છન્તિ યે કે ચાત્મહનો જનાઃ ॥"** આ શ્રુતિ આવીને ઉભી થઈ. એને લાગ્યું કે ભગવાન તો કહે છે કે આત્મા સત્ છે તેથી તે અસત્ થતો નથી. અને શ્રુતિમાં તો આત્માનું હનન સંભળાય છે. તેથી શ્રુતિ સત્‌નું પણ અસત્ હોવાપણું સ્વીકારે છે. મારે કઈ વાત ઉપર વિશ્વાસ મુકવો. ભગવાનની મેં શરણાગતિ સ્વીકારી

છે. એમની આગળ મ્હેં શિષ્યતા પણ સ્વીકારી છે. એમના વચનમાં જ મારે વિશ્વાસ મુકવો જોઈએ. એમ અનિવાર્ય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે—"**યસ્ય દેવે પરા ભક્તિર્યથા દેવે તથા ગુરૌ । તસ્યૈતે કથિતા હ્યર્થાઃ પ્રકાશન્તે મહાત્મનઃ ॥** (યોગશિખોપનિષદ્‌ અ૦ ૨ મં૦ ૨૨) "**કર્ણધારં ગુરું પ્રાપ્ય તદ્વાક્યં પ્લવવદ્‌ દ્રઢમ્‌ । અભ્યાસવાસનાશક્ત્યા તરન્તિ ભવસાગરમ્‌ ॥** (યોગશિખોપનિષદ્‌ અ. ૬ મં. ૭૯) "**ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવઃ સદાચ્યુતઃ । ન ગુરોરધિકઃ કશ્ચિત્‌ ત્રિષુ લોકેષુ વિદ્યતે ॥" દિવ્યજ્ઞાનોપદેષ્ટારં દેશિકં પરમેશ્વરમ્‌ । પૂજયેત્પરમા ભક્ત્યા તસ્ય જ્ઞાનફલં ભવેત્‌ ॥" "યથા ગુરુસ્તથૈવેશો યથૈવેશસ્તથા ગુરુઃ। પૂજનીયો મહાભક્ત્યા ન ભેદો વિદ્યતેઽનયોઃ ॥** (યોગશિખા, અ. ૫ મ. ૫૬–૫૮) તેથી મારે તો ગુરુ વચનમાં જ વિશ્વાસ રાખવો ઘટે છે. છતાં એ શ્રુતિવચનનું શું કરવું ?

અર્જુનના સમયમાં બૌદ્ધધર્મ તો નહતો પણ તત્સમ વિચારો પ્રચલિત થઈ ચુક્યા હતા. નાસ્તિકોના મતો પણ તે વખતે ભારતવર્ષમાં જન્મ પામી ચુક્યા હતા. "**અસત્યમપ્રતિષ્ઠં તે જગદાહુરનીશ્વરમ્‌ । અપરસ્પરસંભૂતં કિમન્યત્કામહૈતુકમ્‌ ॥"** [ગીતા. ૧૬.૮] અને "**લોકાયતિકમુખ્યૈશ્ચ સમન્તાદનુનાદિતમ્‌ ॥"**

[મહા. આદિ. અ. ૭૦ શ્લો. ૪૬] આ ગીતાનો શ્લોક તેમજ મહાભારતનો શ્લોક મારા કથનમાં પ્રમાણ છે. એક આશ્ચર્ય છે કે મહાભારતમાં **બુદ્ધ** અને **જિન**ના નામો નથી પણ બૌદ્ધભિક્ષુઓ અને બૌદ્ધ આચારોના, તેમજ ક્ષપણુક આદિ જીનાનુયાયિયોના વર્ણનો છે. સંભવ છે કે **સૌતિ**ના કાળમાં જ આ ઉલ્લેખો મહાભારતમાં થયા હશે. જે હોય. તે વખતે પ્રચાર પામી ચુકેલ નાસ્તિકમતોનો ઝણકાર પણ અર્જુનના કાન ઉપર અથડાઈ રહ્યો હતો. તેથી તેનું મન કંઈક અસ્વસ્થ થયું. તે જોઇને ભગવાને કહ્યું કે જે લોકો એમ માને છે કે આત્માનો નાશ થાય છે, આત્મા કોઈને મારવાની ક્રિયા કરે છે અથવા આત્મા કોઈની દહનક્રિયાનો કર્મ–વિષય બને છે તે લોકો આત્માને ઓળખી શકયા જ નથી. અર્જુન તું નિશ્ચય રાખ કે આત્મા કોઈને પણ મારતો નથી. અને આત્માને પણ કોઇ મારતો નથી. આત્મા સત્ છે અને સત્ જ રહે છે.

ઈશાવાસ્યોપનિષદ્‌માં જે **આત્મહન્** શબ્દ આવ્યો છે તે તો ગૌણ પ્રયોગ છે. જે લોકો આત્મકલ્યાણના ઉપાયોને ન આદરીને જગતમાં જ વધારેમાં વધારે ગુલતાન થવાના કર્મો કરે છે તે લોકો આત્માની મુક્તિના કાળને દૂર ખસેડે છે. એવા કર્મ કરનારને જ **આત્મહન્** કહેવામાં આવ્યો છે. ॥૧૯॥

આત્મા સત્ છે, એ વિશ્વાસ દૃઢ કરાવવા માટે ભગવાન આત્મામાં ષડ્-ભાવ-વિકારોનો અભાવ બતાવવા બોલે છે કે:—

**ન જાયતે મ્રિયતે વા કદાચિ—**
**ન્નાયં ભૂત્વા ભવિતા વા ન ભૂય: ।**
**અજો નિત્ય: શાશ્વતોયં પુરાણો,**
**ન હન્યતે હન્યમાને શરીરે ॥૨૦॥**

પદચ્છેદ

**ન જાયતે મ્રિયતે વા કદાચિત્,**
**ન અયં ભૂત્વા ભવિતા વા ન ભૂય: ।**
**અજ: નિત્ય: શાશ્વત: અયં પુરાણ:**
**ન હન્યતે હન્યમાને શરીરે ॥૨૦॥**

**પદાર્થ—અયમ્**—આ આત્મા. **કદાચિત્**—કદી. **ન,જાયતે**—જન્મતો નથી. **વા**—અને. **ન,મ્રિયતે**—મરતો નથી. **વા**—અને. **ભૂત્વા**—જન્મ્યા પછી. **ભૂય:**—જ. **ન,ભવિતા**—અસ્તિત્વમાં આવનારો નથી. **અયમ્**—આ આત્મા સ્વભાવત: **અજ:**—જન્મરહિત છે. **નિત્ય:**—નિત્ય છે. **શાશ્વત:**—સર્વદા એકરસ છે. **પુરાણ:**—પરમ પ્રાચીન હોવા છતાં પ્રત્યેક અનુભવમાં તે નવો જેવો જણાય છે. **શરીરે**—શરીરને. **હન્યમાને**—નષ્ટ હોવાથી. **ન,હન્યતે**—તે હણાતો નથી-નષ્ટ હોતો નથી. ॥૨૦॥

**સ્પષ્ટાર્થ**—આ આત્મા કદી પણ જન્મતો નથી. કદી પણ મરતો નથી. જન્મ્યા પછી જ અસ્તિત્વમાં આવે છે એવો નથી. એ અજન્મા છે. નિત્ય છે. શાશ્વત સર્વદા એકરસ રહેનાર છે. પરમ પ્રાચીન છે–છતાં રોજ નવા નવા અનુભવો હોવાથી નવા જેવો પ્રતીત થાય છે. અને જે શરીરમાં તે રહે છે તેના નાશ થયે પણ તેનો નાશ થતો નથી.

**ભાવાર્થ**—નિરુક્ત ગ્રન્થમાં યાસ્કાચાર્યે કહ્યું છે કે–**"ષડ્ ભાવવિકારા ભવન્તિ । જાયતે, અસ્તિ, વર્ધતે, વિપરિણમતે, અપક્ષીયતે,, વિનશ્યતીતિ"** આત્મા સિવાય જેટલા પદાર્થો છે તેમાં છ વિકારો હોય છે જ. તે છ વિકારો આ છે. જન્મ, જન્મ્યા પછી અસ્તિત્વ, વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય અને વિનાશ. આ શ્લોક વડે ભગવાન આત્મામાં કોઈપણ વિકાર નથી તે અર્જુનને બતાવે છે. **"ન જાયતે" "મરતો નથી"** એમ કહેવાથી **જન્મરૂપ** વિકારનો અભાવ બતાવ્યો.' **'ભૂત્વા ભવિતા વા ન ભૂયઃ" "જન્મ્યા પછીજ તે અસ્તિત્વમાં રહે છે તેવો નથી." "એનું અસ્તિત્વ જન્મને આભારી છે એવું નથી."** એમ કહેવાથી **જન્મ સહકૃત અસ્તિત્વરૂપ** બીજા વિકારનો અભાવ બતાવ્યો. **"પુરાણઃ"–"પુરાણ છે."** એમ કહેવાથી **વૃદ્ધિરૂપ** તૃતીય વિકારનો અભાવ બતાવ્યો. અહીં તાત્પર્ય એ છે કે આત્મા તો અનંત છે. એનું માહાત્મ્ય પણ

અનંત છે. તે દરેક અનુભવે ભક્તોને, જ્ઞાનિયોને અને યોગિયોને નવો જણાય છે. નવો નવો જ અનુભવ થયા કરે છે. તેથી કોઈને એમ શંકા ન થાય કે નવો અનુભવ થાય છે એટલે તે આત્મા નવી રીતે અનુભવાય છે માટે જુનામાંથી આ નવો પેદા થયો છે. જેમ જુના અન્નમાંથી નવું અન્ન થાય છે. જુના કેટલાક વૃક્ષો, વનસ્પતિઓ અને ફૂલઝાડોને કલમ કરવાથી તેમાંથી જ નવાં વૃક્ષો, નવી વનસ્પતિઓ અને નવા ફૂલઝાડો પેદા થાય છે તેમજ જુના આત્મામાંથી આ નવો આત્મા અનુભવાય છે એમ કોઈને સંદેહ ન થાય તેને માટે **પુરાણ** કહેવામાં આવ્યો છે. એક આત્માના અનેક પ્રકારના જુદા જુદા અનુભવો જ **વૃદ્ધિ** કહેવાય છે. તે વૃદ્ધિનો અભાવ બતાવવામાં આવ્યો. કદાચ કોઈ એમ પુછે કે આત્મા તો એકરૂપ જ છે. એનો અનુભવ અનેકરૂપે કેમ હોઈ શકે ? એનો ઉત્તર આ છે કે જોકે આત્મા સ્વરૂપે કરીને એક જ છે પણ તેના અનુભવ કરનારાઓના જ્ઞાનમર્યાદા પ્રમાણે જ તેનો અનુભવ થાય છે. દરેક અનુભવીની જ્ઞાનમર્યાદા જુદી હોય છે તેથી તેનો અનુભવ પણ જુદો જ હોય છે. "**નિત્યઃ**" "**તે આત્મા નિત્ય છે**" એમ કહેવાથી **વિપરિણામરૂપ** ચતુર્થ વિકારનો અભાવ બતાવ્યો. વિપરિણામ એટલે પાકાવસ્થા. જેમ અન્ન લીલાં થઈને પીળાં થાય છે. તેના પીળાપણું એ વિપરિણામ કહેવાય છે. "**શાશ્વતઃ**"–"**સર્વદા એકરસ રહે છે**" એમ કહેવાથી **અપક્ષયરૂપ** પંચમ

વિકારનો અભાવ બતાવ્યો. અપક્ષય એટલે એમાંથી કંઈ ખરી જવું. જેમ અન્ન પાકે છે ત્યારે એના પાંદડાં ખરે છે. એની શિખાઓ ખરે છે, શીંગો ખરે છે, બહુ સુકાવાથી દાણા પણ ખરે છે. એ બધો અપક્ષય કહેવાય છે. "**ન મ્રિયતે**" "તે આત્મા મરતો નથી" અથવા "**ન હન્યતે હન્યમાને શરીરે**" "**શરીર નાશ થયે પણ તે નષ્ટ થતો નથી**" એમ કહેવાથી **વિનાશરૂપ** છઠા વિકારનો અભાવ બતાવ્યો.

એ શ્લોકની એક બીજી રીતે પણ વ્યાખ્યા થઈ શકે છે. તે રીત આ છે. આ શ્લોકના પૂર્વાર્ધમાં ત્રણ વસ્તુ કહેવામાં આવી છે—"**ન જાયતે**" "**ન મ્રિયતે**" "**ભૂત્વા ન ભવિતા**" ઉત્તરાર્ધમાં ત્રીજા પાદમાં ચાર વસ્તુ કહેવામાં આવી છે–"**અજઃ**" **નિત્યઃ**" "**શાશ્વતઃ**" "**પુરાણઃ**" એમાં **નિત્ય** અને **શાશ્વત** એ બે શબ્દોથી એક જ ફળ થાય છે. પાછળ જેમ મ્હેં કહ્યું છે તેમ અનિત્ય વસ્તુઓમાં પણ ગૌણ રીતે નિત્યનો પ્રયોગ થાય છે—તેવી જ રીતે અહીં ગૌણ પ્રયોગ નથી એ બતાવવા માટે જ **શાશ્વત** શબ્દ આવ્યો છે. એટલે આ બન્ને શબ્દો "આત્મા નિત્ય છે', એ જ બતાવે છે. એવી રીતે ઉત્તરાર્ધના ત્રીજા પાદમાં પણ ત્રણ જ વસ્તુ રહી જાય છે. એના યથાક્રમથી આપણે સંબંધ કહીએ. "**ન જાયતે**" "**આત્મા જન્મતો નથી**" કેમકે તે "**અજઃ**" અજ છે.

**"ન મ્રિયતે" "તે મરતો નથી"** કેમકે તે **"નિત્યઃ" "નિત્ય છે." "ભૂત્વા ન ભવિતા" "તે જન્મ લઇને જ અસ્તિત્વ ધરાવે છે એવું નથી, પ્રત્યુત ત જન્મ વગર જ સદા અસ્તિત્વમાં રહે છે."** કેમકે તે **"પુરાણઃ"** પુરાકાળમાં—ભૂતકાળમાં નવો જ હતો અને આજે પણ નવો જ છે. એટલે તે અનાદિ છે.

એમ અર્થ કરવાથી કેવળ ત્રણ જ—**ભાવવિકારની** વ્યાવૃત્તિ થાય છે. પ્રથમ વાક્યથી પ્રથમ વિકારની વ્યાવૃત્તિ–નિવૃત્તિ થાય છે. દ્વિતીય વાક્યથી છઠા વિકારની વ્યાવૃત્તિ થાય છે. અને તૃતીય વાક્યથી બીજા વિકારની વ્યાવૃત્તિ થાય છે. બાકી રહે છે ત્રણ—વૃદ્ધિ, વિપરિણામ અને અપક્ષય. શ્લોકમાં જણાવ્યા પ્રમાણે ત્રણ વિકારોની નિવૃત્તિથી બાકી રહેલા આ ત્રણ વિકારોની નિવૃત્તિ અવશ્ય જ થઇ જાય છે. કેમકે જે જન્મે છે અને જન્મીને જ અસ્તિત્વ ધરાવે છે તે જ વધે છે, તે વિપરિણમે છે અને તે જ અપક્ષય પામે છે. જે જન્મતું નથી અને જન્મીને જ અસ્તિત્વ ધરાવતું નથી પ્રત્યુત જેનું અસ્તિત્વ સદાથી જ છે તે વધતું પણ નથી, વિપરિણમતું પણ નથી અને અપક્ષયને પણ પામતું નથી. આત્મા એવો જ છે માટે તેમાં ગણાવેલા ત્રણ વિકારોના અભાવ હોવાથી બાકી બચેલા ત્રણ વિકારોનો અભાવ પણ સ્વતઃ સિદ્ધ થઈ જાય છે.

આ નવી વ્યાખ્યામાં **"ન હન્યતે હન્યમાને શરીરે"** એનો અર્થ બાકી છે તે આ પ્રમાણે. હે અર્જુન! તે આત્મા એક એવું વિલક્ષણ તત્વ છે કે જે સર્વ વિકારોથી પૃથક રહેવાને લીધે, શરીરમાં રહે છે પણ શરીરના નાશની સાથે તેનો નાશ હોતો નથી. આત્મતત્ત્વની વિલક્ષણતા સમજાવવા માટે અને ત્રણ પાદો વડે કરેલ ઉપદેશનો ફલિતાર્થ સમજાવવા માટેજ ઉત્તરાર્ધમાં આ પદ ઉચ્ચારણ કરવામાં આવ્યું છે. ॥ ૨૦ ॥

અર્જુનને તો સ્વજનો, વડીલો, ગુરુઓ અને બ્રાહ્મણોનો વધ કરવાથી ઉત્પન્ન થતું પાપજ મુઝવણમાં નાખી રહ્યું છે. તેથી ભગવાન એજ મુઝવણને સમૂળ નષ્ટ કરવા માટે ફરી બોલે છે:—

**વેદાવિનાશિનં નિત્યં ય એનમજમવ્યયમ્ ।**
**કથં સ પુરુષઃ પાર્થ કં ઘાતયતિ હન્તિ કમ્ ॥૨૧॥**

પદચ્છેદ

**વેદ અવિનાશિનં નિત્યં યઃ એનમ્ અજમ્ અવ્યયમ્ ।**
**કથં સ પુરુષઃ પાર્થ કં ઘાતયતિ હન્તિ કમ્ ॥૨૧॥**

**પદાર્થ—પાર્થ**—હે પૃથાના પુત્ર અર્જુન ! **યઃ**—જે કોઈપણ તત્ત્વજ્ઞાની પુરુષ. **એનમ્**—આ આત્માને. **અજમ્**—અજન્મા. **અવ્યયમ્**—કોઈપણ જાતના વિકાર

રહિત. **અવિનાશિનમ્**—વિનાશ રહિત. **નિત્યમ્**—નિત્ય. **વેદ**—જાણે છે. **સઃ**—તે. **પુરુષઃ**—પુરુષ. **કથમ્**—કેવી રીતે. **કમ્**—કોને. **હન્તિ**—મારે છે-હણે છે-(અને) **કમ્**—કોને. **ઘાતયતિ**—કોઇબીજાની મારફત હણાવે છે ? ॥૨૧॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન ! જે તત્ત્વજ્ઞાની પુરુષ આ આત્માને અજન્મા, અવિકારી, અવિનાશી અને નિત્ય માને છે તે પુરુષ તેને (આત્માને) કેવી રીતે મારશે અને કેવી રીતે બીજા પાસેથી મરવાવશે ? ॥૨૧॥

**ભાવાર્થ**—આ શ્લોકમાં અવિનાશી, નિત્ય, અજ આ ત્રણ શબ્દો તો પૂર્વશ્લોકમાં આવ્યા છે તે જ છે. **અવ્યય** શબ્દ અહીં નવો છે. **અવ્યય** એટલે જેમાં કોઈપણ જાતનો વિકાર ન પેદા થાય તે. એમ કહેવાથી પૂર્વશ્લોકમાં બીજી વ્યાખ્યા પ્રમાણે બાકી રહી ગએલા તૃતીય, ચતુર્થ અને પંચમ વિકારોનો પણ આત્મામાં અભાવ બતાવે છે. વિવિધ વિકારને ન પામવાથી આત્મા અવ્યય છે. વૃદ્ધિ પણ વિકાર જ છે. વિપરિણામ અને અપક્ષય તો સ્પષ્ટ વિકાર છે જ.

આવી રીતે આત્માને જે સર્વ-વિકાર-શૂન્ય માનશે તે આત્માનો નાશ-વધ પોતે અથવા કોઈ બીજાની પાસે કેમ કરી અને કરાવી શકશે ?

અહીં "ઘાતયતિ" એ બીજી જાતની ક્રિયા અહીં ઊમેરવામાં આવી છે. એ પ્રેરણાર્થક ક્રિયા કહેવાય છે. એ ક્રિયા પહેલીજ વાર અહીં ભગવાનના મુખથી નિકલી છે. એનો આશય આ છે કે સર્વજ્ઞ ભગવાન અર્જુનના મનની ચિંતાને હજીસુધી, જ્યાં સુધી ઓળખી શકયા હતા, તેથી આગળ વધ્યા. અને જોયું કે અર્જુન વિચારી રહ્યો છે કે મને બમણી હિંસાનું પાપ લાગવાનું છે. **કૃત** અને **કારિત** બે જાતની હિંસા હોય છે. પોતે હિંસા કરવી તે તો હિંસા છેજ પણ કોઈપણ રીતે બીજાની પાસેથી હિંસા કરાવવી તે પણ હિંસાજ છે અને તેનું પાપ પ્રેરણા કરનારને–હિંસા કરાવનારને પણ લાગે છે. તેથી હું હિંસા કરવાનો પણ અપરાધી થઈશ અને હું યુદ્ધ કરીશ તો મારી સાથે મારા સૈનિકો પણ યુદ્ધ કરશે અને તેમાં હિંસા તો અનિવાર્ય જ છે. તેથી આવી રીતે હિંસા કરાવવાનો પણ હું અપરાધી બનીશ. અર્જુનની આ માનસિક ચિંતાને પણ દૂર કરવા માટે ભગવાને અહીં "**ઘાતયતિ**" કહિ દીધું. તાત્પર્ય એ કે જેનો નાશ જ હોઈ શકતો નથી તેના નાશ કરવાની કે નાશ કરાવવાની તને કેવી રીતે બીક લાગે છે ? અર્જુન ! તું તો આત્માના સ્વરૂપને જાણતો નથી તેથીજ આ વ્યર્થની ચિંતામાં પડયો છે. તેના સ્વરૂપને તું જ્યારે જાણી શકીશ ત્યારે **કૃત** અને **કારિત** બન્ને હિંસાઓના ભયમાંથી મુક્ત થઇ જઈશ. ॥૨૧॥

એ તો ખરૂં. પણ આ શરીરો જ્યારે નાશ પામશે તો આ લોકો આ શરીરો વડે જે આનંદ અને સુખ-વિલાસ ભોગવી શકે છે તેનો અભાવ તો મારે લીધેજ થશે. અને આવી રીતે તેમના સુખના અભાવ પેદા કરનારો હું જ થયો. ત્યારે સુખના અભાવરૂપ જે દુઃખ, તે આપનારો હોવાને લીધે મને પાપ તો લાગવાનું જ. અર્જુનની આવી શંકાને દૂર કરવા માટે ભગવાન બોલે છેઃ—

વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય,
નવાનિ ગૃહ્‌ણાતિ નરોઽપરાણિ ।
તથા શરીરાણિ વિહાય જીર્ણા—
ન્યન્યાનિ સંયાતિ નવાનિ દેહી ॥૨૨॥

પદચ્છેદ

વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય,
નવાનિ ગૃહ્‌ણાતિ નરઃ અપરાણિ ।
તથા શરીરાણિ વિહાય જીર્ણાનિ,
અન્યાનિ સંયાતિ નવાનિ દેહી ॥૨॥

**પદાર્થ**—**યથા**—જેવી રીતે. **નરઃ**—માણસ. **જીર્ણાનિ**—જુનાં થયેલાં. **વાસાંસિ** વસ્ત્રોને. **વિહાય**—મુકી દઇને.

**અપરાણિ**—બીજાં. **નવાનિ**—નવાં વસ્ત્રોને. **ગૃહ્ણાતિ**—ગ્રહણ કરે છે. **તથા**—તેવીજ રીતે. **દેહી**—દેહમાં રહેનાર આત્મા. **જીર્ણાનિ**—જુનાં થએલાં. **શરીરાણિ**—શરીરોને. **વિહાય**—મુકી દઈને. **અન્યાનિ**—બીજાં. **નવાનિ**—નવા શરીરોને. **સંયાતિ**— પામે છે. ॥૨૨॥

**સ્પષ્ટાર્થ**—જેવી રીતે માણસ જુના થએલાં-ફાટી તુટી ગએલાં કપડાંને મુકી દઈને તેને બદલે નવાં કપડાં ધારણ કરે છે તેવી જ રીતે જીવ પણ જુનાં શરીરોને ત્યજીને બીજા નવાને પામે છે. ॥ ૨૨ ॥

**ભાવાર્થ**—શરીર પણ એક જાતનું વસ્ત્રજ છે. કર્મ-ફળોને અનુભવવા માટે જીવ આ શરીરમાં પ્રવેશ કરે છે. જુદા જુદા અનુભવો લે છે. સુખ-દુઃખ ભોગવે છે. છેવટે એ શરીરને મુકીને ચાલી જાય છે. વસ્ત્રની સાથે શરીરની સરખામણી આપવામાં આવી છે. પણ વસ્ત્ર અને શરીરમાં જે અંતર છે તેને પણ લક્ષમાં રાખવું જોઈએ. વસ્ત્રને ધારણ કરવામાં કે તેને મુકી દેવામાં માણસ સ્વતંત્ર હોય છે. શરીરને ધારણ કરવામાં કે મુકી દેવામાં જીવ સ્વતંત્ર હોતો નથી. એ અંતરને બતાવવા માટેજ વસ્ત્રને માટે "ગૃહ્ણાતિ" કહ્યું છે અને શરીરને માટે "**સંયાતિ**" કહ્યું છે. "ગૃહ્ણાતિ" એટલે ગ્રહણ કરવું. "**સંયાતિ**" એટલે પામવું. ગ્રહણ કરવાને માટે કોઇપણ સ્વતંત્ર હોય છે. પામવાને અંગે કોઇની

પરતંત્રતા સ્વીકારવી પડે છે. એવી રીતે "**ગૃહ્‌ણાતિ**" અને "**સંયાતિ**" બન્ને ક્રિયાઓમાં અંતર હોવા છતાં જે વસ્તુ અહીં કહેવાની છે તેમાં અંતર કે વિરોધ આવતો નથી. ભલે જુના કપડાંને માણુસ પોતાની મેળે ત્યજે છે અને જુના શરીરને ત્યજવાની ઈચ્છા હોવા છતાં જ્યાં સુધી ઈશ્વરેચ્છા ન હોય, પ્રારબ્ધ કર્મ સમાપ્ત ન થયાં હોય ત્યાં સુધી તે ત્યજી શકાતું નથી. પણ સ્થિતિ તેવી જ છે. વસ્ત્રને પણ આપણે મુકીએ છીએ એ નિરુપયોગી હોય છે ત્યારે જ. અને શરીર પણ નિરુપયોગી જ પડે છે.

"**જીર્ણાનિ**"નો **અનુપયોગી** એ અર્થ બહુ વધારે સારો છે. આપણે કેટલીક વાર નવા કપડાને પણ ત્યજી દઈએ છીએ. મહાત્મા ગાંધીજીએ આરંભ કરેલ સત્યાગ્રહ-યુદ્ધના શૈશવકાળમાં અને યૌવનકાળમાં પણ પાંચપાંચસો અને આઠઆઠસો રૂપિયાની સાડીઓ અને બીજાં કપડાં —જે કે બધા તદ્દન નવાં જ હતાં—અગ્નિદેવને અર્પણ કરી દેવામાં આવ્યાં હતાં. નવા બાળકને, નવજુવાન માણસને પણ આપણે મરી જતાં જોઈએ છીએ. તેમના શરીરો તૂટીફૂટી ગએલાં હોતાં નથી. છતાં તે અનુપયોગી હોય છે. જેટલા કર્મફળ ભોગવવા માટે શરીર મલ્યું થયું. તેથી એ શરીરમાં ભલે ઘડપણ ન આવેલું હોય, બીજો રોગ ન થયો હોય છતાં તે નિરુપયોગી તો છે જ. તેથી યુવાવસ્થા અને બાલ્યાવસ્થામાં પણ મરણ થાય છે.

જે "જૄ" ધાતુથી "જીર્ણ" શબ્દ બન્યો છે તેનો અર્થ હોય છે—"**વયોહાનિ**". **વય** એટલે નિયતકાળ. **હાનિ** એટલે સમાપ્તિ. નિયત કાળની સમાપ્તિ થએ શરીર જરૂર પડી જવાનું. ભલે તે નવું હોય કે જુનું હોય. તેથી **જીર્ણ** શબ્દનો અર્થ નિરુપયોગીજ સમજવો.

ભગવાન અર્જુનની ચિંતાને ટાળવાનો પ્રયાસ કરે છે. જે માણસને જેટલું સુખ કે દુઃખ ભોગવવાનું હોય છે તે ભોગવ્યા વિના મરી શકતો નથી. એ ઈશ્વરીય નિયમ છે. ઈશ્વરીય નિયમ બદલાઈ શકે તેમ હોતો નથી. માટે જે લોકોનો સુખ-દુઃખ-ભોગનો સમય પુરો થયો હશે તે જ આ યુદ્ધમાં મરવાના. જેમનો સમય પુરો થયો નથી તેમને માટે તારા બાણો વ્યર્થજ જવાના. માટે "તું એમના શરીરને નષ્ટ કરીશ અને એમના આનંદ ભોગને આડે આવીશ અને તેથી તને પાપ થશે." એવી વ્યર્થની ચિંતાને તું ત્યજી દે.

"**નવાનિ**" નો અર્થ પણ જુદોજ કરવો જોઈએ. નવું એટલે **સુન્દર** ઉત્કૃષ્ટ. આ દેહ કરતાં ઉત્કૃષ્ટ દેહને મૃત આત્મા બીજા જન્મમાં પામે છે. કેવળ નવા દેહમાંજ ભગવાનનું તાત્પર્ય ન હોઈ શકે. નવો દેહ તો આંધળો, બહેરો, મુગો, વિકારી પણ મળી શકે છે. તેથી એના દેહની પ્રાપ્તિથી, અર્જુનના શોકને દુર કરી શકાય નહિ. એને એજ તો દુઃખ છે કે "એ લોકોના સારા

શરીર અને સારા ઉપભોગનો હું નાશ કરીને પાપ કરીશ" અને ગમે તેવા દેહ મર્યા પછી એમને મળે તો અર્જુનનું દુઃખ એમને એમ કાયમ રહે છે. તેથી નવું એટલે ઉત્કૃષ્ટ.

વિકાસવાદનો નિયમ છે કે માનવશરીરનો ક્રમે વિકાસ થતો રહેવો જોઈએ. અને એમજ થતો રહ્યો છે. માનવનું શરીર-સૌષ્ઠવ, બુદ્ધિ, જ્ઞાન, વિજ્ઞાન બધાં ભૂતકાળ કરતાં અત્યારે ઉત્કૃષ્ટ બન્યાં છે. માનવજાતિનો સદાચાર પણ ઉત્કૃષ્ટ બન્યો છે. સામાજિક સંગઠન પણ ઉત્કૃષ્ટ બન્યું છે. વિજ્ઞાનમાં પાર વગરની ઉન્નતિ થઈ છે. તેથી જો આ શરીર નષ્ટ થાય તો બીજું શરીર આ શરીર કરતાં ઉત્કૃષ્ટ જ મળશે. દરેક શરીરમાં માણુસ નવુંનવું શીખે છે. તેના પરિણામે તેના શરીરમાં ઉત્કૃષ્ટતા આવવી જ જોઈએ. એ જ ભાવને પ્રકટ કરવા માટે આ શ્રુતિ પણ કહે છે:—

**"અન્યન્નવતરં કલ્યાણતરં રૂપં કુરુતે પિત્ર્યં વા ગાન્ધર્વં વા દૈવં વા પ્રાજાપત્યં વા બ્રાહ્મં વા"**

તેથી હે અર્જુન જુના–અનુપયોગી–શરીરને બદલે તું તો એમને મારીને બીજાં નવાં એટલે ઉપયોગી અને ઉત્કૃષ્ટ શરીર અપાવીશ. ઉત્કૃષ્ટ શરીર વડે બીજા નવા ઉત્કૃષ્ટ ભોગો એ લોકો ભોગવશે. એમાં તને પાપ કેવી રીતે લાગવાનું ?

આ શ્લોકથી ભગવાન અર્જુનને એ પણ સમજાવે છે કે જેમ વસ્ત્રનો ત્યાગ કરનાર તો તેમને તેમજ રહે

છે કેવળ વસ્ત્ર બદલાય છે. એવી જ રીતે આ શરીરોનો આત્મા તો એમને એમ અવિકારી અને અક્ષત રહેવાનો. કેવળ આ શરીરમાં જ ફેરફાર થશે. તેથી આત્માને મારવાથી થતા પાપની તારે ચિંતા ન કરવી જોઇએ.

અહીં એક બીજી વસ્તુ પણ વિચારવા યોગ્ય છે. વસ્ત્રને પહેરનાર કે ત્યજનાર આત્મા નથી–શરીર છે. શરીરને પહેરનાર અને ત્યજનાર શરીર નથી–આત્મા છે. તેથી વસ્ત્રને ત્યજનાર જેમ નિર્વિકાર રહે છે કેવળ વસ્ત્ર બદલાય છે આત્મા બદલાતો નથી, તેમ શરીરને ત્યજનાર આત્મા બદલાતો નથી કેવળ શરીર બદલાય છે" એમ કહેવું ઠીક જણાતું નથી.

અને જો એમ કહીએ કે ભલે વસ્ત્રને શરીર જ પહેરે છે. તેથી કંઈ આપત્તિ નથી. આપણે એમ કહીશું કે "જેમ જુના વસ્ત્રને ત્યજીને નવું પહેરનાર નર–દેહ બદલાતો નથી કેવળ વસ્ત્ર બદલાય છે. તેમજ શરીર બદલાય છે, શરીરનો પહેરનાર આત્મા બદલાતો નથી." તો એમ કહેવું પણ સુસંગત ન હોઈ શકે. કેમકે જેટલી વસ્તુઓ પેદા થનારી અને નાશ પામનારી છે તેમાં ક્ષણે ક્ષણે પળે પળે પરિવર્તન થઈ રહ્યું છે. તેથી એક વસ્ત્રને ત્યજીને બીજું વસ્ત્ર પહેરનાર શરીર તેમ ને તેમ છે, બદલાતું નથી, એમ કહેવું તદ્દન અનુચિત છે.

આ શંકાઓનું સમાધાન. શરીર ક્ષણે ક્ષણે બદલાય છે એ વાત સાચી જ. અને તેને લીધે શરીરને "જેમ ને તેમ રહેનારૂં." ન કહી શકાય. આત્મા વસ્ત્રને પહેરતો નથી એ વાત પણ સાચી જ. તેથી "નવા વસ્ત્રને પહેરનાર આત્મા એમને એમ રહે છે" એ પણ ન કહી શકાય. પણ શરીરમાં પળેપળ થતું પરિવર્તન જણાતું નથી તે અજ્ઞાત પરિવર્તનને લઈને એમ કહેવું અનુચિત નથી "કે શરીર એમને એમ રહે છે."

અથવા, એકલું શરીર તો વસ્ત્ર ત્યજતું અને પહેરતું નથી. આત્મ-સંબદ્ધ શરીરજ પહેરે છે અને ત્યાગ કરે છે. શરીર તો જડ છે. તેમાં જુના કે નવાનો વિચાર ન હોય. ત્યાગ કે સંગ્રહનો પણ વિચાર ન હોય. એ તો આત્માને લઈનેજ થાય છે. જે શરીરમાં કર્મફળ ભોગવનાર આત્મા ન હોય તે શરીર મૃત કહેવાય છે. ક્રિયાહીન અને વિચારહીન હોય છે. તેથી કર્મફળ-ભોક્તા જે આત્મા (જીવ) તેનાથી સંબદ્ધ થએલો જ દેહ વસ્ત્ર ત્યજે છે અને પહેરે છે. ( આત્મામાં કર્મફળ-ભોકતૃત્વ સ્વાભાવિક છે કે ઔપચારિક છે એનો વિચાર અહીં કરવાને અવકાશ નથી.) આત્મા વિશેષ્ય છે અને દેહ વિશેષણ છે. ભાષાશાસ્ત્રનો એક નિયમ છે કે જ્યાં વિશેષ્ય અને વિશેષણ સાથે જ હોય અને એવા ધર્મનું—એવી ક્રિયાનું પ્રતિપાદન કરવામાં આવે કે જે

ધર્મ કે જે ક્રિયા વિશેષ્યમાં સંગત ન થતી હોય અને વિશેષણમાં સંગત થતી હોય તો તેનો સંબંધ ત્યાં કરી લેવો. અને જે ધર્મ કે જે ક્રિયા વિશેષણમાં સંગત ન થતી હોય અને વિશેષ્યમાં સંગત થતી હોય તો તેનો સંબંધ વિશેષ્ય સાથે કરી લેવો જોઈએ. અહીં વસ્ત્ર ત્યજવા અને પહેરવાની ક્રિયા આત્મામાં ન બની શકે તેથી આત્મસંબદ્ધ જે વિશેષણરૂપ શરીર છે તેની સાથે એનો સંબંધ કરવામાં જરાપણ હાનિ નથી. અને એવી રીતે સંબંધ કરીને જ આ શ્લોકનો ઉત્તરાર્ધ બોલવામાં આવેલ છે. ॥૨૨॥

"નર–દેહ જેમ જુનું વસ્ત્ર ત્યજે છે અને નવું ગ્રહણ કરે છે છતાં તે દેહ અવિકારી જ રહે છે તેવી જ રીતે આત્મા જુના શરીરને ત્યજીને, નવું શરીર ધારણ કરીને પણ સ્વયમ્ અવિકારી જ રહે છે" એવી રીતે ઉપર કહેવામાં આવ્યું છે. એ સાંભળીને અર્જુનને શંકા થાય કે જ્યારે વસ્ત્ર અને વસ્ત્ર પહેરનારનું જ દૃષ્ટાંત આપવું છે તો જેમ આપ અવિકારીની વાત કરો છો તેમજ એમ કેમ ન મનાય કે જેવી રીતે વસ્ત્રને ત્યજનાર અને ગ્રહણ કરનાર નર–દેહ એક દિવસે મરી જાય છે, બાળી દેવામાં આવે છે, પાણીમાં નાખી દેવાય છે, જમીનમાં દાટી દેવાય છે એવી રીતે આ શરીર–રૂપ વસ્ત્રનો પહેરનાર આત્મા પણ મરી જતો હશે, અગ્નિમાં ભસ્મ થતો હશે,

પાણીમાં ડુબાવી દેવામાં આવતો હશે કે પૃથ્વીમાં દાટી દેવામાં આવતો હશે ? તે શંકાને નિવૃત્ત કરવા માટે ભગવાન બોલે છેઃ—

**નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવકઃ ।**
**ન ચૈનં ક્લેદયન્ત્યાપો ન શોષયતિ મારુતઃ ॥૨૩॥**

પદચ્છેદ

**ન એનં છિન્દન્તિ શસ્ત્રાણિ ન એનં દહતિ પાવકઃ।**
**ન ચ એનં ક્લેદયન્તિ આપઃન શોષયતિ મારુતઃ॥૨૩॥**

**પદાર્થ—એનમ્**–આ આત્માને. **શસ્ત્રાણિ**–શસ્ત્રો. **ન, છિન્દન્તિ** કાપતાં નથી. **પાવકઃ**–અગ્નિ. **એનમ્**–એને. **ન, દહતિ**–બાળતો નથી. **આપઃ**—જળ. **એનમ્**–એને. **ન, ક્લેદયન્તિ**––પલાળતું નથી. **ચ**—અને. **મારુતઃ**–પવન. **ન, શોષયતિ**––એને સુકાવતો નથી. ॥૨૩॥

**સ્પષ્ટાર્થ**—શસ્ત્રો આ આત્માને કાપતાં નથી એટલે કાપી શકતાં નથી. અગ્નિ એને બાળી શકતો નથી. જળ એને પલાળી કે ડુબાવી શકતું નથી અને વાયુ એને સુકાવી શકતો નથી. ॥૨૩॥

**ભાવાર્થ**––પૃથ્વી, જળ, વાયુ, તેજ અને આકાશ આ પંચ તત્ત્વોથી જ આ ભૌતિક દેહ બનેલ છે. એ

દેહનો નાશ પણ ભૌતિકજ તત્ત્વો વડે થાય છે. પાંચ તત્ત્વોમાંથી આકાશ કોઈના મૃત્યુનું કારણ હોતો નથી. દરેક ક્રિયાને માટે આકાશ અવકાશ આપે છે એ જુદી વાત છે, પણ ખાસ કરીને તે કોઇના મૌતનું કારણ નથી. અને બાકી રહેલાં ચાર તત્ત્વો જગતમાં વિનાશક તરીકે પ્રસિદ્ધ છે. કોઈ કોઇ શસ્ત્ર વડે મરે છે. કોઈ દેવતામાં ભસ્મ થઈને મરી જાય છે. કોઈ પાણીમાં ડુબીને મરી જાય છે અને કોઈ ઠંડી હવા કે ગરમ હવા (લૂ) લાગવાથી સુકાઇ જાય છે–મરી જાય છે. સ્વતંત્ર રીતે આકાશથી કોઈનું મરણ નીપજતું નથી. તેથી અહીં આકાશતત્ત્વનું નામ ગણાવવામાં આવ્યું નથી

અહીં પૃથ્વીતત્ત્વનું પણ સ્પષ્ટ નામ ગણાવ્યું નથી. પણ અસ્ત્ર કે શસ્ત્ર જે કંઈ હશે તે પાર્થિવ જ હશે— પૃથ્વીતત્ત્વથી જ બનેલા હશે. તેથી શસ્ત્ર કહેવાથી પૃથ્વીતત્ત્વનું ગ્રહણ તો થઈ જ ગયું છે.

"**ક્લેદયન્તિ**"નો અર્થ "**પલાડવું**" હોય છે. પણ અહીં "**ડુબાવવું**" એ અર્થ વધારે સંગત અને ઉચિત છે. કેમકે અહીં આત્મ–નાશની વાત ચાલે છે. પલાડવાની વાત કે ન્હાવા ધોવાની વાત ચાલતી નથી. એવી જ રીતે "**શોષયતિ**" નો અર્થ "**સુકાવવું**" હોય છે પણ અહીં "**સુકાવી નાંખવું–સુકાવીને મારીનાંખવું**" એવો અર્થ સંગત છે. ॥૨૩॥

"જગતની દરેક વસ્તુનો કોઈ ન કોઇ લૌતિક સાધન વડે આપણે નાશ જોઇએ છીએ. ત્યારે આ આત્માનો નાશ તે જ સાધનો વડે કેમ થતો નથી" એ શંકાનું સમાધાન ભગવાન કરે છેઃ–

**અચ્છેદ્યોઽયમદાહ્યોઽયમક્લેદ્યોઽશોષ્ય એવ ચ ।**
**નિત્યઃ સર્વગતઃ સ્થાણુરચલોઽયં સનાતનઃ ॥૨૪॥**

પદચ્છેદ

**અચ્છેદ્યઃ અયમ્ અદાહ્યઃ અયમ્ અક્લેદ્યઃ અશોષ્યઃ એવ ચ**
**નિત્યઃ સર્વગતઃ સ્થાણુઃ અચલઃ અયં સનાતનઃ ॥૨૪॥**

**પદાર્થ—અયમ્**–આ આત્મા. **અચ્છેદ્યઃ, એવ**–કાપવા યોગ્ય નથી જ. **અયમ્**–આ આત્મા. **અદાહ્યઃ, એવ**–બાળવા યોગ્ય નથીજ **અયમ્**—આ આત્મા. **અક્લેદ્યઃ, એવ**—પલાડવા યોગ્ય કે પાણીમાં ડુબાડવા યોગ્ય નથીજ. **ચ**–અને. **અયમ્**–આ આત્મા. **અશોષ્યઃ, એવ**–સુકાવવા યોગ્ય નથીજ કેમકે. **અયમ્**—આ આત્મા. **નિત્યઃ**—નિત્ય છે. **સર્વગતઃ**—સર્વત્ર રહેલો છે. **સ્થાણુઃ**—સ્થિત છે. **અચલઃ**—અચળ છે. –**સનાતનઃ**—સનાતન છે. ॥૨૪॥

**સ્પષ્ટાર્થ**—આ આત્મા એવો છે કે જે કાપી શકાય નહિ, બાળી શકાય નહિ, પાણીમાં ડુબાવી શકાય નહિ અને પવન વડે સુકાવી શકાય નહિ, કેમકે તે નિત્ય છે, સ્થાણું છે, અચળ છે અને સનાતન છે. ॥૨૪॥

**ભાવાર્થ**—કોઈપણ વસ્તુમાં બે યોગ્યતા હોય છે–નાશ કરવાની યોગ્યતા અને નાશ થવાની યોગ્યતા. જેમ પાણી છે. પાણીમાં કોઈને ડુબાવીને મારવાની પણ યોગ્યતા છે અને પોતે મરી જવાની–ઉનાળામાં–તડકામાં–સુકાઈ જવાની પણ યોગ્યતા છે. આત્મામાં એ બન્ને યોગ્યતા નથી. એની ઉપર કોઈપણ ક્રિયાનો પ્રભાવ હોતોજ નથી. તેથી શસ્ત્રાદિ એની હત્યા કરવા માટે સદા નિષ્ફળ જ નિવડે છે. આત્મા એવો શા કારણે છે? તેનો જવાબ આપવા માટે આ શ્લોકનો ઉત્તરાર્ધ બોલવામાં આવ્યો છે. તે **નિત્ય** છે એટલે આદિ–અંત રહિત છે. તે **સર્વગત** છે એટલે સર્વવ્યાપક છે–એટલે ત્રિવિધ પરિચ્છેદ રહિત છે. તે **સ્થાણુ** એટલે સ્થિર છે. તે **અચળ** એટલે ગતિશૂન્ય છે. તે **સનાતન** છે–સદા એકરસ રહેનાર છે.

જે મતમાં આત્મા–જીવ અણુ–પરિમાણવાલો મનાય છે તે મતમાં **નિત્યઃ, સ્થાણુઃ, અચલઃ, સનાતનઃ** આ ચાર વિશેષણ તો ઠીક છે પણ **સર્વગતઃ** (સર્વવ્યાપક)ની સંગતિ કેમ લાગતી હશે?

એનું સમાધાન. તે મતમાં **સર્વગત**નો અર્થ **સર્વ શરીરગત** એવો હોય છે. સર્વશરીરગત એટલે આખાં શરીરમાં વ્યાપક. પણ તે અણું છે, આખા શરીરમાં પણ સ્વરૂપે કરીને વ્યાપક ન હોઈ શકે. નહિતો દેહપરિમાણવાદ

આવી જશે. તે સર્વ શરીરમાં એ રીતે વ્યાપક હોય છે કે તે પોતાના જ્ઞાનને ચારેકોર પાથરે છે. અને તે જ્ઞાનની વ્યાપકતાથી જીવની વ્યાપકતા મનાય છે. એટલે તે **સ્વધર્મભૂતજ્ઞાન** દ્વારા આખા શરીરમાં વ્યાપક હોય છે. જેમ એક ખુણામાં રાખેલો નાનો દીપક આખા ઘરને પોતાના કિરણો દ્વારા પ્રકાશે છે તેમ તે શરીરના એક દેશમાં રહેલો આત્મા **સ્વધર્મભૂતજ્ઞાન** દ્વારા સર્વ શરીરમાં વ્યાપક થાય છે.

અથવા તે મત પ્રમાણે અહીં "**સર્વગતઃ**" "**સ્થાણુઃ**" આવી રીતે જુદાજુદા બે પદો નથી. પણ "**સર્વગતસ્થાણુઃ**" આવી રીતે એક પદ છે. તેનો અર્થ એ—**સર્વગત** પરમાત્મા. તેના આશ્રયમાં **સ્થ** એટલે રહેનાર–તે જીવ. અને તે કેવો ? એ પ્રશ્નનો ઉત્તર છેઃ–**અણુઃ**–તે અણુ છે. "**સર્વગતસ્થશ્ચાસૌ અણુશ્ચ**" આવી રીતે ત્યાં સમાસ છે.

આ પ્રકરણમાં ભગવાન અર્જુનને સમજાવે છે કે જે વસ્તુ નિત્ય હોય, સર્વવ્યાપક હોય, સર્વથા સ્થિર હોય, ગતિશૂન્ય હોય અને સદા એકરસ રહેનાર હોય તે સદા **અચ્છેદ્ય, અદાહ્ય, અક્લેદ્ય** અને **અશોષ્ય** આદિ હોય છે.

અહીં **સ્થાણુ**નો અર્થ સ્થિર. અને **અચલ**નો અર્થ ગતિશૂન્ય. આ બે શબ્દોમાં સમાનતા જ જણાય છે.

કોઈ નવીન અર્થ જણાતો નથી. કેમકે સ્થિરતા અને ગતિશૂન્યતા એક જ વસ્તુ છે. જ્યાં ગતિ હશે તે **સ્થાણુ** તો ન જ કહી શકાય. ત્યારે અહીં **સ્થાણુ** અને **અચલઃ** આ બે વિશેષણો કેમ આવ્યાં ?

એનું સમાધાન. **અચલ** કહેવાથી કેવળ ગતિનો નિષેધ થાય છે. અને **સ્થાણુ** કહેવાથી સર્વ ક્રિયાનો નિષેધ થાય છે. જેમ જંગલનો સ્થાણુ—સુકું ઝાડ—ચાલવા, હાલવા, શ્વાસ લેવા, પાણી લેવા આદિની કાંઈ પણ ક્રિયા કરતું નથી. તેમજ આત્મા સ્થાણુ છે એટલે સર્વક્રિયા-શૂન્ય છે. જો સર્વક્રિયાશૂન્ય છે તો ગતિક્રિયાથી પણ તે શૂન્ય જ હશે. પછી **અચલઃ** અલગ કહેવાની શી જરૂર ?

એનું સમાધાન. **સર્વગતઃ** શબ્દને સાંભળીને અર્જુનને એવી શંકા ન થાય કે તે "સર્વત્ર ગએલો છે" તેથી તે ચાલવાની ક્રિયા કરતો હશે. અને તે સિવાય કોઇ ક્રિયા કરતો હશે નહિ. તે શંકાને દુર કરવા માટે ભગવાને **અચલ** કહ્યું. તે આત્મા **સર્વગત** છે એટલે કોઈ બીજી જગ્યાથી ચાલીને ગયો છે, એવું નથી. આત્માના સ્વરૂપને સમજાવવા માટે કોઈ સાધન તો નથી જ. "**ન તત્ર વાગ્ ગચ્છતિ**" એ શ્રુતિથી એ જ તો કહેવામાં આવ્યું છે કે તે આત્માને, તેના સ્વરૂપને, તેની અનંતતાને કોઈપણ શબ્દે કરીને સ્પષ્ટ રીતે કહી શકાય નહિ. આત્મામાં જે સ્વતઃસિદ્ધ સ્વાભાવિક સર્વગતત્વ છે તેને કહેવાને માટે બીજો શબ્દ ન

હોવાથી આ શબ્દ વાપરવામાં આવ્યો છે. તે શબ્દ પણ અમુક મર્યાદા સુધી જ અર્થ સંપાદન કરે છે. ॥૨૪॥

તે આત્મા શા માટે અચ્છેદ્ય, અદાહ્ય આદિ છે તેનું વિવરણ ૨૪ માં શ્લોકના ઉત્તરાર્ધથી કરીને પણ ભગવાનને સંતોષ થયો નથી. તેથી તેને અચ્છેદ્ય, અદાહ્ય, આદિ હોવાના બીજા કારણો પણ બતાવવા માટે ફરી બોલે છેઃ—

**અવ્યક્તોઽયમચિન્ત્યોઽયમવિકાર્યોઽયમુચ્યતે ।**
**તસ્માદેવં વિદિત્વૈનં નાનુશોચિતુમર્હસિ ॥૨૫॥**

પદચ્છેદ

**અવ્યક્તઃ અયમ્ અચિન્ત્યઃ અયમ્ અવિકાર્યઃ અયમ્ ઉચ્યતે ।**
**તસ્માત્ એવં વિદિત્વા એનં ન અનુશોચિતુમ્ અર્હસિ ॥૨૫॥**

**પદાર્થ-અયમ્**—આ આત્મા. **અવ્યક્તઃ**—ઇન્દ્રિયાદિ કોઇપણ પ્રમાણ વડે નહિ જાણી શકાએલો હોવાથી અનાદિકાળથી અવ્યક્ત છે. **અયમ્**—આ આત્મા. **અચિન્ત્યઃ**—મન, બુદ્ધિ, ચિત્ત આદિ અંતઃકરણની વૃત્તિઓ વડે ચિન્તનનો વિષય નથી, **અયમ્**—આ આત્મા. **અવિકાર્યઃ**—કોઇ રીતે વિકારી ન બનાવી શકાય એવો. **ઉચ્યતે**-કહેવાય છે. **તસ્માત્**-તેથી. **એનમ્**-આ

આત્માને. **એવમ્**-આવી રીતે અચ્છેદ્ય આદિ. **વિદિત્વા**-જાણીને. **અનુશાચિતુમ્**—શોક કરવા માટે. **ન, અર્હસિ**—તું યોગ્ય નથી. ॥૨૫॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન આ આત્મા અવ્યક્ત છે. કોઈ રીતે તે ચિન્તી શકાય એવો નથી. અને તેથી જ એમાં કોઇ રીતે કોઇપણ વિકાર પેદા ન કરી શકાય, એવો હોવાનો કહેવાય છે. તેથી તું આ આત્માનું આવી રીતે સ્વરૂપને જાણીને એને માટે શોક ન કર. ॥૨૫॥

**ભાવાર્થ**-ઇન્દ્રિયાદિ વડે જે જાણી શકાય તે **વ્યક્ત** કહેવાય છે. વ્યક્ત એટલે ભૌતિક શરીર. તે શરીર જેને ન હોય તે અવ્યક્ત કહેવાય છે. એ આત્માનું કોઈ રૂપ નથી, રંગ નથી, પરિમાણ નથી. સંસારી વસ્તુઓ માટે જે જે ધર્મો લાગુ કરી શકાય છે તે બધાયથી આત્મા પરે છે. માટે **અવ્યક્ત** છે. અને **અવ્યક્ત** છે—રૂપ-રંગ આદિ વગરનો છે તેથી જ **અચિંત્ય** પણ છે. મન વડે તે જ વસ્તુનું ચિંતન કરી શકાય છે જેને આપણે નેત્રાદિ વડે અનુભવી શકીએ છીએ. અનનુભૂત કે અનનુભાવ્ય વસ્તુને મન ચિંતવી શકે જ નહિ. એમ જ શ્રુતિ પણ કહે છે— **"યન્મનસા ન મનુતે"** તે આત્મા મન વડે મનનનો વિષય હોતો નથી. અને **"આત્મા મન્તવ્યઃ"** આત્માનો મન વડે વિચાર કરવો જાઇએ, એવું જે કહેવામાં આવ્યું છે તેનું બીજું જ તાત્પર્ય છે. મન વડે આત્માનું

ચિંતન હોતું નથી. પણ મન આત્મચિંતનમાં વિઘ્ન કરનારું તો હોય છે. જ્યાં ત્યાં એ ભટકે અને તેથી આત્મચિંતન ન થાય–જગત્–ચિન્તન થાય. એ જગતની તરફ જાય છે માટે જગત્–ચિંતન થાય છે.

જે માણસે અયોધ્યા કે કાશી જોઇ ન હોય તેનું મન પણ કાલ્પનિક અયોધ્યામાં અને કાલ્પનિક કાશીમાં વિહાર કરે છે. એ સર્વાનુભૂત વસ્તુ છે. એ અનુભવથી એ માર્ગ યોજવામાં આવ્યો છે કે એક કાલ્પનિક આત્મ-સ્વરૂપમાં મનને લગાડવાનો પ્રયત્ન કરીએ તો એ વિજાતીય વસ્તુમાંથી નિવૃત્ત રહેશે. તે આત્મા તો શબ્દનો પણ વિષય નથી, એમ શ્રુતિએ પણ કહ્યું છે. છતાં તે જ શ્રુતિ પોતાના શબ્દો વડે આત્માના સ્વરૂપને **"આકાશ-વત્ સર્વગતશ્ચ નિત્યઃ" "નિષ્કલં નિષ્ક્રિયં શાન્તમ્" "સત્યકામઃ સત્યસંકલ્પઃ" "ન તસ્ય કશ્ચિજ્જનિતા ન ચાધિપઃ"** આવી રીતે ઓળખાવે છે. તે કેવળ કાલ્પનિક સ્વરૂપ છે. એવું આશ્ચર્યમય આત્માનું સ્વરૂપ કલ્પાએલ છે કે જેમાંથી મન કદી પણ બહાર નિકળી શકેજ નહિ. તેથી વિજાતીય વસ્તુ–જગત તરફ જવાની એને નવરાશ ન મળે. અને તેથી આત્મચિંતનમાં એ વિઘ્ન નાખનાર ન થાય.

અને જ્યારે એ મન આવી રીતે અંતર્મુખ થવાને માટે ટેવાય છે અને બહિર્મુખતા એની નાશ પામે છે

ત્યારે એ સ્વચ્છ થવા લાગે છે અને તેથી આત્મદર્શનમાં એનો પુરેપુરો સહકાર હોય છે. એને લીધે જ કહેવામાં આવે છે કે "તે આત્માને મન વડે જાણો, મનન કરો, વિચારો ઈત્યાદિ"

તાત્પર્ય એ કે જેવી રીતે દૃશ્ય અથવા દૃષ્ટ ઘટની પાસે જઇને અંતઃકરણની વૃત્તિ ઘટાકાર બને છે, અને જેવી રીતે અદૃષ્ટ અયોધ્યા અને કાશીમાં પણ કાલ્પનિક અયોધ્યા અને કાલ્પનિક કાશી મારફત તે વિહરે છે અથવા તદ્રૂપતાને પામે છે આવી રીતે જ તે આત્માની તદ્રૂપતાને તો પામી શકતું નથી. કેમકે તે દૃષ્ટ પણ નથી, દૃશ્ય પણ નથી. અયોધ્યા અને કાશીને જોયા વગર પણ મન પોતાની અદ્ભુત શકિત વડે એક નવી અયોધ્યા અને નવી કાશી પેદા કરે છે. નવી સરયૂ અને નવી ગંગા પેદા કરે છે. નવો રામ અને નવો શિવ પેદા કરે છે. તે વાસ્તવિક અયોધ્યા, કાશી, સરયૂ, ગંગા, રામ અને શિવથી ભિન્ન છે. છતાં તેને એ વ્હિહારથી પણ સંતોષ અને ધૈર્ય પ્રાપ્ત થાય છે. એવી રીતે આત્માનાં વાસ્તવિક સ્વરૂપને તો એ જાણી શકતુંજ નથી. પણ જે કાલ્પનિક સ્વરૂપ એ પેદા કરી લે છે તેમાં જ આનંદી બને છે, તેમાં જ એ મસ્ત બને છે, અને ધૈર્ય પ્રાપ્ત કરે છે એટલે સ્થિર થાય છે.

રૂપરંગવાળી વસ્તુનેજ વિકારી બનતાં કે કોઇએ બનાવતાં જગતમાં જોઈ શકીએ છે. રૂપરંગ વગરની

વસ્તુને આજ સુધી વિકારી બનતાં કોઇ જોઈ શક્યો નથી. તેથી જ ભગવાન કહે છે કે એ આત્મા પણ શરીરી-રૂપરંગવાળો ન હોવાને લીધેજ **અવિકાર્ય** છે.

અહીં એવો ભ્રમ નહિ હોવો જોઈએ કે ગીતામાં ભગવાને આત્માને "**શરીરિણઃ**" "**દેહી**" ઈત્યાદિ કહ્યું છે માટે તેનો દેહ હોવોજ જોઈએ. એ દેહ આત્માનો નથી માટીનો છે–પંચભૂતનો છે. ગ્રામ્યભાષામાં આત્માનો દેહ કહેવાય છે. થોડા વખત માટે આત્માને કર્મફળ પ્રમાણે એવી સ્થિતિમાં આવી જવા પડ્યું છે કે જેથી એવી ગ્રામ્યભાષાનો પ્રયોગ સિવાય બીજો માર્ગ ખુલ્લો રહેતો નથી. પણ જો એ દેહ ખરેખર આત્માનોજ હોય તો આત્મા તો નિત્ય છે. એ દેહનો શા માટે ત્યાગ કરે? જે શરીરને રોજ તેલ, ફુલેલ અને જાતજાતના સુગંધિત દ્રવ્યો વડે આત્મા પંપાળી પંપાળીને રાખતો હતો તે દેહનો તે શા માટે ત્યાગ કરે? પણ તે દેહ આત્માનો નથી જ. માટીનો છે. અવિવેકના રાજ્યમાં ભમતો જીવ તેને પોતાનો માની લીધેલ. વિવેક ઉત્પન્ન થતાં વેંત તે એ શરીરને ઓળખી કાઢે છે અને મુકી દે છે.

અર્જુન! એ આત્મામાં વિકાર પેદા કરી શકાતો જ નથી. તેથી એ મરી જશે કે કપાઇ જશે કે તારા

અગ્ન્યસ્ત્રો વડે બળી જશે એવું વિચારવું તદ્દન અયોગ્ય છે. તું આ શોકને મુકી દે. ॥ ૨૫ ॥

અર્જુનના શોકનું કારણ એ નથી કે તે આત્માને અનિત્ય માને છે કે આત્માને મરી જનાર માને છે. એણે કોઇ વખતે એવું કહ્યું જ નથી. એને તો એટલીજ ચિન્તા છે કે–"**કથં ભીષ્મમહં સંખ્યે દ્રોણં ચ મધુસૂદન ! ઈષુભિઃ પ્રતિયોત્સ્યામિ પૂજાર્હાવરિસૂદન !**" ભીષ્મ પિતામહ હોવાને લીધે અને દ્રોણ આચાર્ય હોવાને લીધે બન્ને પૂજવાલાયક છે, ન કે મારવાલાયક. એને આત્માની ચિંતા નહિ પણ ભીષ્મ અને દ્રોણની ચિંતા છે. એટલે ભીષ્મ–શરીર અને દ્રોણ–શરીરની ચિંતા છે. વર્ણસંકરતા અને તેના પરિણામોની જે ચિંતા છે તે પણ શરીર–સંબંધીજ ચિંતા છે. પિતરો નરકમાં પડશે એ ચિંતા પણ આત્માની નહી પણ પિતૃ–શરીર–પિતૃ–લોકના શરીરને માટે જ છે. મુખ્ય ચિંતા તો એ જ છે કે જે શરીરોની વચમાં હું રહ્યો છું, સાથે રમ્યો છું, સાથે આહારવિહાર કરેલ છે અને સાથેજ વિદ્યાધ્યન કર્યું છે, જેમના ખોળામાં હું રમતો રહ્યો છું, જેમના ચરણે બેસીને હું નામાંકિત ધનુર્ધારી થયો છું તે શરીરોનો વધ કેવી રીતે કરૂં ? અર્જુનનો શોક આ માર્ગે વહે છે. ભગવાન એ વસ્તુને નથી જાણતા તેવું નથી. જાણી જોઇને તેમણે આત્મ–નિત્યતાની વાત ચલાવી છે. આત્માની નિત્યતા જાણ્યા પછી, આત્માનું

સ્વરૂપ ઓળખ્યા પછી આ ભૌતિક શરીર સાથે રહેલો પ્રેમ ઓછો થશે. એમ જાણીને જ ભગવાને આમ કર્યું છે. હવે એની મૂળચિંતા ઉપર સીધો પ્રહાર કરવા માટે ભગવાન કહે છે–

**અથ ચૈનં નિત્યજાતં નિત્યં વા મન્યસે મૃતમ્।**
**તથાપિ ત્વં મહાબાહો નૈવં શોચિતુમર્હસિ ॥૨૬॥**

પદચ્છેદ

**અથ ચ એનં નિત્યજાતં નિત્યં વા મન્યસે મૃતમ્।**
**તથાપિત્વં મહાબાહો ન એવં શોચિતુમ્ અર્હસિ ॥૨૬।**

**પદાર્થ–અથ**–અને અવૈદિક મતોની માન્યતા પ્રમાણે. **એનમ્**–આ આત્માને. **નિત્યજાતમ્**–સદા જન્મ લેનાર. **વા**–અને. **નિત્યમ્**–સદા. **મૃતમ્**–મરી જનાર. **મન્યસે**–જો તું માનતો હોય. **તથાપિ**–તો પણ. **મહાબાહો**–વિશાળ ભુજાવાલા અર્જુન ! **એવમ્**–આવી રીતે **શોચિતુમ્**–શોક કરવાને. **ન, અર્હસિ**–તું યોગ્ય નથી. ॥૨૬॥

**સ્પષ્ટાર્થ**–હે મહાબાહો અર્જુન ! કદાચ તું એમજ માનતો હોય કે આત્મા નિત્ય જન્મે છે અને નિત્ય મરે છે તોપણ આવી રીતે શોક કરવો તારે માટે યોગ્ય નથી. ॥ ૨૬ ॥

**ભાવાર્થ**–આ શ્લોકમાં જે નિત્ય શબ્દ છે તે "નિયત" એવા અર્થવાળો છે. અને જો લોકપ્રસિદ્ધ **નિત્યશબ્દનો**

એવો અર્થ કરીએ કે તે હમેશાં જન્મનાર જ છે તો એ તદ્દન અસંગત અર્થ થશે. હમેશાં જન્મનાર છે–જન્મ લેનાર છે એ ત્યારે જ બને જ્યારે એક જન્મનો અંત થાય પછી તરતજ બીજો જન્મ આવે. અને એવું જો હોય તો જે ક્ષણમાં જન્મનો અંત થયો તે ક્ષણમાં તો જન્મ થયો નથી, થતો પણ નથી. કેમકે તે ક્ષણ જન્મની નથી પણ જન્મના અંતની છે. જન્મની ક્ષણ તો એ અંતના ક્ષણ પછી જ અથવા વચમાં એક ક્ષણ મુકીને ત્રીજી આવશે. ત્યારે એ જન્મ નિત્ય કેવી રીતે કહેવાય? જેનો કોઈ કાળે અભાવ ન હોય તેજ નિત્ય. અંહીં તો જન્મનો એક અથવા બે ક્ષણ સુધી અભાવ જ રહે છે માટે તે નિત્ય ન કહેવાય.

તેમજ મરણને માટે પણ સમજવું જોઈએ. જો નિત્ય જ એ મરતો હોય તો એ મરવું જ અસંભવ થઈ જાય છે. કેમકે મરવું એ સાપેક્ષ વસ્તુ છે. જીંદગી પછી જ મરવું થાય છે. જીંદગી વગર મરવું હોતું જ નથી. તો, એક માણસ જન્મે છે. જન્મક્ષણમાં તો એ મરણ પામતો જ નથી કેમકે તે જન્મક્ષણ છે. મરણક્ષણ નથી. મરણક્ષણ તો પૂર્વોક્ત રીતિએ જન્મક્ષણથી એક અથવા બે ક્ષણ પછી જ આવવાની. તો જે મરણ એક કે બે ક્ષણ સુધી રહેતું નથી તેને નિત્ય કેવી રીતે મનાય?

તેથી આ શ્લોકમાં **નિત્ય** શબ્દનો નિયત અર્થ છે. હે અર્જુન! જો તું શરીર અને આત્મામાં–જડ અને

ચેતનમાં ભેદ ન જોઈ શકતો હોય અને એ શરીરને માટે જ તું શોક કરતો હોય તો પણ તારો શોક વ્યર્થ છે. કેમકે ભીષ્મ નિયતજાત છે. એટલે નિયતરૂપે એટલે અમુક કારણોને લઈને જ આ ભીષ્મશરીર પેદા થયું છે. અને ફરીથી એ ભીષ્મશરીર પેદા થવાનું નથી. તેમજ ભીષ્મશરીર નિયતમૃત છે એટલે નિયતરૂપે મરણશીલ છે–એટલે અમુક કારણોને લઈને આ ભીષ્મશરીર મરણ પામશે; એવું તો તું માને જ છે. એ તારી જ માન્યતા પ્રમાણે જણાઈ આવે છે કે બધા શરીરોનો અંત તો તું પણ માને છે. અને જો એમ જ હોય તો હું ઠીક જ કહું છું કે અર્જુન ! તું શોક કરવા લાયક નથી.

વિદ્વાનોનો અનુભવ છે કેઃ–**"વક્ષોંસમસ્તકે યસ્ય બાહ્વોશ્ચાપિ વિશાલતા । ન હ્રાસાય ન શોકાય બ્રાહ્મણોત્પાદિતો હ્યસૌ ॥"** અર્થાત્‌ જેની છાતી, ખભા, મસ્તક અને બન્ને બાહુ વિશાળ હોય છે તેનો હ્રાસ–ક્ષય-નાશ હોતો નથી અને તેને શોક સ્પર્શ કરતો નથી. એ અનુભવને લક્ષમાં રાખીને જ ભગવાને અર્જુનને **"મહાબાહો"** કહ્યું છે. અર્જુન મહાબાહુ હતો. સ્વરૂપસ્મરણ કરાવવા માટે જ આ સંબોધન છે.

હવે ૨૭ મા અને ૨૮ મા શ્લોક માટે થોડો વિચાર કરીને પછી આગળ શ્લોકની વ્યાખ્યા કરીશ. મારો મત છે કે જ્યાં ૨૭ મો શ્લોક છે ત્યાં ૨૮ મો **[અવ્યક્તાદીનિ૦]**

જોઇએ અને જ્યાં ૨૮ મો શ્લોક છે ત્યાં ૨૭ મો [**જાતસ્ય હિ૦**] જોઇએ. એનું કારણ છે. "**જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુઃ**" આ શ્લોકથી એક બીજા સિદ્ધાંતનું પ્રતિપાદન કરવું છે. એની સાથે આશંકિત અર્જુનના વિચારનો કોઈ જાતનો સંબંધ નથી. અને **અવ્યક્તાદીનિ ભૂતાનિ**" આ શ્લોક વડે જે કાંઈ કહેવાયું છે તેનો અર્જુનના પૂર્વોક્ત આશંકિત મત સાથે સંબંધ છે.

તે સંબંધ આવી રીતે. એ શરીર અથવા શરીરો અને આખું જગત અર્જુનના મત પ્રમાણે "નિત્યજાત" છે. એટલે "નિયતજાત" છે. ઉત્પત્તિ પૂર્વે તે શરીર કે શરીરો કે જગત્ અવ્યક્ત હતાં. જોવામાં, અનુભવવામાં પ્રેમ-બાંધવાની સ્થિતિમાં ન હતાં. કેવળ મધ્યકાળમાં જન્મ્યા પછી, અર્જુનના અને બીજાના સંસ્કારોના ઉદય થયા પછી જ એ બધાં શરીરો વ્યક્ત થવા લાગ્યાં. અથવા જન્મ અને મૃત્યુની વચમાં જ—જે કાળ ભોગ ભોગવવાનો હોય છે—તેમાં જ એ બધી વસ્તુઓ એક બીજાને માટે વ્યક્ત થાય છે. તાત્પર્ય એ કે—"ક" અને "ખ" એ બન્ને નામવાળા મનુષ્યો ક્યારે જન્મ્યા અને ક્યારે કેવી રીતે મોટા થયા એનું જ્ઞાન એ બન્નેને નથી. પણ જ્યારે એક બીજાને મળવાનો સમય આવી પહોંચે છે ત્યારે એ "ક" "ખ"ને માટે અને "ખ" "ક"ને માટે વ્યક્ત થઇ જાય છે. અને છેવટે એનો નિધન—મરણ પણ થાય છે જ.

ત્યારે પણ એ અવ્યક્ત જ થઈ જાય છે. તો હે અર્જુન જે શરીરને તું "નિત્યજાત" અને "નિત્યમૃત" માને છે તે શરીર "અવ્યક્તાદિ" છે અને "અવ્યક્તનિધન" છે. કેવળ મધ્યમાં જ તેનું પ્રાકટ્ય થાય છે. એવી વસ્તુને માટે શોક શાનો ?

આ મારા મતમાં એક બીજું પણ પ્રમાણ છે. ૨૯મા શ્લોકમાં **"આશ્ચર્યવત્ પશ્યતિ કશ્ચિદેનમ્"**: અહીં **"એનમ્"** પદ આવ્યું છે. તે આત્માને માટે છે. જેમ બધાય ટીકાકારો ચાલે છે તેમજ જો ચલાય તો **એનમ્**નો અર્થ આત્મા બલાત્કારથી જ કરાય. પ્રસંગ નથી. હું જેમ અર્થ કરૂં છું તેમ કરવામાં આત્માનો પ્રસંગ સચવાઈ રહે છે.

મારા ક્રમ પ્રમાણે " **જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુઃ** " આ ૨૮ મો શ્લોક ગણાય. અને ત્યારપછી તરતજ **"આશ્ચર્યવત્ પશ્યતિ"** આ ૨૯ મો શ્લોક આવે છે. **"જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુઃ"**માં અર્જુનના મત સાથે સંબંધ નથી. પણ ભગવાન સ્વતંત્રરૂપે આર્યશાસ્ત્રોને અનુસરીને આર્યસિદ્ધાંતનું પ્રતિપાદન કરે છે. તેથી તેમાં આત્માનો સંબંધ રાખ્યા વગર છુટકો જ નથી. તે અર્થ હું કરવાનો છું. ત્યાં જ જોશો.

એવો મારો મત છે. છતાં ગીતામાં હું કશું ફેરફાર અત્યારે કરવા ઈચ્છતો નથી. મક્ષિકાસ્થાને મક્ષિકા રાખવી

છે. સુજ્ઞ પાઠકોના ધ્યાનમાં એ મારી સૂચવેલી વસ્તુ રહે, એટલો જ મારો પ્રયાસ છે,

હવે ભગવાન્ મહાભારતકાળમાં પણ અને તેથી પૂર્વે પણ આર્યજાતિમાં પ્રચલિત પુનર્જન્મના સિદ્ધાંતને અનુસરીને પોતાનો સિદ્ધાંત બતાવવાના બહાને અર્જુનની ઉક્ત ભ્રાંતિને દૂર કરવા ઇચ્છતાં બોલે છે—

**જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુર્ધ્રુવં જન્મ મૃતસ્ય ચ ।**
**તસ્માદપરિહાર્યેઽર્થે ન ત્વં શોચિતુમર્હસિ ॥૨૭॥**

પદચ્છેદ

**જાતસ્ય હિ ધ્રુવઃ મૃત્યુઃ ધ્રુવં જન્મ મૃતસ્ય ચ ।**
**તસ્માત્ અપરિહાર્યે અર્થે નત્વં શોચિતુમ્ અર્હસિ ॥૨૭॥**

**પદાર્થ**—હિ—એ સિદ્ધાન્ત નિશ્ચિત જ છે કે. **જાતસ્ય**—પૂર્વ જન્મના કર્મફળ પ્રમાણે કોઈપણ શરીર સાથે સંબંધ ધરાવનાર આત્માનો. **મૃત્યુઃ**—તે શરીર સાથેનો સંબંધ ત્યાગ. **ધ્રુવઃ**—નક્કી જ છે. **ચ**—અને. **મૃતસ્ય**—એક શરીર સાથે સંબંધ ત્યજીને જનાર આત્માનો. **જન્મ**—બીજા શરીર સાથે સંબંધ. **ધ્રુવમ્**—(પણ) નક્કી જ છે. **તસ્માત્**—તેથી. **અપરિહાર્યે**—જે રોકી ન શકાય એવી. **અર્થે**—વસ્તુને વિષે. **ત્વમ્**—તું. **શોચિતુમ્**—શોક કરવા માટે. **ન, અર્હસિ**—યોગ્ય નથી. ॥૨૭॥

**સ્પષ્ટાર્થ**—પૂર્વજન્મના કર્મફળ પ્રમાણે આત્માનો કોઈપણ શરીર સાથે સંબંધ થાય છે અને તે અમુક ફળ ભોગવ્યા પછી તે સંબંધનો ત્યાગ પણ થાય છે. તે ત્યાગ પછી ફરીથી કોઈપણ શરીર સાથે સંબંધ થાય છે. એ એવો વિષય છે કે કોઈનો રોકયો રોકાય નહી. તેથી હે અર્જુન ! આ વિષયમાં તું શોક કરવા યોગ્ય નથી. ॥૨૭॥

**ભાવાર્થ**—અહીં કહ્યું છે કે જન્મ પામેલાનું મૃત્યુ અવશ્ય થાય છે. અને મૃત્યુ પામેલાનો જન્મ પણ અવશ્ય થાય છે. વિચારિએ કે આ સિદ્ધાંત કોને લાગુ પડે છે ? શરીરને કે આત્માને ? જો કહિએ કે શરીરને. તો પ્રત્યક્ષ વિરોધ છે. કેમકે એક શરીર મરીને ફરીથી જો તે જ જન્મે તો આપણે ઓળખી શકીએ કે એ તે જ શરીર જનમ્યું; પણ તેમ હોતું નથી. તેથી શરીર જન્મીને મરે છે અને મરીને જન્મે છે એ અસંગત છે. આત્માને માટે પણ એ સિદ્ધાંત લાગુ પડતો નથી. કેમકે **"ન જાયતે મ્રિયતે વા કદાચિત્"** એમ ભગવાન પોતે કહી આવ્યા છે. શ્રુતિઓમાં પણ એમ જ કહેવામાં આવ્યું છે. તેથી એ વિચારવાનો રહે જ છે કે આ "જન્મ્યા પછી મૃત્યુ અને મૃત્યુ પછી જન્મ કોનો થાય છે ?"

**જન્મ** એટલે નિત્ય આત્માનો તેના કર્મફળને અનુસરીને ઈશ્વરીય વ્યવસ્થા પ્રમાણે કર્મફળ ભોગવવા સારૂ કોઈપણ શરીર સાથે સંબંધ. અને મૃત્યુ એટલે તે કર્મ-

ફળ ભોગવ્યા પછી બીજા કર્મફળોને ભોગવવા સારૂ ઈશ્વરીય નિયમ પ્રમાણે જ બીજા શરીર સાથે સંબંધ ધરાવવા માટે આ શરીરનો ત્યાગ. ત્યારે એમ સમજાયું કે જન્મ મરણ બીજું કાંઈ નથી. કેવળ શરીર સાથે આત્માનો સંબંધ તે જ જન્મ અને શરીર સાથેનો તેનો વિયોગ તે મરણ.

અર્જુનને તો તે તે શરીરો પ્રત્યે પ્રેમ અને મમતા રહેલી છે. તે કેવળ તે શરીરો માટે જ રૂવે છે. ભગવાને તેનું નિરાકરણ કર્યું. આત્માને અજર અમર બતાવીને શરીરની નશ્વરતા ભગવાને અર્જુનને સમજાવી. જો શરીર સદા રહેનાર હોત તો અર્જુન તને શોક કરવાને કદાચ થોડો અવકાશ હોત. પણ તે તો ઉપર્યુક્ત રીતે આવે છે અને ચાલ્યું જાય છે. તે વસ્તુ અનિવાર્ય છે. ગમે તેટલો પ્રયાસ કરોશ તો પણ તે રહેવાનું નથી. પછી તું શોક શા માટે કરે છે ?

અહીં કદાચિત્ કોઈ એમ કહે કે મહાભારતકાળમાં વેદાંતનો પ્રચાર ન હતો. વેદાંતશાસ્ત્રની રચના પછીથી બાદરાયણ વ્યાસે કરી છે. મહાભારતના કર્તા વ્યાસ અને બ્રહ્મસૂત્રના કર્તા વ્યાસ બન્ને જુદાજુદા છે, એક નથી. કાળ પણ જુદોજુદો છે. તેથી વેદાંતમતના પ્રચાર પૂર્વે ભારતવર્ષમાં સાંખ્યમતનો પુષ્કળ પ્રચાર હતો. એ જ દર્શન બધાં કરતાં પ્રાચીન. તો સંભવ છે કે સાંખ્યમતને

અનુસરીને ભગવાને અહીં **સતકાર્યવાદ** પ્રમાણે શરીરને માટે જ કહ્યું છે કે "શરીર જન્મે છે અને મરે છે. એ શરીર ફરીથી તારી સામે આવશે. શા માટે તું ચિંતા કરે છે."

એ અસંભવ છે. યદ્યપિ તે સમય **બ્રહ્મસૂત્રની** રચના થઇ ન હતી એ સાચી વાત છે. સાંખ્યમતનો પુષ્કળ પ્રચાર હતો એ પણ વાત સાચી જ- પણ **સતકાર્યવાદથી** અર્જુનને સંતોષ પમાડવા ભગવાને પ્રયાસ કર્યો એ વાત સાચી નથી. સતકાર્યવાદથી તો એટલું જ કહી શકાય છે કે જે વસ્તુનો નાશ થાય છે તેના સૂક્ષ્મ અવયવો નાશ પામતા નથી. તે રહે છે અને તે જ પછીથી બીજી વસ્તુમાં જોડાય છે. એટલે કોઈપણ વસ્તુનું સદંતર અસ્તિત્વ નાશ પામતું નથી. એ સિદ્ધાંતથી અર્જુનની પીડા કેવી રીતે મટે ? તે તો ત્યારે જ સુખી થાય કે મારી નાંખ્યા પછી પણ ભીષ્મ અને દ્રોણ તે જ શરીરે તેની સામે તેવી જ રીતે આવીને ઉભા રહે. એ વસ્તુ **સતકાર્યવાદ** ન સાધી શકે. તેથી અહીં સતકાર્યવાદનો ઉપયોગ જ નથી. જેમ અહીં મ્હેં વ્યાખ્યા કરી છે, એ જ સાચો અને સરળ માર્ગ છે.

આ શ્લોકમાં ત્રણ વસ્તુનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ૧. આત્મા નિત્ય છે, તેનો નાશ નથી. ૨. શરીર અનિત્ય છે, તેનો નાશ છે. ૩. પુનર્જન્મ થાય છે. જો

આત્માને માટે જ અર્જુનને શોક હોય તો સમજવાનું કે તે નિત્ય છે અને ફરીથી પુનર્જન્મના સિદ્ધાંતને અનુસરીને કોઇપણ શરીર સાથે આવવાનો જ છે. અને જો શરીર માટે જ ચિંતા હોય તો તે તો નષ્ટ થઇ જવાનું છે જ. તેને માટે ચિંતા વ્યર્થ છે.

અહીં કદાચ કોઈને શંકા એમ થાય કે બ્રહ્મસૂત્રના રચનાર વ્યાસ અને મહાભારતના વ્યાસમાં ભેદ માનવામાં શું પ્રમાણ ? તેનું સમાધાન.

મહાભારતમાં સાંખ્ય અને યોગનું ખંડન નથી. જૈન અને બૌદ્ધનું પણ ખંડન નથી. વેદાંતદર્શનમાં આ બધાયનું ખંડન છે. સાંખ્યનું તો ખંડન એવી રીતે કરવામાં આવ્યું છે કે જેથી એમ જ લાગે કે મુખ્યતઃ સાંખ્યના ખંડનને માટે જ આ દર્શન રચાયું હોય. અસ્તુ. એથી એમ બહુ સહેલાઇથી સિદ્ધ થાય છે કે એ વેદાંતદર્શન તે સમયમા રચાયું છે જ્યારે બૌદ્ધ ધર્મ કે જૈન ધર્મનો હ્રાસ થઇ ગયો હતો. બૌદ્ધ રાજ્યકાલમાં તો એવો ગ્રંથ લખી શકાય જ નહિ. એવા ગ્રંથના લેખન અને સંરક્ષણ માટે કોઈ વૈદિક રાજ્ય હોવું જોઈએ. ઈતિહાસકારો અને આલોચકોના મત પ્રમાણે "જ્યારે મૌર્યવંશનો ઉચ્છેદ થયો અને **પુષ્પમિત્ર** તેમજ **અગ્નિમિત્ર** રાજાઓએ ઈસ્વીસન્‌થી લગભગ દોઢસો વર્ષ પૂર્વે મગધ રાજ્યને સ્વાયત્ત કર્યું તે સમયે જ વેદાંતદર્શન

રચાયું હશે. કેમકે એ બન્ને રાજાઓ પૂર્ણ વેદાનુયાયી હતા. જો મહાભારતના કર્તા વ્યાસ અને વેદાંતદર્શનના કર્તા વ્યાસ એક જ હોત તો મહાભારતમાં પણ સાંખ્ય, યોગ, જૈન, બૌદ્ધનું ખંડન હોવું જોઇએ. પણ તે નથી. અને જો બન્ને વ્યાસ એક જ હોય તો સ્મૃતિના નામે ગીતાનું પ્રમાણ ન આપી શકાય. કેમકે ગીતાના બનાવનાર અને વેદાંતદર્શનના બનાવનાર તો એક જ હોય. પોતાના ગ્રંથમાં એક વસ્તુની સિદ્ધિને માટે પોતાનું જ પ્રમાણ આપવું, એ નિયમવિરુદ્ધ કહેવાય. પોતાના અભિપ્રેત અર્થને સિદ્ધ કરવા માટે બીજાના ગ્રંથો, વચનો, વ્યવહારો અને સદાચારો પ્રમાણમાં લેવાય છે. પોતાનું કશું નહિ. જો પોતાના ગ્રંથથી જ પોતાનો સિદ્ધાંત બચાવવો હોય તો પછી ગીતાનું નામ શા માટે લેવાય ? વેદાંતસૂત્રમાં જે કાંઇ વ્યાસજી કહે તે જ પ્રામાણિક મનાય. કેમકે લખનાર તો બન્ને ગ્રંથોનો એક જ. તો જો વ્યાસકૃત ગીતા પ્રામાણિક હોય તો વેદાંતસૂત્ર શા માટે નહિ ? અને જો વેદાંતસૂત્ર પ્રામાણિક હોય તો પછી ગીતાની શી જરૂર ? માટે પણ સિદ્ધ થાય છે કે ગીતા દ્વૈપાયન વ્યાસનો ગ્રંથ છે અને વેદાંતસૂત્ર બાદરાયણ વ્યાસનો ગ્રંથ છે. બન્ને વ્યાસોમાં લગભગ હજાર વર્ષનું અંતર મનાય છે.

ગીતાના "ઋષિભિર્બહુધા ગીતં છન્દોભિર્વિવિધૈઃ પૃથક્ । બ્રહ્મસૂત્રપદૈશ્ચૈવ હેતુમદ્‌ભિર્વિનિશ્ચિતૈઃ ॥"

આ શ્લોકમાં જે **બ્રહ્મસૂત્રપદૈઃ** શબ્દ આવ્યો છે તે વેદાંતસૂત્ર માટે તો નહિ જ. એનું કારણ એક તો એ કે એ ગ્રંથનું નામ "બ્રહ્મસૂત્ર" આધુનિક નામ છે. એનું નામ **"વેદાંતદર્શન"** અથવા **"ઉત્તરમીમાંસા"** એવું નામ છે. તેથી બ્રહ્મસૂત્રપદનો અર્થ **"વેદાંતદર્શન"** નહિ જ. બીજું જો વેદાંતદર્શનને માટે જ એ શબ્દ વપરાયો હોત તો **બ્રહ્મસૂત્રપદ** કહેવાની શી જરૂર ? **"બ્રહ્મસૂત્ર"** કહેવાથી જ કામ ચાલી જાત. તેથી પણ જણાય છે કે **બ્રહ્મસૂત્રપદ**થી કોઈ બીજો અર્થ ગીતાના આચાર્ય ભગવાન્ કૃષ્ણને સંમત છે. એનો વાસ્તવિક અર્થ એ છે કે "બ્રહ્મને સમજાવનાર જે પદો એટલે ઉપનિષદ્ વાક્યો." ઉપનિષદ્વાક્યને માટે જ આ **બ્રહ્મસૂત્રપદ** શબ્દ વપરાયો છે. અન્યથા માનવાથી અનેક અનુપપત્તિયો ગલે પતિત છે. અને **બ્રહ્મસૂત્રપદ**નો ઉપર જણાવેલ જ અર્થ છે માટે જ **ઋષિભિઃ**માં બહુવચન પ્રયોગ થયો છે. **અલમતિવિસ્તરેણ.** ॥૨૭॥

આ શરીરને માટે શોક વ્યર્થ છે. એ સમજાવવા ભગવાન બોલે છેઃ—

**અવ્યક્તાદીનિ ભૂતાનિ વ્યક્તમધ્યાનિ ભારત ।**
**અવ્યક્તનિધનાન્યેવ તત્ર કા પરિદેવના ॥૨૮॥**

પદચ્છેદ

**અવ્યક્તાદીનિ ભૂતાનિ વ્યક્તમધ્યાનિ ભારત ।**
**અવ્યક્તનિધનાનિ એવ તત્ર કા પરિદેવના ॥૨૮॥**

**પદાર્થ—ભારત**—ભરતકુલોત્પન્ન અર્જુન! **ભૂતાનિ**—આ જેટલા પેદા થએલા પદાર્થો છે તે. **અવ્યક્તાદીનિ**—બધા આરંભમા અવ્યક્ત હતા અને. **અવ્યક્તનિધનાનિ**—મર્યા પછી પણ એ બધા અવ્યક્ત થઈ જવાના. **એવ**—જ. **વ્યક્તમધ્યાનિ**—કેવળ જન્મ અને મરણના વચલા કાળમાં એ વ્યકત થયેલા જોવામાં આવે છે. **તત્ર**—એવા તે પદાર્થોને વિષે. **પરિદેવના**—વિલાપ. **કા**—શો ॥૨૮॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! જે દેહને માટે તું રૂવે છે–શોક કરે છે તે દેહ અને બીજા પેદા થયેલા સઘળા પદાર્થો જન્મ પહેલાં ન હતા. મરણ પછી પણ નથી રહેવાના. એક વચલો કાળ એવો છે કે જેમાં આ પદાર્થો જોવામાં આવે છે. એવા પદાર્થોને માટે વિલાપ શા માટે? ॥૨૮॥

**ભાવાર્થ**—આ શ્લોકમાં બે **અવ્યક્ત** શબ્દ છે અને એક વ્યક્ત શબ્દ છે. બન્ને સાપેક્ષ છે. તેથી અહીં અવ્યક્તનો અર્થ શાસ્ત્રીય અવ્યકત—એટલે માયા અથવા ઈંદ્રિયાતીત આત્મા આદિ નથી. પણ વ્યકતનો વિરોધી અવ્યકતનો અર્થ છે. **વ્યક્ત** એટલે ઇંદ્રિયગમ્ય. **અવ્યક્ત**

એટલે ઇંદ્રિયાગમ્ય. જેનું કોઇપણ ઇંદ્રિયવડે પ્રત્યક્ષ હોઈ શકે તે ઇંદ્રિયગમ્ય કહેવાય છે. જેને ઇંદ્રિય કોઇ રીતે પણ પ્રત્યક્ષ ન કરી શકે તે ઇંદ્રિયાગમ્ય કહેવાય છે. જે સમયે આ શરીરનો જન્મ નહતો તે સમયે એ શરીરનું કોઇપણ રીતે પ્રત્યક્ષ હોઈ શકતું નહતું. અર્જુન ! તારા કરતાં નાના જે લોકો અહિં ઉભા છે, તેં જોયું છે કે જ્યારે એમનું શરીર પેદા થયું ન હતું, ત્યારે તું કોઇ પણ તારી ઇંદ્રિય વડે એ શરીરોનો અનુભવ કરી શક્તો ન હોતો. જન્મ્યા પછીજ તેં આ જાણ્યું કે આ મારો પુત્ર, આ મારા ભાઈ, આ મારા બીજા સગાસંબંધીઓ. જન્મ પહેલાં આ શરીરોની જે અવ્યક્ત દશા હતી, મરણ પછી પણ તેજ દશા થઈ જવાની. પહેલાં બધાં અવ્યક્ત અવસ્થામાં હતાં અને પછી પણ અવ્યક્ત અવસ્થામાંજ ચાલ્યા જશે. એક વચલો કાળ એવો છે કે જેમાં એ બધી વસ્તુઓ, બધા શરીરો જોઈ શકાય છે, અનુભવી શકાય છે. જે વસ્તુ આદિમાં ન હતી, જે વસ્તુ અંતમાં નથી રહેવાની; ક્ષણ માટે જે ચમકે છે તેને માટે વિલાપ કરવાનું શું કારણ હોઈ શકે ? સત્ય જ કહ્યું છે કેઃ—

**અદર્શનાદાપતિતઃ પુનશ્ચાદર્શનં ગતઃ ।**
**નાસૌ તવ ન તસ્ય ત્વં વૃથા કા પરિદેવના ॥**

"પૂર્વે અદર્શન હતું. પછી દર્શન થયું. પછી અદર્શન જ થઇ જવાનું. કોઈ વસ્તુઓ તારી નથી. કોઈનો તું નથી. વૃથા શા માટે દુઃખી થવું ? ॥૨૮॥

"જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુઃ ૦" આ શ્લોક વડે જે આત્માનું નિત્યત્વ સમજાવવામાં આવ્યું છે, તે આત્માના સંબંધમાં ભગવાન ફરીથી કાંઈક કહેવા માટે બોલે છે કેઃ—

**આશ્ચર્યવત્પશ્યતિ કશ્ચિદેન-**
**માશ્ચર્યવદ્વદતિ તથૈવ ચાન્યઃ ।**
**આશ્ચર્યવચ્ચૈનમન્યઃ શૃણોતિ,**
**શ્રુત્વાપ્યેનં વેદ ન ચૈવ કશ્ચિત્ ॥૨૯॥**

પદચ્છેદ

**આશ્ચર્યવત્ પશ્યતિ કશ્ચિત્ એનમ્,**
**આશ્ચર્યવત્વદતિ તથા એવ ચ અન્યઃ।**
**આશ્ચર્યવત્ ચ એનમ્ અન્યઃ શૃણોતિ,**
**શ્રુત્વા અપિ એનં વેદ ન ચ એવ કશ્ચિત્॥૨૯॥**

**પદાર્થ**—**કશ્ચિત્**—કોઇ વિદ્વાન. **એનમ્**—આ આત્માને. **આશ્ચર્યવત્**—આશ્ચર્યની પેઠે, **પશ્યતિ**—જુવે છે, **ચ**—અને. **તથા, એવ**—તેમ જ. **અન્યઃ**—કોઈ. **આશ્ચર્યવત્**—આશ્ચર્યની પેઠે. **વદતિ**—એ આત્માને

વર્ણવે છે. **ચ**—અને. **અન્યઃ**—કોઈ. **આશ્ચર્યવત્**—આશ્ચર્યની પેઠે. **એનમ્**—આ આત્માને. **શૃણોતિ**—સાંભળે છે. **ચ**—અને. **કશ્ચિત્**—કોઈ. **શ્રુત્વા**—સાંભળીને. **અપિ**—પણ. **એનમ્**—આ આત્માને. **ન, એવ, વેદ**—નથી જ જાણતો. ॥૨૯॥

**સ્પષ્ટાર્થ**—આત્મદર્શન કરનાર કોઇ વિદ્વાન એ આત્માને આશ્ચર્યની પેઠે જુવે છે. કોઇ ઉપદેષ્ટા એને આશ્ચર્યની પેઠેજ વર્ણવે છે. સાંભળનારાઓ એના બધા વર્ણનોને આશ્ચર્યની પેઠે જ સાંભળે છે. અને સાંભળનારાઓમાંથી કોઈ એને સાંભળીને પણ જાણતો નથી. ॥૨૯।

**ભાવાર્થ**—આ શ્લોકમાં "**આશ્ચર્યવત્**" શબ્દ આવ્યો છે. આશ્ચર્ય શબ્દનો પ્રયોગ "અનિત્ય" એવા અર્થમાં થાય છે. જે વસ્તુ નિત્ય ન બનતી હોય, કોઇકજ વખતે સામે આવી જતી હોય તેને માટે **આશ્ચર્ય** શબ્દ બોલાય છે. "ઇવ"—"પેઠે" એ અર્થ બતાવવા સારૂ "**વત્**" જોડવામાં આવ્યું છે. **આશ્ચર્યવત્** એટલે આશ્ચર્યની પેઠે—તે વસ્તુની પેઠે કે જે વસ્તુ જવલ્લેજ—કોઇક જ વખતે બનવા પામે છે.

દરેક વસ્તુને માટે ચેતનના ચાર પ્રકારે વ્યાપાર થાય છે. **જોવું. કહેવું, સાંભળવું** અને **સમજવું.** જોનાર પહેલાં કોઇ વસ્તુને જુવે છે. આ પહેલો વ્યાપાર.

ત્યાર પછી તે જોનાર, કોઈ બીજાને તે વસ્તુને વર્ણવે છે-બતાવે છે-કહે છે. આ બીજો વ્યાપાર. એ વર્ણવાની વસ્તુને કોઈ સાંભળે છે. આ ત્રીજો વ્યાપાર. સાંભળીને તે વસ્તુને કોઈ જાણે છે. આ ચોથો વ્યાપાર.

આત્માનું દર્શન દરેકને માટે અશક્ય છે. એ તો કોઈક જ ભાગ્યશાળી માનવને કોઈક જ સદ્‌ગુરુની કૃપાએ પ્રાપ્ત થાય છે. પણ જેને એ આત્મદર્શન પ્રાપ્ત થાય છે તે એને આશ્ચર્યની પેઠે જ જુવે છે. જ્યાં સુધી તે માયાની જાળમાં સપડાએલો હતો ત્યાંસુધી એ આત્મસ્વરૂપને બીજી રીતે જોતો હતો. એ કોઈ વખતે અનિત્ય જગતને જ આત્મા માનતો, કોઈ વખતે અનિત્ય શરીરને જ આત્મા માનતો, કોઇ વખતે બાહ્ય ઇંદ્રિયોમાંથી કોઈ એકને અથવા બધાના સમૂહને આત્મા માનતો, કોઈ વખતે અંતઃકરણ—મન—બુદ્ધિ આદિને જ આત્મા માનતો. આત્માને જ તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર આદિ માનતો. આત્માને જ તે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થી અને સંન્યાસી માનતો. આત્માને જ તે સ્ત્રી અને પુરુષ માનતો. આત્માનેજ તે દુઃખી અને સુખી માનતો. અને જ્યારે કોઈ પરમ કૃપાળુ ગુરુચરણોની કૃપાથી તેને જ્ઞાનચક્ષુની પ્રાપ્તિ થઈ અને તે ચક્ષુ વડે જ્યારે તેણે આત્માને જોયો ત્યારે તેને બધું આશ્ચર્યવત્ લાગ્યું.

જ્યારે તે બીજાને પણ તે જ જ્ઞાનપંથમાં લઇ જવાનો પ્રયાસ કરવા લાગ્યો, આત્મતત્ત્વને સમજાવીને બીજાને પણ

મોક્ષમાર્ગમાં લઇ જવાની આતુરતા સેવવા લાગ્યો. અને એને માટે "આત્મા શું છે" એ સમજાવવા લાગ્યો ત્યારે એ જે કાંઈ કહે તેને પોતે પણ આશ્ચર્યવત્ સમજતો. "શું છે," અને "હું શું કહું છું" એવું તેને આશ્ચર્ય લાગે. **"ન વાગ્ ગચ્છતિ" "યતો વાચો નિવર્તન્તે"** જે વસ્તુ વાણીથી કોઇ રીતે કહી જ ન શકાય તેને હું કેવી રીતે કહી રહ્યો છું, એ જાણીને—વિચારીને તે જ્ઞાની આત્માને આશ્ચર્ય થતું કે હું શું કરી રહ્યો છું.

તેની પાસેથી જે લોકો આ અદ્ભુત રહસ્યને સાંભળતા હતા, તેઓ પણ આશ્ચર્યની પેઠે જ. તેનું રૂપ નહિ, રંગ નહિ, ઘર નહિ. રહેઠાણ નહિ, જન્મ નહિ, મરણ નહિ, જનક નહિ, જનની નહિ, આંખે જોઈ શકાય નહિ, ત્વચા-ઇંદ્રિયે સ્પર્શી શકાય નહિ એવી આ કઇ વસ્તુ હું સાંભળી રહ્યો છું? સ્વપ્નમાં છું? નિશામાં છું? મૂર્છામાં છું? કઈ અવસ્થામાં રહીને આ બધું સાંભળું છું? એવું તે શ્રોતાને આશ્ચર્ય થાય છે. આશ્ચયની પેઠે તે એ બધું સાંભળે છે.

તે બધું સાંભળે છે પણ તેને જણાતું કશું નથી. તે આત્માને જાણી શકતો નથી. જ્યાં સુધી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્ય વિગેરેને વિકારો અંતઃકરણમાંથી દૂર થયા નથી, જ્યાં સુધી જગતને ભગવદ્રૂપ માનીને તેની સાથે એકતા સાધવામાં આવી નથી, જ્યાં સુધી દૈવી

સંપત્તિનો સંપર્ક પણ થયો નથી, ત્યાં સુધી તે આશ્ચર્ય-મય આત્મા કોઈના જ્ઞાનમાં ન આવી શકે. એને માટે તો હૃદયની પવિત્રતા જોઈએ. મન, વાણી અને કર્મની એકતા જોઈએ. દરેકની સાથે અનંત પ્રેમ અને સદ્‌ભાવ જોઈએ. જ્યાં સુધી સાધનો હાથ ન લાગે ત્યાં સુધી આત્મતત્ત્વ અજાણ્યું જ રહેવાનું. શાસ્ત્ર કહે છે:—

**કામઃ ક્રોધશ્ચ લોભશ્ચ દેહે તિષ્ઠન્તિ તસ્કરાઃ ।**
**જ્ઞાનરત્નાપહારાય તસ્માત્‌ જાગ્રત જાગ્રત ॥**

કામ ક્રોધ અને લોભ આ ત્રણ ચોરો શરીરમાં આવીને બેઠા છે. જ્ઞાનરૂપ રત્નની ચોરી કરવાની એની ઈચ્છા છે. જીવો! તમે જાગો અને જ્ઞાન–ધનની રક્ષા કરો.

એ ત્રણે ચોરોની ભયંકરતા વર્ણવતાં ભગવાન આગળ પોતે કહેવાના છે કે:—

**ત્રિવિધં નરકસ્યેતદ્‌ દ્વારં નાશનમાત્મનઃ ।**
**કામઃ ક્રોધસ્તથાલોભસ્તસ્માદેતત્‌ત્રયં ત્યજેત્‌ ॥**

(ગીતા. ૧૬. ૨૧)

એ ત્રણે નરકનાં દ્વાર છે. નરકમાંથી બચી જવાની ઈચ્છા ધરાવનારાઓએ એ દ્વારોનો ત્યાગ કરવો જ જોઈએ.

આ બધા સાધનો જે દિવસે, જે ક્ષણે હાથ લાગશે તે જ દિવસે તે જ ક્ષણે આ આશ્ચર્યમય આત્માનો

સાક્ષાત્કાર-પૂર્ણ જ્ઞાન થશે. જ્યાંસુધી તે પવિત્ર ઘડી નથી આવતી ત્યાંસુધી ભગવાન કહે છે કે હે અર્જુન! આત્માને માટે કહેવું, સાંભળવું, બધું કઠણ છે. એવા ગૂઢ આત્માને માટે તું ચિંતા કરે, એ પણ એક આશ્ચર્ય જ છે. ।।૨૯।।

એ પ્રકરણને સમાપ્ત કરતાં ભગવાન કહે છેઃ—

**દેહી નિત્યમવધ્યોઽયં દેહે સર્વસ્ય ભારત ।**
**તસ્માત્સર્વાણિ ભૂતાનિ ન ત્વં શોચિતુમર્હસિ ।।૩૦।।**

પદચ્છેદ

**દેહી નિત્યમ્ અવધ્યઃ અયં દેહે સર્વસ્ય ભારત ।**
**તસ્માત્ સર્વાણિ ભૂતાનિ નત્વં શોચિતુમ્ અર્હસિ ।।૩૦।।**

**પદાર્થ—ભારત**-હે અર્જુન! **સર્વસ્ય**-દેવ, મનુષ્ય પશુ, પક્ષી, કૃમિ, વૃક્ષ, લતા, ગુલ્મ જેટલા નામો છે તે બધાના. **દેહે**—દેહમાં. **અયમ્**—રહેલો આ. **દેહી**-આત્મા. **નિત્યમ્**—સદા. **અવધ્યઃ**—હણવા યોગ્ય નથી. **તસ્માત્**-તેથી. **સર્વાણિ**—બધા. **ભૂતાનિ**—પેદા થએલા પદાર્થોને માટે. **ત્વમ્**—તું. **શોચિતુમ્**—શોક કરવા માટે. **ન, અર્હસિ**—યોગ્ય નથી. ।।૩૦।।

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! દેવ, મનુષ્ય પશુ, પક્ષી, કીટ, પતંગ વિગેરે નામવાળા પ્રાણીઓના જેટલા શરીરો

છે તેમાં રહેલો આત્મા સદા નિત્યજ છે. તેથી તું શરીરોને માટે શોકને મુકી દે. ॥૩૦॥

**ભાવાર્થ**—આપણે બોલીએ છીએ કે મનુષ્યનું શરીર, ઘોડાનું શરીર, હાથીનું શરીર, ઈત્યાદિ. અહીં મનુષ્ય અને મનુષ્યનું શરીર, ઘોડો અને તેનું શરીર, હાથી અને તેનું શરીર, એ જુદી જુદી વસ્તુ નથી, એકજ વસ્તુ છે. ઘોડાના શરીરને જ ઘોડો કહેવામાં આવે છે. પણ આવી રીતે ભેદ પાડીને બોલવાની ભાષાની પદ્ધતિ છે. તેમજ અહીં પણ "**સર્વસ્ય દેહે**" "બધાના દેહમાં" એમ બોલવામાં આવ્યું છે. નહિ તો "**સર્વસ્મિન્‌ દેહે**" "બધા શરીરમાં" આમ બોલવાથી વધારે સુગમતાથી વસ્તુ સમજાય તેમ હતું.

ભગવાને કહ્યું કે "દેહોમાં દેહી નિત્ય છે, એનો વધ હોઈ શકતો નથી. તેથી તું શરીરોને માટે શોક ન કર." અહીં એક શંકા થાય છે. જે વસ્તુને માટે શોક હોય તેના જ દોષગુણ વર્ણવા જોઇએ. શોક તો છે દેહને માટે. ભગવાન નિત્યતા સિદ્ધ કરે છે આત્માની. અને ઉપસંહારમાં બોલે છે કે આત્મા નિત્ય અવધ્ય છે તેથી તું શરીર માટે શોક ન કર. એ શું ? બોલવું તો એમ જોઈએ કે "આત્મા નિત્ય–અવધ્ય છે તેથી તું આત્માને માટે શોક ન કર." એમ ન બોલીને ભગવાન ઉલટું કેમ બોલે છે ?

એનું સમાધાન. "ક" અને "ખ"એ નામોના બે બાળકો કોઇની સામે ઉભા છે. તે માણસ કોઇને કહે છે

કે આ "ક નામનો બાળક "સારો છે." "ખ" ને માટે કશું બોલતો નથી, છતાં અર્થાપત્તિ પ્રમાણથી એ વસ્તુ પોતાની મેળે સિદ્ધ થઇ જાય છે કે "ખ" સારો બાળક નથી. જો "ખ" સારો બાળક હોત તો "ક" સારો છે, એમ ન કહીને "બન્ને સારા બાળકો છે" એમ કહેવામાં આવત. તેવી રીતે અહીં દેહ અને દેહી એ બે વસ્તુ સ્પષ્ટ રીતે બોલવામાં આવી છે. "દેહમાં રહેલો દેહી એટલે આત્મા અવધ્ય છે એમ કહેવાથી અર્થાપત્તિ પ્રમાણ વડે એ વસ્તુ સ્વતઃ સિદ્ધ થઈ જાય છે કે "દેહ વધ્ય છે" એટલે "અનિત્ય છે." આવી રીતે દેહને વધ્ય–અનિત્ય બતાવીને પછી એ કહેવું ઉચિત જ છે કે "તેથી હે અર્જુન શરીરો માટે તું શોક ન કર." ॥૩૦॥

અહીં સુધી દેહ અને દેહીના વધ્યત્વ, અવધ્યત્વ, નિત્યત્વ, અનિત્યત્વ આદિનો વિચાર થયો. એ વિચાર અમુક વર્ણ કે અમુક આશ્રમનેમાટે જ છે એવું નથી. સર્વસામાન્ય છે. દરેક વર્ણનો માણસ અને દરેક આશ્રમનો માણસ એ વિચારને અનુસરી શકે છે. હવે ભગવાન ખાસ અર્જુનનેમાટે જ આ નવું પ્રકરણ આરંભે છે.

**સ્વધર્મમપિ ચાવેક્ષ્ય ન વિકમ્પિતુમર્હસિ ।**
**ધર્મ્યાદ્ધિ યુદ્ધાચ્છ્રેયોઽન્યત્ક્ષત્રિયસ્ય ન વિદ્યતે ॥૩૧॥**

પદચ્છેદ

**સ્વધર્મમ્‌ અપિ ચ અવેક્ષ્ય ન વિકમ્પિતુમ્‌ અર્હસિ।**
**ધર્મ્યાત્‌ હિ યુદ્ધાત્‌ શ્રેયઃ અન્યત્‌ ક્ષત્રિયસ્ય ન વિદ્યતે॥૩૧॥**

**પદાર્થ**—**ચ**—અને. **સ્વધર્મમ્‌**—સ્વધર્મને. **અપિ**—પણ. **અવેક્ષ્ય**—વિચારીને. **વિકમ્પિતુમ્‌**—ધ્રુજવાને માટે. **ન, અર્હસિ**—તું યોગ્ય નથી. **હિ**—કેમકે. **ધર્મ્યાત્‌**—ધર્મયુક્ત. **યુદ્ધાત્‌**—યુદ્ધ કરતાં. **અન્યત્‌**—બીજું. **શ્રેયઃ**—કલ્યાણ સાધનારૂં. **ક્ષત્રિયસ્ય**—ક્ષત્રિયનેમાટે. **ન, વિદ્યતે**—નથી. ॥૩૧॥

**સ્પષ્ટાર્થ**—અર્જુન! પોતાના ધર્મ-ક્ષાત્રધર્મનો પણ વિચાર કરીને તારે આવી રીતે ધ્રુજવું જોઈએ નહિ. કેમકે ક્ષત્રિયને માટે ધર્મપૂર્ણ યુદ્ધ કરતાં બીજી કોઈ પણ વસ્તુ કલ્યાણ સાધનારી નથી. ॥૩૧॥

**ભાવાર્થ**—અર્જુન ક્ષત્રિય હતો. ક્ષત્રિયના ધર્મો ધર્મશાસ્ત્રોમાં આવી રીતે આલેખાયા છેઃ-

**સમોત્તમાધમૈ રાજા આહૂતઃ પાલયન્પ્રજાઃ।**
**ન નિવર્તેત સંગ્રામાત્‌ ક્ષાત્રં ધર્મ મનુસ્મરન્‌॥**

"પ્રજારક્ષણમાં તલ્લીન રાજાનો ધર્મ છે કે તેના સમાન અથવા તેનાથી ઉત્કૃષ્ટ અથવા તેનાથી અધમ કોઈપણ

પ્રતિપક્ષી યુદ્ધનેમાટે આમંત્રણ આપે–આહ્વાન કરે તો તે રાજાને સંગ્રામથી પાછું હઠવું ન જોઈએ.”

કેમકે રાજાને ઉદ્દેશીને કહ્યું છે કે:–

**સંગ્રામેષ્વનિવર્તિત્વં પ્રજાનાં ચૈવ પાલનમ્ ।**
**શુશ્રૂષા બ્રાહ્મણાનાં ચ રાજ્ઞઃ શ્રેયસ્કરં પરમ્ ॥**

“જે રાજા–જે ક્ષત્રિય સંગ્રામથી પાછો પડતો નથી, પ્રજાનું રક્ષણ કર્યા કરે છે અને બ્રાહ્મણોની સેવા કરે છે તેનું” આ સતૂકર્મથી પરમ કલ્યાણ થાય છે.”

એવું જ ભગવાન પોતે પણ કહેવાના છે. જેમકે:—

**શૌર્યં તેજો ધૃતિર્દાક્ષ્યં યુદ્ધે ચાપ્યપલાયનમ્ ।**
**દાનમીશ્વરભાવશ્ચ ક્ષાત્રં કર્મ સ્વભાવજમ્**(ગી.૧૮.૪૩)

“શૂરતા, તેજ, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાંથી નાસી ન જવું, દાન, ઈશ્વરભાવ, આટલા ક્ષત્રિયોના સ્વાભાવિક કર્મ છે.”

ભગવાન અર્જુનને ક્ષાત્રધર્મનું સ્મરણ કરાવે છે. શત્રુની સામે ક્ષત્રિય ભય ન પામી શકે. ધ્રુજી ન શકે.

ભગવાન આ યુદ્ધને ધર્મયુદ્ધ કહે છે. જો કે કોઈ પણ યુદ્ધ શુદ્ધ ધર્મયુદ્ધ ન હોઈ શકે. કેમકે યુદ્ધ

સદા ત્યારે જ થાય છે જ્યારે અન્યાય કે અધર્મ વચમાં પડે છે. આજ સુધી કોઇ પણ યુદ્ધ આવી રીતે આલેખાયું નથી કે જેમાં બન્ને પક્ષો ધર્મની રક્ષા કરી રહ્યા હોય. એમ તો બની શકે છે કે બન્ને પક્ષ એમ માને કે "હું ધર્મના માર્ગમાં છુ" "હું ધર્મની રક્ષા માટે લડું છુ" "મારા શત્રુઓ અન્યાયી છે" એવું બધું માની શકાય છે. પણ એજ વાકય બન્ને પક્ષવાળા બોલશે. ત્યારે ધર્મ ઉપર દૃઢ કોણ છે એનો વિચાર તટસ્થ માણસને શોધે છે. એવી રીતે કોઈ પણ યુદ્ધ ધર્મયુદ્ધ ન કહેવાય. પણ ભગવાને આ યુદ્ધને ધર્મ યુદ્ધ કહ્યું છે. તેનું કારણ એટલુંજ કે ભગવાન સર્વદર્શી છે. યથાર્થ જ્ઞાનવાન્ છે. તેઓ પૂર્ણતયા જાણી શકે છે કે ધર્મ કયા પક્ષમાં છે. એ પોતે જાણે છે કે પાંડવોનો પક્ષ ધર્મ ઉપર જ દૃઢ છે. તે લોકો અન્યાયવડે રાજ્ય લેવા ઇચ્છતા નથી. જ્યારે કૌરવપક્ષ અન્યાયથી આ રાજ્યને પચાવી લેવા ઇચ્છે છે. તેથી ભગવાન આ યુદ્ધને ધર્મયુદ્ધ કહે છે. તાત્પર્ય એ કે પાંડવપક્ષ ધર્મયુક્ત છે અને તેથી એ લોકોમાટે એ યુદ્ધ અવશ્ય ધર્મ્ય-યુદ્ધ છે. આ યુદ્ધના વિજયમાં ભગવાન ધર્મની રક્ષા જોઈ શકે છે.

આવું યુદ્ધ સર્વદા હિંસાપ્રધાન હોય છે. જેમાં છૂટથી માનવ–સંહાર હોઈ શકે છે તે યુદ્ધરૂપ કર્મ શ્રેયઃપ્રાપક કેવી રીતે હોઈ શકે એનો વિચાર કરવો જોઇએ.

ધર્મની રક્ષા કરવી જોઇએ, એટલું તો નિર્વિવાદ છે. વિવાદ કેવળ સાધનોમાં છે–અથવા યુદ્ધના પ્રકારમાં છે. દરેક વસ્તુ સમયને આભારી હોય છે. તે વખતે બધા યુદ્ધો હિંસક જ હોતાં. અહિંસક યુદ્ધની ભાવના જ તે સમયે પ્રકટી ન હતી. તેથી જે કાળનો જે સમાજ જે વસ્તુને કર્તવ્ય તરીકે સ્વીકારી લે છે તેનેમાટે તે વસ્તુ ધર્મ થઈ પડે છે. તે વખતે આ હિંસક—પદ્ધતિએ જ યુદ્ધ ખેલાતું હતું તેથી તે સમયનેમાટે તે સમયના લોકોની દૃષ્ટિમાં આ યોગ્ય જ હતું. હજારો વર્ષ પાછળની વસ્તુની વિવેચના આપણે આજે આજની દૃષ્ટિએ કરીશું તો કદાચ અન્યાય થએલો ગણાશે.

તે વખતે સ્વર્ગની પ્રાપ્તિ એ બહુમૂલ્ય વસ્તુ ગણાતી હતી. દરેકને માટે સ્વર્ગપ્રાપ્તિનો માર્ગ ઉઘાડો હતો. જે સ્વધર્મનું પાલન કરે તે સ્વર્ગે જાય. સ્વર્ગ જ શ્રેય મનાતું. તે સમયને લક્ષ્યમાં રાખીને, તે સમયની સામાજિક વ્યવસ્થાને લક્ષ્યમાં રાખીને ભગવાન આ યુદ્ધને **શ્રેયઃ** એટલે સ્વર્ગપ્રાપક બતાવી રહ્યા છે. ॥૩૧॥

ઉપરના શ્લોકમાં **શ્રેયઃ** કહેવાથી હજી ભગવાનને સંતોષ થતો નથી. માટે શ્રેયઃ શબ્દથી તેમનો શો અભિપ્રાય હતો તે સ્પષ્ટ કરવા સારૂ અને સ્વર્ગનું સ્પષ્ટ રીતે પ્રલોભન આપવા સારૂ બોલે છેઃ—

**યદૃચ્છયા ચોપપન્નં સ્વર્ગદ્વારમપાવૃતમ્‌ ।**
**સુખિનઃ ક્ષત્રિયાઃ પાર્થ લભન્તે યુદ્ધમીદૃશમ્‌ ॥૩૨॥**

પદચ્છેદ

**યદૃચ્છયા ચ ઉપપન્નં સ્વર્ગદ્વારમ્‌ અપાવૃતમ્‌ ।**
**સુખિનઃ ક્ષત્રિયાઃ પાર્થ લભન્તે યુદ્ધમ્‌ ઈદૃશમ્‌ ॥૩૨॥**

**પદાર્થ**-**ચ**-અને. **પાર્થ**—હે અર્જુન! **સુખિનઃ**-ભાગ્યશાળી. **ક્ષત્રિયાઃ**-ક્ષત્રિયો. **ઈદૃશમ્‌**-આવું. **યુદ્ધમ્‌**-યુદ્ધ. **લભન્તે**—પામે છે. કેવું યુદ્ધ? **યદૃચ્છયા**-પોતાની મેળે જ. **ઉપપન્નમ્‌**—જે પ્રાપ્ત થયું છે. **સ્વર્ગદ્વારમ્‌**—સ્વર્ગના દ્વારની પેઠે જે યુદ્ધ છે. **અપાવૃતમ્‌**—તે સ્વર્ગદ્વાર પણ ઉઘાડેલું છે. ॥૩૨॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! આ યુદ્ધ તો ઉઘાડેલું સ્વર્ગદ્વાર જેવું છે. તે પોતેજ આવીને પ્રાપ્ત થયું છે. આવા યુદ્ધને તો ભાગ્યશાળી જ ક્ષત્રિયો પામે છે. ॥૩૨॥

**ભાવાર્થ**—ક્ષત્રિયોનેમાટે મનુસ્મૃતિમાં કહેવામાં આવ્યું છે કે:—

**આહવેષુ મિથોઽન્યોન્યં જિઘાંસન્તો મહીક્ષિતઃ ।**
**યુધ્યમાનાઃ પરં શક્ત્યા સ્વર્ગં યાન્ત્યપરાઙ્‌મુખાઃ ॥**

"ક્ષત્રિયો યુદ્ધમાં એકબીજા ઉપર પ્રહાર કરે, એક-બીજાનું હનન કરે અને એવી રીતે જે ક્ષત્રિયો યુદ્ધભૂમિમાં

મરે છે તે સ્વર્ગે જાય છે." એ જ ક્ષત્રિયધર્મને ભગવાન પણ અહીં વર્ણવી રહ્યા છે. ભગવાન કહે છે, અર્જુન ! આ યુદ્ધ નથી આવ્યું પણ એ તો સાક્ષાત સ્વર્ગનું દ્વાર છે-સ્વર્ગનો દરવાજો છે. દરવાજો બંધ હોય તો ઉઘડાવતાં અને અંદર પ્રવેશ કરતાં વિલંબ થાય. આ દ્વાર તો **અપાવૃતમ્** ખુલ્લું છે. તરત જ સ્વર્ગમાં પ્રવેશ થશે. તું મરીશ તો તું સ્વર્ગમાં જઇશ. એ લોકો મરશે તો એ લોકો પણ સ્વર્ગમાં જ જશે. કેમકે એઓ પણ ક્ષત્રિય છે. એમ તો શાસ્ત્રો કહેતાં જ નથી કે ધર્માત્મા ક્ષત્રિયો જ સ્વર્ગમાં પ્રવેશ પામશે. શાસ્ત્રો તો એટલું જ કહે છે કે "જે ક્ષત્રિયો રણભૂમિમાં મૃત્યુ પામશે તે સ્વર્ગે જશે." ભગવાન પણ જે અહીં "**સ્વર્ગદ્વારમપાવૃતમ્**" બોલે છે તે પણ કેવળ અર્જુનને માટે જ નહિ, પણ બધા ક્ષત્રિયોને ઉદ્દેશીને જ બોલે છે. તેથી ભગવાન અર્જુનને વિશ્વાસ કરાવવા મથે છે કે એ લોકોનો વધ થવાથી એ કાંઈ દુઃખી થવાના નથી, પણ ક્ષત્રિય હોવાને લીધે એ બધા પણ સ્વર્ગમાં જ જશે. અને આવી રીતે તું એ લોકોને મારીને પણ સુખ અને આનંદ જ આપવાનો; દુ:ખ તો નહિ જ.

કદાચિત અહીં કોઈને શંકા થાય કે વેદો તો કહે છે કે—"**મા હિંસ્યાત્સર્વા ભૂતાનિ**" "**બ્રાહ્મણો ન હન્તવ્યઃ**" "કોઈપણ પ્રાણીનો વધ ન કરવો જોઇએ."

"બ્રાહ્મણનો વધ ન કરવો જોઈએ." અને આ યુદ્ધમાં તો માનવ શરીર જેવા મોઘાં શરીરોનો વધ થવાનો, સ્વજ્ઞાતિના લોકોનો જ વધ થવાનો, સગા સંબંધિઓનો પણ વધ થવાનો. અને દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વાત્થામા, એ બધા બ્રાહ્મણોનો પણ વધ થવાનો જ. એવી રીતે વેદ-વિરુદ્ધ આચરણ કરીને કોઈપણ માણસ સ્વર્ગની પ્રાપ્તિ કેમ કરી શકે? **"વેદપ્રણિહિતો ધર્મોઽધર્મસ્તદ્વિપર્યયઃ"** વેદમાં કરવામાટે જે કહ્યું હોય તે જ ધર્મ કહેવાય. બાકી તો બધાં અધર્મ જ હોય. તે અર્જુન વેદ-વિરુદ્ધ પ્રાણિ-વધ અને બ્રાહ્મણ-વધ કરીને સ્વર્ગ કેમ પામે?

એનું સમાધાન. **"સ્વર્ગકામો યજેત"** આ વાકયથી બે વસ્તુનું વિધાન થાય છે. પ્રાપ્યનું અને **પ્રાપકનું. પ્રાપ્ય** એટલે પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ. **પ્રાપક** એટલે તે વસ્તુની પ્રાપ્તિનું સાધન. સ્વર્ગ પ્રાપ્ય છે અને યજન એ પ્રાપક છે એટલે સ્વર્ગપ્રાપ્તિનું સાધન છે. યજ્ઞોમાં પણ હિંસા તો થતી જ હતી. છતાં સ્વર્ગની પ્રાપ્તિમાં એ હિંસા બાધક નથી બનતી એમ બધાય તે વખતના વિદ્વાનો માનતા હતા. **"ન વા ઉ એતન્મ્રિયસે ન રિષ્યસિ દેવાઁ ઇદેષિ પથિભિઃ સુગેભિઃ । યત્ર યન્તિ સુકૃતો નાપિ દુષ્કૃતસ્તત્ર ત્વા દેવઃ સવિતા દધાતુ ॥"** આ મન્ત્રને લોકો એમજ માનતા હતા કે

"એ મંત્ર યજ્ઞમાં હણાયેલા છાગાદિ પશુઓને ન-હણાએલા પ્રતિપાદન કરે છે."

જેવી રીતે યજ્ઞની હિંસા બાધક ન બનતી અને યાજકને સ્વર્ગ મળતો, એવી જ રીતે આ યુદ્ધ પણ એક યજ્ઞ છે. અથવા યુદ્ધ પણ સ્વર્ગનું એક સાધન છે. એ સાધન પણ શાસ્ત્રવિહિત જ છે. શાસ્ત્રવિહિત કર્મ કરવાથી કોઈપણ રીતે પાપ લાગી શકે નહિ. જો કે **અભિચાર-કર્મ** (મારણ-કર્મ) પણ શાસ્ત્રવિહિત છે અને એના કરનારને પ્રત્યવાય લાગે છે. એનું કારણ તો એ કે તે કર્મમાં સ્વાર્થ-ભાવના અને હિંસા-ભાવના પ્રધાનપદ ભોગવે છે. અંતઃકરણ મલિન થાય છે. માટે પ્રત્યવાય થાય છે. યુદ્ધ કર્મ તો એવું નથી. એ તો ક્ષત્રિયોનો સ્વાભાવિક ધર્મ છે. અહીં યુદ્ધ કરવું છે એ ભાવના પ્રબળ છે. અમુકને મારવું છે-અમુકનો વધ કરવો છે-એ ભાવના ગૌણ હોય છે. કેટલી વખત તો એ ભાવના હોતી પણ નથી. તેથી યુદ્ધભૂમિની હિંસા સ્વર્ગની પ્રાપ્તિનુ સાધન હોવાથી તે સ્વર્ગ પ્રાપ્તિનો વિઘાત કરી શકે નહિ.

કિંચ, આતતાયીનો વધ કરવાની તો શાસ્ત્રોએ છૂટ આપી છે. મનુએ કહ્યું છે કે—

**ગુરું વા બાલવૃદ્ધૌ વા બ્રાહ્મણં વા બહુશ્રુતમ્ ।**
**આતતાયિનમાયાન્તં હન્યાદેવાવિચારયન્ ॥**

**આતતાયિનમાયાન્તમપિ વેદાઙ્ગપારગમ્ ।**
**જિઘાંસન્તં જિઘાંસીયાન્ન તેન બ્રહ્મહા ભવેત્ ॥**
**નાતતાયિવધે દોષો હન્તુર્ભવતિ કશ્ચન ॥**

"આતતાયિયોના વધમાં તો વિચાર જ ન કરવો જોઈએ. ગુરુ હોય કે બાળક હોય કે વૃદ્ધ હોય, મહાન્ વિદ્વાન્ બ્રાહ્મણ પણ હોય, પણ જો એ બધા આતતાયી હોય તો તેમનો વધ કરવો જ જોઈએ. જે બ્રાહ્મણ કોઈને મારતો હોય અને એના બદલામાં તે પણ બ્રાહ્મણને મારે તો તે મારવાથી તે માણસ "બ્રહ્મઘાતી" કહેવાતો નથી. કેમકે આતતાયીના વધ કરનારને કંઈ પણ દોષ લાગતો જ નથી.',

એ પ્રશ્ન શાસ્ત્રીય છે તેથી આ મારો ઉત્તર પણ શાસ્ત્રીય પદ્ધતિએ જ છે. એટલે તત્-કાલીન શાસ્ત્રોને અનુસરીને છે. અને તે આજે પણ અમુક માણસને માટે જ અનુપયુક્ત છે. નહિ તો જગતનો માર્ગ એ શાસ્ત્રીય રીતિને અનુસરીને જ પ્રજાનેમાટે નિષ્કંટક બનાવી શકાય છે. આજે વીસ વર્ષથી ભારતવર્ષમાં અહિંસા-પ્રધાન યુગ પ્રવર્તી રહ્યો છે. તેમાં પણ આત્મ-રક્ષામાટે ગમે તે હિંસક ઉપાયો લેવાનેમાટે અમુક હદ સુધી છૂટ તો છે જ.

અહીં એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે બધી આજ્ઞાઓ ક્ષત્રિયોનેમાટે જ છે, અને તે યુદ્ધની સ્થિતિને-

માટે જ છે. બધાય વર્ણોનેમાટે નથી અને બધી સ્થિતિ-માટે પણ નથી. શાસ્ત્રનો ઉપયોગ શાસ્ત્રની આજ્ઞાને અનુસરીને જ થઇ શકે. માટે અયુક્ત રીતે બ્રાહ્મણનો વધ, કે વૃદ્ધ કિંવા બાળકનો વધ ન હોઈ શકે. ॥૩૨॥

આ યુદ્ધ ન કરવાથી તને પુણ્ય થવાનું નથી ઉલટું પાપ જ થશે, એમ સમજાવતાં ભગવાન બોલે છે:—

**અથ ચેત્ત્વમિમં ધર્મ્યં સંગ્રામં ન કરિષ્યસિ ।**
**તતઃ સ્વધર્મં કીર્તિં ચ હિત્વા પાપમવાપ્સ્યસિ॥૩૩॥**

પદચ્છેદ

**અથ ચેત્ ત્વમ્ ઇમં ધર્મ્યં સંગ્રામં ન કરિષ્યસિ ।**
**તતઃ સ્વધર્મં કીર્તિં ચ હિત્વા પાપમ્ અવાપ્સ્યસિ॥૩૩॥**

પદાર્થ—**અથ**—એથી ઉલટું. **ચેત્**—જો. **ત્વમ્**—તું. **ઇમમ્**—આ. **ધર્મ્યમ્**—ધર્મયુક્ત. **સંગ્રામમ્**—યુદ્ધને. **ન, કરિષ્યસિ**—નહિ કરીશ. **તતઃ**—તો તે સંગ્રામ ન કરવાથી. **સ્વધર્મમ્**—પોતાના ધર્મને. **ચ**—અને. **કીર્તિમ્**—કીર્તિને. **હિત્વા**—ત્યજીને. **પાપમ્**—પાપને. **અવાપ્સ્યસિ**—પામીશ. ॥૩૩॥

**સ્પષ્ટાર્થ**—જો તું એથી ઉલટું કરીશ એટલે આ ધર્મયુક્ત સંગ્રામને નહિ કરીશ તો તારા ધર્મ અને કીર્તિને મુકી દેવાથી તને પાપ જ લાગશે. ॥૩૩॥

**ભાવાર્થ**—આ શ્લોકમાં **પાપમ્** શબ્દ આવ્યો છે. તેનો વિચાર કરવો જોઈએ. ભગવાન કહે છે કે "સ્વધર્મ અને કીર્તિને જો તું ત્યજી દઇશ તો તને પાપ લાગશે." કર્તવ્યનું નામ ધર્મ છે. જે વર્ણને અથવા જે આશ્રમને પાળવાનેમાટે જે કર્મનું વિધાન થયું છે તે **કર્તવ્ય** કહેવાય છે. અને તે કર્તવ્ય જ ધર્મ થઇ જાય છે. **કર્તવ્યા-કરણ-કર્તવ્યનું ન કરવું, તે અધર્મના પ્રયોજક હોવાથી, અધર્મ થઇ પડે છે.** તેથી એ અંશ તો ઠીક જ છે કે "સ્વધર્મના ત્યાગથી તું પાપ પામીશ." પણ કીર્તિના ત્યાગથી પાપ કેવી રીતે થાય છે, તેનો વિચાર કરવો જોઇએ.

મને તો એમ લાગે છે કે આ શ્લોકનો પાઠ પહેલાં એવો હશે **"તતઃ સ્વધર્મકીર્તિં ચ હિત્વા પાપમવા-પ્સ્યસિ"** એટલે "જો તું આ યુદ્ધ નહિ કરીશ તો સ્વધર્મની—ક્ષત્રિયધર્મની જે કીર્તિ છે તેનો ત્યાગ કરીને પાપ પામીશ. એટલે સ્વધર્મની કીર્તિનો ત્યાગ ત્યારેજ થશે જ્યારે તે સ્વધર્મને નહિ પાળશે. રણમાંથી નાસી જશે. અને એવી રીતે નાસી જવાથી દુષ્ટોને દંડ અપાવી શકશે નહિ, તેથી પાપાચારની વૃદ્ધિ થશે. તેનું કારણ અર્જુન થશે. તેથી અર્જુનને પાપ લાગશે. એવો પાઠ મને ઉચિત જણાય છે. તેનું **"અકીર્તિં ચાપિ ભૂતાનિ"** આ આગલો શ્લોક પણ કારણ છે. કીર્તિનો ત્યાગ એટલે **અકીર્તિગ્રહણ**. એ અકીર્તિ-

ગ્રહણનું ફળ તો જ્યારે પાપપ્રાપ્તિ જ થઈ ગઈ તો એથી વધારે બીજું અનિષ્ટ ફળ કયું હોઈ શકે જેને માટે ફરીથી **અકીર્તિ**નું ફળ વર્ણવવું પડે? તેથી જો પૂર્વ શ્લોકમાં કીર્તિને જુદું નહિ રાખીએ તો આ આગલો શ્લોક બહુ સરસ રીતે સંગત થઈ જાય છે.

પણ જેમ અત્યારે પાઠ છે તેમ જ "**સ્વધર્મં કીર્તિં ચ**" આવી રીતે સ્વધર્મને અને કીર્તિને જુદા રાખીને વિચાર કરવો જોઇએ કે કીર્તિત્યાગથી પાપ કેવી રીતે થાય છે? જે ક્રિયાથી જે વસ્તુ પેદા થાય છે તેથી પ્રતિકૂળ ક્રિયાથી તે વસ્તુનો નાશ થાય છે. જેમ બે કપાલોના સંયોગથી ઘટ પેદા થાય છે અને બે કપાળોના વિયોગથી ઘટનો નાશ થાય છે. વિયોગ એ સંયોગથી ઉલટી ક્રિયા છે. એવી રીતે કીર્તિ સ્વધર્માચરણથી પ્રાપ્ત થાય છે. કીર્તિનો ત્યાગ કરવામાટે સ્વધર્મત્યાગ જ કરવો પડશે. એટલે કીર્તિત્યાગનું સાક્ષાત્ ફળ પાપ નથી પણ કીર્તિત્યાગ માટે સ્વધર્મત્યાગ અપેક્ષિત છે. અને જો સ્વધર્મત્યાગ થશે તો પાપ થશે. પણ અહીં એક ગોટાળો છે. કીર્તિહાનમાં સ્વધર્મત્યાગ એજ મૂળ કારણ છે. સ્વધર્મત્યાગ ન હોય તો કીર્તિ-ત્યાગ પણ ન હોઈ શકે. તેથી "**કીર્તિં ચ હિત્વા**" આ અંશ અસમંજસ જ રહી જાય છે. તેથી અહીં પાપનો અર્થ અધર્મ નહિ, પણ "દુઃખ" કરવો જોઇએ.

એવો અર્થ કરવાથી કોઈપણ જાતનો વિરોધ પેદા થતો નથી અને અર્થ સંગત થઈ જાય છે.

સ્વધર્મત્યાગનું ફળ અધર્મ પણ હોય છે અને ઐહિક દુઃખ પણ હોય છે. જો અત્યારે અર્જુન સ્વધર્મ ત્યજીને યુદ્ધથી નિવૃત્ત થાય તો પરિણામે ભીખ માંગવાનો જ સમય આવે. અને તેજ મોટું દુઃખ. તેથી સ્વધર્મત્યાગનું ફળ પણ દુઃખ. અને કીર્તિત્યાગનું ફળ પણ દુઃખ. તેતો ભગવાન આગળના શ્લોકમાં કહેવાના જ છે.

શ્રુતિની આજ્ઞા છે કે **"ધર્માન્ન પ્રમદિતવ્યમ્"** ધર્મમાં પ્રમાદ ન કરવો જોઈએ. પ્રમાદ કરવાથી શ્રુતિની આજ્ઞાનું ઉલ્લંઘન થશે અને તેથી દુઃખ થશે. એ વસ્તુને સમજાવવામાટે સ્વધર્મત્યાગનું દુષ્ટ પરિણામ ભગવાને અહીં બતાવી આપ્યું છે. ॥૩૩॥

અકીર્તિનો ભય દેખાડીને ભગવાન અર્જુનને યુદ્ધમાં પ્રવૃત્ત કરવા સારૂ બોલે છે–

**અકીર્તિં ચાપિ ભૂતાનિ કથયિષ્યન્તિ તેઽવ્યયામ્ ।**
**સંભાવિતસ્ય ચાકીર્તિર્મરણાદતિરિચ્યતે ॥૩૪॥**

પદચ્છેદ

**અકીર્તિં ચ અપિ ભૂતાનિ કથયિષ્યન્તિ તે અવ્યયામ્ ।**
**સંભાવિતસ્ય ચ અકીર્તિઃ મરણાત્ અતિરિચ્યતે ॥૩૪॥**

**પદાર્થ**–**ચ**–અને. **ભૂતાનિ**–મનુષ્યો અને દેવતાઓ. **તે**–તારી. **અવ્યયામ્**–અનંત કાલ સુધી રહેનારી. **અકીર્તિમ્**–અપકીર્તિને. **અપિ**–પણ. **કથયિષ્યન્તિ**–વર્ણન કરશે. **ચ**–અને. **સંભાવિતસ્ય**-જેની લોકોમાં પ્રતિષ્ઠા છે તેવાની. **અકીર્તિઃ**–અપકીર્તિ. **મરણાત્**-મૃત્યુ કરતાં. **અતિરિચ્યતે**–વધી જાય છે. ॥૩૪॥

**સ્પષ્ટાર્થ**–ધર્મત્યાગ કરવાથી લોકો તારી અપકીર્તિને જ્યાં ત્યાં વર્ણવશે. અને પ્રતિષ્ઠિત માણસની અપકીર્તિ મરણ કરતાં પણ આગળ વધી જાય છે. ॥૩૪॥

**ભાવાર્થ** '**ભૂતાનિ**' શબ્દ અહીં આવ્યો છે. તે શબ્દથી પ્રાણિમાત્રનું ગ્રહણ થાય છે. પણ અપકીર્તિ ગાવવાની યોગ્યતા પશુ-પક્ષી આદિમાં હોતી નથી. પોપટ, મેના, કાકાકૌઆ ઇત્યાદિ પક્ષિઓને કોઇ શત્રુ શિખવાડી દે તો તે પણ તે અપકીર્તિનું ગાન કરી શકે છે. પણ એ વસ્તુ અકિંચિત્કર છે. અહીં ભૂત શબ્દથી મનુષ્યો અને દેવોનુંજ ગ્રહણ કરવું જોઇએ.

"**અવ્યયામ્**" શબ્દનો અર્થ "યાવત્પ્રલયસ્થાયિની" છે. એટલે જ્યાં સુધી પ્રલય નહિ થઇ જાય ત્યાં સુધી કર્ણપરમ્પરાથી પ્રાપ્ત તારી આ અપકીર્તિકથાને લોકો જરૂર સ્મરણ કરતા જ રહેશે, એમ કહેવામાં ભગવાનનું તાત્પર્ય છે.

કદાચ અર્જુન એમ ધારી લે કે, ભલે લોકો મારી અપકીર્તિ કરે, તેથી મારું શું બગડવાનું છે. મ્હેં કયાં કાંઇ પાપ કર્યું છે? કયાં હું ભયથી રણપરાઙ્‌મુખ બનું છું? દયાપરવશ થઈને જ મારે આ કામ કરવું પડે છે. ભગવાન અર્જુનને આ વિચારમાંથી ઉગારી લેવામાટે કહે છે કે અપયશ તો મૃત્યુ કરતાં પણ વધારે દુઃખદ વસ્તુ છે. મરી જવું સારું પણ અપકીર્તિ મેળવવી કે તેનું સાંભળવું એ મહાન પુરુષથી ન બની શકે, એવું હોવું જોઈએ. બીજા ઠેકાણે પણ કહ્યું છે કેઃ–"**સતાં માને મ્લાને મરણમથવા દૂરસરણમ્**" મહાન પુરુષના માનમાં જો ખામી આવે તો તેને કાં તો મરી જવું જોઇએ કાં તો દેશ છોડીને એવી જગ્યા જવું જોઈએ જ્યાં કોઈ એને ઓળખી શકે નહિ. ॥૩૪॥

કઈ જાતની અકીર્તિ થશે તેનું દિગ્દર્શન ભગવાન કરાવે છેઃ–

**ભયાદ્રણાદુપરતં મંસ્યન્તે ત્વાં મહારથાઃ ।**
**યેષાં ચ ત્વં બહુમતો ભૂત્વા યાસ્યસિ લાઘવમ્‌ ॥૩૫**

પદચ્છેદ

**ભયાત્‌ રણાત્‌ ઉપરતં મંસ્યન્તે ત્વાં મહારથાઃ ।**
**યેષાં ચ ત્વં બહુમતઃ ભૂત્વા યાસ્યસિ લાઘવમ્‌ ॥૩૫॥**

**પદાર્થ-મહારથાઃ**-મહારથીઓ. **ત્વામ્**-તને. **ભયાત્**-ભયથી. **રણાત્**-યુદ્ધથી. **ઉપરતમ્**-ઉપરત થયેલો. **મંસ્યન્તે**-માનશે. **ચ**-અને. **યેષામ્**-જે લોકોનો. **ત્વમ્**-તું. **બહુમતઃ**-બહુ આદરણીય હતો (તેમનીજ દૃષ્ટિમાં) **ભૂત્વા**-આદૃત થઈને પછી હવે. **લાઘવમ્**-લઘુતાને. **યાસ્યસિ**-પામીશ. ॥૩૫॥

**સ્પષ્ટાર્થ**—મહારથિયો તને ભયને લીધે જ યુદ્ધમાંથી ઉપરત થએલો માનશે. અને જે લોકો તને માનની દૃષ્ટિથી જોતા હતા, તેમની જ દૃષ્ટિમાં તું-પહેલાં માનીતો થઇને પણ હવે પછી-લઘુતા પામીશ-અપમાનિત થઈશ ॥૩૫॥

**ભાવાર્થ**--કદાચ તું એમ માનતો હોય અર્જુન ! કે, તારી ભાવનાનો બધા આદર કરશે અને તારા હૃદયને ઓળખવાનો એ લોકો પ્રયાસ કરશે, તો એ વાત અસંભવિત છે. આ યુદ્ધમાં જે મહારથીઓ ભેગા થયા છે તે તો ઘણા ભાગે મદોન્મત્ત જ છે. તે લોકોને પોતાના બળનો ભારે ગર્વ છે. તે તો એમજ સમજશે કે અર્જુન રથ લઈને યુદ્ધભૂમિની વચમાં આવ્યો. બધાને જોયા. અમને બધાયને જોઈને તે ભયભીત બન્યો અને યુદ્ધમાંથી ખસી ગયો. આવી રીતે લોકો તને **રણભીરુ** કહેશે અને માનશે. એ તો ખળ લોકોની વાત થઈ. પણ આપણે આ ખળરાજોને મુકી દઈએ. અને તે લોકોનો વિચાર કરીએ કે જે તને ભારે માન આપે છે.

આજે જો તું યુદ્ધમાંથી ચાલ્યો જઇશ તો તારા પ્રશંસકોનું માથું નીચું થઈ જશે. તને શૂર-વીર સમજીનેજ તારી સાથે આ બધા **મહારથિયો** અને **અતિરથિયો** જોડાયા છે. તારી આ મનોદશાને જ્યારે એ લોકો જોશે, જાણશે, ત્યારે તેઓ પણ તારૂં અપમાન જ કરવાના. રણમાંથી હથિઆર મુકીને ચાલી જવું, એ તો કોઈ પણ માની ક્ષત્રિયને ન ગમે.

એવી રીતે ભગવાને આ શ્લોકવડે અકીર્તિના બે સ્વરૂપો વર્ણવ્યાં--૧. બધા મહારથિયો તને ભયથીજ પલાયન કરી ગએલો માનશે અને ૨-તારા પ્રશંસકો-તારા માન કરનારાઓ પણ તારૂં અપમાન કરશે-તેમની દૃષ્ટિમાં તું હલકો થઈ જઈશ. ॥૩૫॥

ફરીથી અકીર્તિના સ્વરૂપનેજ વર્ણવવા ભગવાન બોલે છેઃ—

**અવાચ્યવાદાંશ્ચ બહૂન્વદિષ્યન્તિ તવાહિતાઃ ।**
**નિન્દન્તસ્તવ સામર્થ્યં તતો દુઃખતરં નુ કિમ્‌ ॥૩૬॥**

પદચ્છેદ

**અવાચ્યવાદાન્‌ ચ બહૂન્‌ વદિષ્યન્તિ તવ અહિતાઃ ।**
**નિન્દન્તઃ તવ સામર્થ્યં તતઃ દુઃખતરં નુ કિમ્‌ ॥૩૬॥**

**પદાર્થ**-**ચ**-અને. **તવ**-તારા. **અહિતાઃ**-હિત ન ચાહનારા-શત્રુઓ. **તવ**-તારા. **સામર્થ્યમ્‌**-સામર્થ્યની. **નિન્દન્તઃ**-નિંદા કરતાં; **બહૂન્‌**-ઘણા ય. **અવાચ્યવાદાન્‌**-ન બોલવા

જેવા પણ શબ્દો–વાકયો. **વદિષ્યન્તિ**–બોલશે. **તત**:– તેના કરતાં. **દુઃખતરમ્**–વધારે દુઃખ. **કિમ્, નુ**– શું હોઈ શકે ? ॥૩૬॥

**સ્પષ્ટાર્થ**–તારા શત્રુઓ તારા સામર્થ્યની નિન્દા કરશે. તારે માટે એવા એવા શબ્દો વાપરશે કે જે ન વાપરવા જોઈએ, એટલે શત્રુઓ તને ગાળો કાઢશે. અને જ્યારે એવું થશે તો એના કરતાં વધારે દુઃખ કયું થઈ શકે વારૂં ? ॥૩૬॥

**ભાવાર્થ**–બીજી અકીર્તિ શું થશે તે ભગવાન બતાવે છે કે તારા શત્રુઓ તારી શક્તિની નિંદા કરશે. એટલુંજ નહિ, પણ તેઓ તને એવા એવા શબ્દો વાપરશે કે જે તેં કોઈ દિવસે સાંભળ્યા ન હોય.

આજે તો આખા જગતમાં તારો યશ ગવાય છે. લોકો કહે છે કે અર્જુન જેવો વીર આજે ધરાતલ ઉપર નથી. તને લોકો મહાવીર, મહારથી, ધીર અને વિજયી માને છે. એ તારી શક્તિનો તારા શત્રુઓ હવે ઉપહાસ કરશે. તને લોકો યુદ્ધભીરુ કહેશે. નપુંસક કહેશે. અક્ષત્રિય કહેશે. અને ન જાણે બીજું શું શું કહેશે. અને જ્યારે એવું બનશે ત્યારે અર્જુન એથી વધારે દુઃખ કયું બીજું હોઇ શકશે ? ॥૩૬॥

આ યુદ્ધમાં જો તું મરી જઈશ તો પણ અને જો તું જીતી જઈશ તો પણ, બન્ને રીતે તને લાભ છે એ ભગવાન કહે છે–

**હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્ ।**
**તસ્માદુત્તિષ્ઠ કૌન્તેય યુદ્ધાય કૃતનિશ્ચયઃ ॥૩૭॥**

પદચ્છેદ

**હતઃ વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્ ।**
**તસ્માત્ ઉત્તિષ્ઠ કૌન્તેય યુદ્ધાય કૃતનિશ્ચયઃ ॥૩૭॥**

**પદાર્થ**–**વા**–જો. **હતઃ**–તું આ યુદ્ધમાં હણાઈ જઈશ તો. **સ્વર્ગમ્**–સ્વર્ગને. **પ્રાપ્સ્યસિ**–પામીશ. **વા**–અને. **જીત્વા**–શત્રુઓને જીતીને. **મહીમ્**–આખી પૃથ્વીનો. **ભોક્ષ્યસે**–ભોગ કરીશ. **તસ્માત્**–તેથી. **કૌન્તેય**–હે કુન્તીપુત્ર અર્જુન! **યુદ્ધાય**–યુદ્ધને માટે. **કૃતનિશ્ચયઃ**–નિશ્ચયવાલા થઈને. **ઉત્તિષ્ઠ**–ઉભો થા. ॥૩૭॥

**સ્પષ્ટાર્થ**–જો આ યુદ્ધમાં તું માર્યો જઈશ તો તને સ્વર્ગ મળશે. અને જો તું વિજયી થઈશ તો આખી વસુંધરાનો ભોગ કરીશ. માટે યુદ્ધનો નિશ્ચય કરીને હે અર્જુન! તું ઉભો થઈ જા. ॥૩૭॥

**ભાવાર્થ**–અર્જુને ભગવાનને કહ્યું હતું કે "ભીષ્મ અને દ્રોણ આ બન્ને મારા પૂજ્ય છે એમની સાથે હું યુદ્ધ કેમ કરીશ?" [ગી. ૨. ૪. ] "ગુરુઓને મારી નાખું અને પૃથ્વીનો હું ભોગ કરૂં, એના કરતાં તો ભીખ માગીને જીવવું સારૂં છે, એમનો વધ કરવો સારૂં

નથી." (ગી. ૨. ૫.) "હું નથી જાણી શકતો કે આ યુદ્ધમાં વિજય કોનો થશે–આપણો કે શત્રુઓનો!" "જેને મારીને હું જીવવા ઇચ્છતો નથી તેજ બધા ધૃતરાષ્ટ્રના પુત્રો અહીં મરવા મોખરે ઉભા છે." (ગી. ૨, ૬) "સમસ્ત પૃથ્વીનું શત્રુવગરનું રાજ્ય મને મળો, અથવા દેવલોકનું પણ રાજ્ય મને મળો, પણ હું કોઈ વસ્તુને એવી નથી સમજતો જેથી કે મારો શોક નાશ પામે." (ગી. ૨. ૮.)

ભગવાને અર્જુનની બધી વાતોનો જવાબ આપી દીધો છે. ભીષ્મ અને દ્રોણની સામે યુદ્ધ ન કરવાની વાતનો જવાબ "**સ્વધર્મમપિ**". (ગી. ૨–૩૧) આ શ્લોક વડે આપી દીધો છે. યુદ્ધમાં આ વિચાર ન હોઈ શકે કે કોની સાથે યુદ્ધ કરવું જોઇએ અને કોની સાથે નહિ. ક્ષત્રિયધર્મના સ્મરણ કરાવીને ભગવાને **અર્જુનની** આ ધર્મભીરુતાનો નાશ કરવા પ્રયત્ન કર્યો છે.

ભીખ માંગીને ખાઇને જીવવાની નિન્દ્યપ્રવૃત્તિનો જવાબ પણ એજ "**સ્વધર્મમપિ**" શ્લોક વડે આપી દીધો છે. તું ક્ષત્રિય છે. ક્ષત્રિયનો ધર્મ ભીખ માંગવાનો ન હોય. તે સમયે શાસ્ત્રીયમર્યાદા લગભગ ઠીક ઠીક પળાતી હતી. તે સમયે બ્રાહ્મણ સિવાય બીજા ક્ષત્રિયાદિને સંન્યાસનો અધિકાર પ્રાપ્ત ન હતો. સંન્યાસ આશ્રમમાં

પ્રવેશ કર્યા સિવાય ભિક્ષાન્નવડે ન જીવી શકાય. તે અર્જુન-માટે દુર્લભ વસ્તુ હતી.

"કોનો વિજય થશે" એ શંકાનું નિરાકરણ ભગવાને આ પ્રસ્તુત શ્લોક વડે કર્યું છે. કોનો વિજય થશે, એ શંકા જ નિરર્થક છે. અર્જુન! જય અને પરાજય બન્નેમાં તને લાભ જ છે. પરાજયમાં ધર્મની પ્રાપ્તિ અને વિજયમાં સાર્વભૌમસત્તાની પ્રાપ્તિ.

ધૃતરાષ્ટ્રના પુત્રોને ન મારવાની ઇચ્છાનું નિરાકરણ પણ **"સ્વધર્મમપિ"** એજ શ્લોક વડે કરવામાં આવ્યું છે.

"સમસ્ત પૃથ્વીનું અને સ્વર્ગનું રાજ્ય પામીને પણ મારો શોક દૂર થઇ શકે નહિ" અર્જુનની આ વાતનો જવાબ **"હતો વા૦"** એજ પ્રસ્તુત શ્લોક વડે આપવામાં આવ્યો છે. પૃથ્વીના ભોગથી તારો શોક જરૂર દૂર થશે, એમ ભગવાને આ શ્લોક વડે ભવિષ્યવાણી કરી છે. અર્જુન અત્યારે તો દયાપરવશ થઇને ગભરાઈ ગયો છે. તેથી જ વિજય પછીની પરિસ્થિતિને વિચારી શકતો નથી. સર્વદર્શી ભગવાન તે સ્થિતિને પ્રત્યક્ષ જોઈ રહ્યા છે. જય મેળવ્યા સિવાય, આતતાયિયોનો વધ કર્યા સિવાય એ અન્યાય અને અનીતિનો નાશ ન કરી શકાય. જ્યારે દુર્જનોનો વધ થઈ રહેશે ત્યારે જરૂર જ પાંડવોના આત્માને શાંતિ

મળશે. તે વખતે વ્યાકુળતા નહિ રહેશે. શાંતિનું સામ્રાજ્ય હશે. અને અર્જુનને અત્યારે હેરાન કરનાર શોક તે સમયે અદૃશ્ય થયેલો હશે.

અહીં એક ખાસ વસ્તુ છે જેની તરફ ધ્યાન અવશ્ય જવું જોઈએ. આ શ્લોકમાં ગીતાકાલમાં ક્ષત્રિયધર્મનું કયું સ્વરૂપ હતું તેનું સ્પષ્ટ ચિત્ર જોવામાં આવે છે. **'હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્'** આ પૂર્વાર્ધમાં **"હતઃ"** અને **"જિત્વા"** એ બે પદો તે સમયની સ્થિતિને બતાવી રહ્યાં છે. એ બન્ને શબ્દો વિચિત્ર રીતે વપરાયેલા છે. અર્જુનની શંકા તો એ હતી કે "હું જીતીશ કે એ લોકો મને જીતશે?" જવાબમાં ભગવાનને કહેવું જોઈએ કે "જો એ લોકો તને જીતશે તો તું સ્વર્ગે જઈશ. તું જીતીશ તો પૃથ્વી-ભોગ કરીશ" પણ ભગવાન તેમ ન બોલીને "તું મરીશ તો સ્વર્ગે જઈશ" એમ બોલે છે. એનું રહસ્ય એ છે કે ક્ષત્રિયનો પરાજય મૃત્યુ પહેલાં હોઈ શકતો જ નથી. આખી સેના કપાઈ જાય અને ક્ષત્રિય એકલો રહી જાય તોપણ તે આત્મસમર્પણ કરી શકે નહિ. યુદ્ધ કરતાં કરતાં રણાંગણમાં જ અંતિમ શ્વાસ તે છોડી શકે. તેને માટે **"હતઃ"** શબ્દનો પ્રયોગ થયો છે.

ભગવાનનું તાત્પર્ય એ છે કે જો તું જીતીશ તો તો રાજ્ય કરીશ. અને જો એ લોકો તને જીતશે તો

તારૂં શું થશે, એ વસ્તુ બીજી રીતે વિચારી શકાય જ નહિ. કેમકે યુદ્ધમાં તારો અથવા કોઈપણ ક્ષત્રિયનો પરાજય મૃત્યુ સિવાય બીજી રીતે હોઇ શકે જ નહિ. તેથી "એ મને જીતશે તો શું થશે?" એનો જવાબ એ કે તારા મૃત્યુ પહેલાં તારો પરાજય હોઈ શકે જ નહિ. યુદ્ધમાં માર્યો જઈશ ત્યારે જ પરાજય. અને એવો પરાજય તો સ્વર્ગમાં જરૂર પહોંચાડશે. એ છે તે સમયની ક્ષત્રિયભાવનાનો અને ક્ષત્રિય મર્યાદાનો ભવ્ય ઇતિહાસ. ॥૩૭॥

અર્જુનને જે પાપનો ભય લાગી રહ્યો છે તેને દૂર કરવાનો ઉપાયતરીકે ભગવાન આ સાંખ્ય શ્લોક ઉચ્ચારે છેઃ-

**સુખદુઃખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ ।**
**તતો યુદ્ધાય યુજ્યસ્વ નૈવં પાપમવાપ્સ્યસિ ॥૩૮॥**

પદચ્છેદ

**સુખદુઃખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ ।**
**તતઃ યુદ્ધાય યુજ્યસ્વ ન એવં પાપમ્ અવાપ્સ્યસિ॥૩૮॥**

**પદાર્થ**-**સુખદુઃખે**-સુખ અને દુઃખને. **સમે**-સમાન. **કૃત્વા**-કરીને. **લાભાલાભૌ**-લાભ અને હાનિને. **જયાજયૌ**-જય અને પરાજયને. (સમાન કરીને) **તતઃ**-ત્યાર પછી. **યુદ્ધાય**-યુદ્ધનેમાટે. **યુજ્યસ્વ**-તૈયાર થા. **એવમ્**-આમ

કરવાથી. **પાપમ્**-પાપને. **ન, અવાપ્સ્યસિ**-તું નહિ પામીશ. ॥૩૮॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! જો તું સુખ અને દુ:ખને લાભ અને હાનિને, તેમજ જય અને પરાજયને સમાન માની લઇશ અને એમ માન્યા પછીજ જો તું યુદ્ધને માટે તૈયારી કરીશ તો તને પાપ લાગવાનું નથી. ॥૩૮॥

**ભાવાર્થ**—આ શ્લોકમાં „**પાપ**" શબ્દ આવ્યો છે. ભગવાને કહ્યું કે જો તું સુખ-દુ:ખ, લાભ-હાનિ, જય અને પરાજયને સમાન સમજીશ તો તને પાપ નહિ લાગશે. અહીં પાપ શબ્દનો શો આશય છે? અહીં "**ન, પાપમ્, અવાપ્સ્યસિ**" એમ કહેવાથી એ તો સ્પષ્ટ જણાય છે કે જો અર્જુન સુખ દુ:ખ આદિને સમાન માને નહિ તો યુદ્ધમાં તેને પાપ લાગશેજ. પણ જો સમતા જાળવી રાખે તો તેને પાપ નહિ લાગે. એવું ક્યું પાપ છે કે જે સમતા રાખવાથી જીવને નહી વળગે અને સમતા ન રાખવાથી વળગે? એનો વિચાર કરીએ.

શાસ્ત્રવિહિત કર્મ પુણ્ય કર્મ કહેવાય છે. એને કરવાથી પુણ્ય થાય છે. જેનું ફળ સ્વર્ગાદિ છે. શાસ્ત્રનિષિદ્ધ કર્મ પાપ કર્મ કહેવાય છે. એને કરવાથી પાપ થાય છે. જેનું ફળ નરક આદિ છે. એ પાપ અને પુણ્ય વાસ્તવિકમાં અંતઃકરણની વૃત્તિનું પરિણામ હોવું જોઈએ. અંતઃકરણ જો પાપરૂપમાં પરિણમે તો પાપ થાય છે અને

પુણ્યરૂપમાં જો પરિણમે તો પુણ્ય થાય છે. ગોમેધયજ્ઞમાં ગોવધ કરવાથી લોકો પાપ ન માનતા હતા. તેથી તેમને પાપ ન લાગતું હતું. એટલે તેમના અંતઃકરણમાં "હું પાપ કરૂં છું" એવી ભાવના ન હોવાથી અંતઃકરણની વૃત્તિ પાપરૂપમાં પરિણમતી ન હતી. તેથી અંતઃકરણમાં મલિનતા ન આવતી. એ ગોવધને લોકો પુણ્ય માનતા તેથી અંતઃકરણની વૃત્તિ પુણ્યરૂપે જ પરિણમતી. તેથી તેઓ પવિત્રાત્મા જ પોતાને માનતા અને તે સમયની પ્રજા પણ તેમને પવિત્રાત્મા જ માનતી. વૃત્તિને પાપરૂપમાં અથવા પુણ્યરૂપમાં પરિણમવા માટે સંસ્કારની જરૂર છે. જે વસ્તુનેમાટે જેવો સંસ્કાર હોય છે તે વસ્તુમાટે તેજ પ્રકારનો વૃત્તિપરિણામ થાય છે. રજ્જુને જોઇને સર્પનો સંસ્કાર જાગૃત થાય છે અને તેથી અંતઃકરણ તરત જ સર્પાકાર બની જાય છે. એવી રીતે ગોવધ યજ્ઞકાળમાં પુણ્યકર્મ મનાતું તેથી વૃત્તિ પુણ્યરૂપે જ પરિણમતી.

અહીં ભગવાન એજ તત્ત્વ સમજાવવા ઇચ્છે છે. જો અર્જુનની બુદ્ધિમાં આ વાત આવી જાય કે મારે વડીલોનો કે બ્રાહ્મણોનો વધ કરીને રાજ્ય મેળવીને સુખી થવું છે તો જરૂર તે પાપને પામશે. કેમકે તે "બ્રાહ્મણવધ પાપ છે" એમ જાણીને પણ સ્વાર્થને લીધે પાપકર્મમાં પ્રવૃત્ત થાય. તેથી તે કર્મમાં એને પાપ જ ભાસશે અને

અંતઃકરણ પાપરૂપે પરિણમશે. અન્યાય કરીને પણ, અનીતિ આચરીને પણ મારે લાભ અને જય મેળવવા છે એ વાસનાથી જો અર્જુન યુદ્ધ કરે અને બ્રાહ્મણોને કે બીજા અવધ્ય મનાતા લોકોને મારે તો જરૂર તેની અંતઃકરણવૃત્તિ પાપરૂપે પરિણમે અને તેને પાપ વળગે. જો અર્જુન એમ સમજી જાય કે મારે સુખી થવાને માટે, કે કોઈ લાભ મેળવવા માટે કે વિજય મેળવવા માટે યુદ્ધ નથી કરવું પણ એ મારો ધર્મ છે, મારૂં કર્તવ્ય છે એટલે જ મારે આ યુદ્ધ કરવું જોઈએ, તો તેના અંતઃકરણની વૃત્તિ પાપરૂપે પરિણમી શકે નહિ, પુણ્યરૂપે જ પરિણામ પામે, અને તેથી તેને પાપ ન જ લાગે. એ તત્ત્વ બહુ ગહન છે. જલ્દી સમજાય તેમ નથી. માણસ અવળે રસ્તે પણ જઈ શકે છે. કેટલાક પાપીઓને દુરાચાર પણ સત્કર્મજ ભાસે છે. તેઓ કહે છે કે આ કર્મ મ્હેં બીજાને સંતોષવા માટેજ કરેલ છે તેથી મ્હેં કંઈ પાપ કર્યું નથી. એમ ઘણાય નાલાયકો કહેતાં અને કરતાં આપણી સમક્ષ જીવે છે. માટે દરેક વસ્તુને શાંતિ, વૈરાગ્ય અને વિવેક સાથે વિચારવો જોઈએ. એના વગર કોઈપણ વિચાર આપણને સુમાર્ગ આપી શકે નહિ. ॥૩૮॥

**એષા તેડભિહિતા સાંખ્યે બુદ્ધિર્યોગે ત્વિમાં શૃણુ ।**
**બુદ્ધયા યુક્તો યયા પાર્થ કર્મબન્ધં પ્રહાસ્યસિ ॥૩૯**

પદચ્છેદ

**એષા તે અભિહિતા સાંખ્યે બુદ્ધિઃ યોગે તુ ઇમાં શૃણુ।**
**બુદ્ધયા યુક્તઃ યયા પાર્થ કર્મબન્ધં પ્રહાસ્યસિ॥૩૯॥**

**પદાર્થ—એષા**-આ. **બુદ્ધિ**-ઉપદેશ. **તે**-તારેમાટે. **સાંખ્યે**-સાંખ્યમતાનુસાર. **અભિહિતા**-મેં કહ્યો છે. **યોગે**—યોગમતાનુસાર. **તુ**—તો. **ઈમામ્**—આ (બુદ્ધિને) ઉપદેશને. **શૃણુ**—તું સાંભળ. **પાર્થ**—હે અર્જુન ! **યયા**—જે. **બુદ્ધયા**—બુદ્ધિ વડે. **યુક્તઃ**—જોડાએલો તું. **કર્મબન્ધં**—કર્મોના બંધનોને. **પ્રહાસ્યસિ**-છોડી દઈશ.

**સ્પષ્ટાર્થ**-હે અર્જુન આ શ્લોકથી, સાંખ્ય શાસ્ત્રમાં જે જ્ઞાન-જે ઉપદેશ કરવામાં આવેલ છે તે ઉપદેશ મેં તને કરેલ. અને હવે યોગમાં જે પ્રમાણે ઉપદેશ કરવામાં આવ્યો છે તેને તું સાંભળ. જે ઉપદેશથી યુક્ત થઈને તું કર્મબન્ધનથી મુક્ત થઈ જઈશ. ॥૩૯॥

**ભાવાર્થ**—આ ભાવાર્થ લખતાં પહેલાં આપણે એક આ શ્લોક બોલીને ભગવાનની પ્રાર્થના કરી લઈએઃ—

**"બુદ્ધિં દેહિ બલં દેહિ શ્રદ્ધાં દેહિ શ્રિયઃ પતે!**
**ભયં હર હર દ્વેષં સત્યે વર્ત્મનિ વર્તિતુમ્"**

એનો અર્થ પણ સમજી લઈએ. હે પ્રભો ! અમને બુદ્ધિ આપો, બલ આપો, શ્રદ્ધા આપો, અને ભયને

લઈ લ્યો, દ્વેષને પણ લઇ લ્યો. એ આપવું અને લેવું શા માટે? "સત્ય માર્ગમાં ચાલવા માટે". **તથાસ્તુ.**

આ શ્લોકમાં **સાંખ્ય** અને **યોગ** શબ્દ આવ્યા છે. બધાય ભાષ્યકારોએ **સાંખ્યનો** અર્થ **જ્ઞાન** અને **યોગનો** અર્થ **કર્મયોગ** કર્યો છે. આપણને આ બન્ને અર્થોની પરીક્ષા અને સમીક્ષામાં ઉતરવું પડશે. એ આપણે જાણીએ છીએ કે આ શ્રી ભગવદ્ગીતા મહાભારતનો જ એક ભાગ છે. મહાભારતનેમાટે જે કાંઇ કહેવાય તે આ ગીતાને પણ લાગુ પડ્યા વગર ન રહે. સંપૂર્ણ મહાભારતને જો કોઇ વાંચી જાય તો તે આ પરિણામ ઉપર જરૂર આવશે કે મહાભારતકાલમાં સાંખ્યમતનો ભારે પ્રચાર હતો. જે વસ્તુનો જે સમયે પુષ્કળ પ્રચાર હોય છે તેનો પ્રભાવ એટલો વ્યાપક હોય છે કે તત્કાલીન માનવસમાજના જરા જરાક વ્યવહાર ઉપર પણ તે જણાઇ આવે છે. એ એકદમ નૈસર્ગિક વસ્તુ છે. મહાભારતમાં સેંકડો સ્થાનમાં સાંખ્યમતનો ઉલ્લેખ થયો છે અને પ્રતિષ્ઠાપૂર્વક તેનો ઉલ્લેખ છે.

મહાભારતમાં જ્યાં જ્યાં સાંખ્યમતનું વર્ણન કરવામાં આવ્યું છે અથવા જ્યાં જ્યાં તેનો ઉલ્લેખ કરવાનો પ્રસંગ આવ્યો છે ત્યાં ત્યાં તે પ્રમુખસ્થાને છે. હું અહીં એક શ્લોક ટાંકું છું—

**સાંખ્યં યોગઃ પાંચરાત્રં વેદાઃ પાશુપતં તથા ।**
**જ્ઞાનાન્યેતાનિ રાજર્ષે વિદ્ધિ નાનામતાનિ વૈ ॥**

(म. शा. अ. ३४९)

એ શ્લોકથી એ જણાઈ આવે છે કે મહાભારત કાળમાં આટલાજ મુખ્ય મતો પ્રચલિત હતા. અહીં બધા મતોના નામો ગણાવતાં સાંખ્યનું નામ પ્રથમ જ આવ્યું છે. આ શ્લોકમાં **વેદાઃ**નો અર્થ વેદાંત કદાચિત્ હોય. અને જો એમજ હોય તો એ પણ સ્પષ્ટ છે કે મહાભારતકાળમાં વેદાંતમત હતો પણ ચોથે નંબરે હતો. તેનો પુષ્કળ પ્રચાર ન હતો. પુષ્કળ પ્રચાર સાંખ્યનો જ હતો. યોગમત સાંખ્યથી પણ પ્રાચીન છે એમ વિદ્વાનો સ્વીકારે છે. છતાં મહાભારતકાળમાં સાંખ્યમતની આગળ યોગ ઝાંખો પડ્યો હતો અને બીજે નંબરે મુકાઈ ગયો હતો. મહાભારતમાં વેદાંતમતની પ્રશંસા બહુ જ ઓછી મળે છે.

શાંતિપર્વમાં ૩૦૧ અધ્યાયના આરંભમાં યુધિષ્ઠિર ભીષ્મપિતામહને કહે છે કે–"**સાંખ્યે ત્વિદાનીં કાર્ત્સ્ન્યેન વિધિં પ્રબ્રૂહિ પૃચ્છતે**"

"હું આપને પુછું છું માટે સાંખ્યમાં જે વિધિ છે જે જ્ઞાન છે તે મને આપ કહો." ભીષ્મપિતામહના થોડા વચનો તે પ્રસંગના અહીં ધ્યાનમાં રાખવા યોગ્ય છે. તેઓ કહે છે કે :—

શૃણુ મે ત્વમિદં સૂક્ષ્મં સાંખ્યાનાં વિદિતાત્મનામ્।
વિહિતં યતિભિઃ સર્વૈઃ કપિલાદિભિરીશ્વરૈઃ ॥૩॥"

"પઞ્ચ દોષાન્પ્રભો દેહે પ્રવદન્તિ મનીષિણઃ।
માર્ગજ્ઞાઃ કાપિલાઃ સાંખ્યાઃ શૃણુ તાનરિસૂદન ॥૫૪॥"

"તમઃ શ્વભ્રનિભં દૃષ્ટ્વા વર્ષબુદ્બુદસંનિભમ્।
નાશપ્રાયં સુખાદ્ધીનં નાશોત્તરમિહાવશમ્ ॥૬૦॥

રજસ્તમસિ સંમગ્નં પંકે દ્વિપમિવાવશમ્।
સાંખ્યા રાજન્ મહાપ્રજ્ઞાસ્ત્યકત્વા સ્નેહં પ્રજાકૃતમ્॥૬૧॥

જ્ઞાનયોગેન સાંખ્યેન વ્યાપિના મહતા નૃપ।"

" — — — —.

છિત્વાશુ જ્ઞાનશસ્ત્રેણ તપોદંડેન ભારત। ॥૬૨॥"

"તતો દુઃખોદકં ઘોરં ચિંતાશોકમહાહ્રદમ્।

— — — ૬૪॥

મોક્ષદુર્લભવિષયં વડવાસુખસાગરમ્ ॥ ॥૭૧॥

તરન્તિ યતયઃ સિદ્ધાઃ જ્ઞાનયોગેન ભારત।
તીર્ત્વા ચ દુસ્તરં જન્મ વિશન્તિ વિમલં નભઃ॥૭૨॥
તતસ્તાન્સુકૃતીન્સાંખ્યાન્સૂર્યો વહતિ રશ્મિભિઃ॥૭૩॥

"તત્રાપિ તત્ત્વં પરમં શૃણુ સમ્યઙ્ મયેરિતમ્ ।'
બુદ્ધિશ્ચ પરમા યત્ર કાપિલાનાં મહાત્મનામ્ ॥૯૫॥

સાંખ્યા રાજન્મહાપ્રાજ્ઞા ગચ્છન્તિ પરમાં ગતિમ્ ।
જ્ઞાનેનાનેન કૌન્તેય તુલ્યં જ્ઞાનં ન વિન્દતે ॥૧૦૦॥

"અત્ર તે સંશયો મા ભૂત્ જ્ઞાનં સાંખ્યં પરં મતમ્॥૧૦૧॥

"શમશ્ચ દૃષ્ટઃ પરમં બલં ચ,
જ્ઞાનં ચ સૂક્ષ્મં ચ યથાવદુક્તમ્ ।
તપાંસિ સૂક્ષ્માણિ સુખાનિ ચૈવ,
સાંખ્યે યથાવદ્ વિહિતાનિ રાજન્ ॥૧૧૦॥"

"હિત્વા ચ દેહં પ્રવિશન્તિ દેવં,
દિવૌકસો દ્યામિવ પાર્થ સાંખ્યાઃ" ॥૧૧૩॥'

સાંખ્યં વિશાલં પરમં પુરાણં,
મહાર્ણવં વિમલમુદારકાન્તમ્ ।
કૃત્સ્નં ચ સાંખ્યં નૃપતે મહાત્મા,
નારાયણો ધારયતેઽપ્રમેયમ્ ॥૧૧॥"

આ બધા શ્લોકોમાં સાંખ્યની ભારે પ્રશંસા કરવામાં આવી છે. અને તે સાંખ્ય ટીકાકારોનું અભિમત **જ્ઞાન** નહિ પણ કપિલ મુનિ પ્રણીત શાસ્ત્ર જ અહીં વખણાય છે.

ભીષ્મ પિતામહે કહ્યું છે કે તે કાપિલ સાંખ્યલોકો પોતાના જ્ઞાનશસ્ત્રવડે અજ્ઞાનને કાપીને **દેવને** પ્રાપ્ત કરે છે એટલે મોક્ષ મેળવે છે. ભીષ્મપિતામહ કહે છે કે "સાંખ્યોના જ્ઞાન જેટલું સુંદર જ્ઞાન એકેય નથી." "હે યુધિષ્ઠિર ! તને આવી શંકા ન થવી જોઇએ કે સાંખ્ય જ્ઞાન શ્રેષ્ઠ જ્ઞાન ન હોઈ શકે." "સૂક્ષ્મ જ્ઞાન અને સૂક્ષ્મ તપો આ સાંખ્યશાસ્ત્રમાં વિહિત છે." "સાંખ્ય પરમ પ્રાચીન શાસ્ત્ર છે અને એ અપાર શાસ્ત્રને નારાયણ ધારણ કરે છે"

આવી રીતે એજ પર્વના ૩૦૫ અધ્યાયમાં પણ ભીષ્મ-પિતામહે કહ્યું છે કેઃ—

**"તસ્માત્ત્વં શૃણુ રાજેન્દ્ર યથૈતદનુદૃશ્યતે ।**
**યાથાતથ્યેન સાંખ્યેષુ યોગેષુ ચ મહાત્મસુ ॥૧૮॥**
**યદેવ યોગાઃ પશ્યન્તિ સાંખ્યૈસ્તદનુગમ્યતે ।**
**એકં સાંખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ બુદ્ધિમાન્॥૧૯॥"**

અહીં **સાંખ્ય** અને **યોગને** એક જ બતાવવામાં આવ્યું છે. એ બધા પ્રમાણો તો અત્યલ્પ છે. ઘણાય ઠેકાણે સાંખ્યશાસ્ત્રનું મહત્ત્વ વર્ણવવામાં આવ્યું છે. એટલું જે શાસ્ત્રનું મહત્ત્વ તે વખતે હોય તેનું નામ ગીતામાં ન હોય તે સંભવે જ નહિ. અને તે જ વખતના ગ્રંથમાં આવેલા **સાંખ્ય** શબ્દનો ફેરઅર્થ કરી નાખીએ

એ તો ભારે અન્યાય કહેવાય. એનું જ નામ **ધૂલિપ્રક્ષેપ** હોય છે. તેથી અહીં સાંખ્ય શબ્દનો અર્થ સાંખ્યશાસ્ત્ર છે—જ્ઞાન નહિ. અને સાંખ્યની સાથે જોડાએલું યોગશાસ્ત્ર જ અહીં યોગ શબ્દનો અર્થ છે—કર્મયોગ નહિ.

જો કે **સાંખ્ય** શબ્દનો અર્થ સાંખ્યશાસ્ત્ર કરીએ અથવા જ્ઞાન કરીએ, અહીં ફળમાં વિરોધ નથી, છતાં પક્ષપાતને લઇને એક સત્ય વસ્તુ ઉપર પડદો નાખવામાં આવ્યો છે, કેવળ તેનું ધ્યાન આપણને થાય એટલા માટેજ મ્હેં આ લાંબુ વિવેચન અહીં કર્યું છે.

ગીતામાં અનેક સ્થળે સાંખ્યશાસ્ત્રનો ઉલ્લેખ છે, જેમકે "**સાંખ્યયોગૌ પૃથગ્બાલાઃ પ્રવદન્તિ ન પણ્ડિતાઃ**" ( ગી૦૫-૪) "**જ્ઞાનયોગેન સાંખ્યાનામ્**" ( ગી૦ ૧૮ ) "**અન્યે સાંખ્યેન યોગેન**" ( ગી૦ ૧૩ ) "**સાંખ્યે કૃતાન્તે પ્રોક્તાનિ**" આ બધા ઠેકાણે સાંખ્યનો અર્થ સાંખ્યશાસ્ત્ર જ છે. વેદાંતશાસ્ત્રે સ્વીકારેલું જ્ઞાન નહિ.

અહીં કોઇને એક શંકા થઈ શકે છેઃ સાંખ્યશાસ્ત્ર મહાભારત કાળમાં વેદબાહ્ય શાસ્ત્ર ગણાતું હતું. તે વખતે તે શાસ્ત્ર નિરીશ્વરવાદી હતું. નિરીશ્વરવાદ વૈદિકવાદ નથી. એ નાસ્તિક શાસ્ત્રનું પ્રામાણ્ય ભગવાન સ્વીકારીને અર્જુનને ઉપદેશ કરી શકે કે કેમ ?

એનું સમાધાન, મહાભારતથી એમ જણાય છે ખરૂં કે સાંખ્યમત અવૈદિક મત હતો. વેદો સાથે એનો વિરોધ

પણ હતો. છતાં તે વખતે તેની પ્રતિષ્ઠા પુષ્કળ હતી એમાં જરા સંદેહ નહિ. મહાભારતમાં દરેક ઠેકાણે સાંખ્યનું વર્ણન બહુ આદર સાથે થયું છે. સર્વપ્રથમ તેનું નામ લેવાય છે. અવૈદિક હોવા છતાં તે કાળમાં એની જે પ્રતિષ્ઠા હતી તે તે સમયના વિદ્વાનોની ઉદારતાને આભારી છે. "અવૈદિક છે માટે એને નહિ માનવું જોઈએ" એવી અત્યંત હીન ભાવના તે લોકોમાં ન હતી. માટે ભગવાને ગીતામાં સ્વયં સાંખ્યના તત્ત્વોનું ઘણી સુંદર રીતે પ્રતિપાદન કર્યું છે.

આ શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે હવે હું તને યોગમત પ્રમાણે આ વિષયમાં ઉપદેશ કરૂં છું. તે બુદ્ધિને–તે ઉપદેશને જો તું અંગીકાર કરીશ તો કર્મબંધથી મુક્ત થઈ જઈશ. અહીં એક તાત્ત્વિક વિચાર છે. સાંખ્ય પ્રમાણે જે ઉપદેશ થયો તેનાથી કર્મબંધનું પ્રહાણ થઈ શકે કે નહિ? જો થઈ શકે તો એજ શબ્દો ત્યાં કેમ કહેવામાં ન આવ્યા? અને જો ન થઇ શકે તો કઈ વિશેષતાને લઇને ભગવાન યોગ–જ્ઞાનને માટે એટલું મહત્ત્વ આપે છે? સાંખ્યોપદેશ પ્રમાણે પણ જરૂર કર્મબંધ નાશ પામી શકે છે. નાશ પામે જ છે. તેમાં આત્માનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. સુખ—દુઃખ, લાભ–હાનિ, જય–પરાજયમાં સમતા રાખવાનો ઉપદેશ થયો છે. માટે એ બધી વસ્તુઓ કર્મબંધને જરૂર નાશ

કરી શકે તેમ છે. અને એને લીધેજ સાંખ્યોપદેશને–માટે પણ ત્યાં જ કહેવામાં આવ્યું છે કે: "આવી રીતે યુદ્ધ કરીશ તો તને પાપ નહિ લાગશે." (ગી. ૨. ૩૮.) **"નૈવં પાપમવાપ્સ્યસિ" "કર્મબન્ધં પ્રહાસ્યસિ"** આ બન્ને વાકયોમાં કેવળ શબ્દ રચનામાં જ અંતર છે. અર્થમાં જરા પણ અંતર નથી. તેથી આ બન્ને શાસ્ત્રો સમકક્ષ છે. અને એને લીધે જ આગળ ભગવાન કહેવાના છે કે "સાંખ્ય અને યોગને અજ્ઞાનિઓ પૃથક્ માને છે, પંડિતો નહિ" (ગી. ૫. ૪.) "સાંખ્ય અને યોગ આ બન્નેને જે એક સમાન જુએ છે તે જ ખરો જોનાર છે. (ગી. ૫. ૫.)

અહીં હવે યોગમત પ્રમાણે ઉપદેશ કરવાનો છે તેથી યોગમાર્ગનું માહાત્મ્ય વર્ણવવું ઉચિત માનીને **"બુદ્ધ્યા યુકતો યયા પાર્થ કર્મબન્ધં પ્રહાસ્યસિ"** ભગવાને કહ્યું છે. ॥૩૯॥

હવે ભગવાન નિષ્કામ કર્મયોગનું સમર્થન કરવા માટે યોગશાસ્ત્રનો એક શ્લોક અહીં પ્રમાણરૂપે મુકે છે.

**નેહાભિક્રમનાશોઽસ્તિ પ્રત્યવાયો ન વિદ્યતે ।**
**સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્ ॥૪૦॥**

પદચ્છેદ

**ન ઇહ અભિક્રમનાશઃ અસ્તિ પ્રત્યવાયઃ ન વિદ્યતે ।**
**સ્વલ્પમ્ અપિ અસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતઃ ભયાત્ ॥૪૦॥**

**પદાર્થ—ઇહ**–આ યુદ્ધમાં. **અભિક્રમનાશઃ**–શત્રુ ઉપર હુમલો કરવાથી નાશ. **ન,અસ્તિ**–નથી. **પ્રત્યવાયઃ**–પાપ–દોષ. **ન,વિદ્યતે**–નથી. **અસ્ય**–આ યુદ્ધરૂપ. **ધર્મસ્ય**–આચરણનો. **સ્વલ્પમ્**–થોડો. **અપિ**–પણ (ભાગ). **મહતઃ**–મોટા. **ભયાત્**–ભયમાંથી. **ત્રાયતે**–બચાવી લે છે. ॥૪૦॥

**સ્પષ્ટાર્થ**—આ યુદ્ધમાં શત્રુઓ સામે જો તું નિર્ભયપણાથી આક્રમણ કરે તો તેનાથી તારો નાશ ન હોઈ શકે. કેમકે તેમ કરવામાં એટલે શત્રુ ઉપર હુમલો કરવામાં પાપ નથી. આ યુદ્ધરૂપ ધર્મનો થોડો પણ ભાગ મોટા ભયમાંથી જીવને ઉગારી લે છે. ॥૪૦॥

**ભાવાર્થ**—આ શ્લોક ભગવાનનો નથી. એ તો તે સમયમાં પ્રચલિત યોગમતના કોઈ ગ્રન્થનો શ્લોક છે. જેવી રીતે ત્રીજા અધ્યાયમાં **"પુરોવાચ પ્રજાપતિઃ"** (ગી૦ ૩. ૧૦) "પ્રજાને પેદા કરીને પ્રજાપ્રતિએ એમ કહ્યું" એમ કહીને ત્યાંથી આરંભ કરીને ૧૫ મા શ્લોક સુધી કોઈપણ ગ્રંથમાંથી લઈને બ્રહ્માજીના વચનો–શ્લોકો બોલવામાં આવ્યા છે એવી રીતે આ શ્લોક પણ યોગના કોઈ ગ્રંથમાંથી લીધેલો છે.

ભાષ્યકારોને અને ટીકાકારોને તો સાંખ્ય અને યોગ પ્રત્યે તિરસ્કાર છે તેથી તેઓએ પક્ષપાતને લીધે અને સ્વ—સંમત સિદ્ધાંતને પ્રતિપાદન કરવાના હેતુથી

**અભિક્રમ** શબ્દના પ્રસિદ્ધ અર્થનો ત્યાગ કરીને "આરંભ" અર્થ કર્યો છે. અમરકોશમાં લખ્યું છે કેઃ— **"અહિતાન્ પ્રત્યભીતસ્ય રણે યાનમભિક્રમઃ"** અર્થાત્ યુદ્ધના સમયમાં શત્રુઓ ઉપર નિર્ભયરૂપે આક્રમણ કરવાને "અભિક્રમ" કહે છે. એજ અર્થ અહીં આ શ્લોકમાં ઘટે છે. આ શ્લોકમાં જે "ઈહ" શબ્દ આવ્યો છે તે ત્યાંના પ્રકરણમાં કોઇ કર્મને અનુસરીને જ લખાયો છે. તે અહીં પણ બંધ બેસતા હોવાથી ભગવાને એ શ્લોકને અહીં લીધો છે. આ શ્લોકનું તાત્પર્ય એ છે કેઃ યુદ્ધાદિમાં જો શત્રુઓ ઉપર આક્રમણ કરવામાં આવે તો તેથી કોઇપણ જાતનો નાશ એટલે પારલૌકિક દુઃખ હોતું નથી. કેમકે શત્રુઓ ઉપર આક્રમણ તે પાપરૂપ હોતું નથી. પાપ હોય તો જ નાશ થાય—પારલૌકિક દુઃખ—નરક આદિ ઉત્પન્ન થાય. આ ધર્મ તો એવો છે કે જો એનું થોડું પણ આચરણ કરવામાં આવે તો તે જીવને મોટા ભયમાંથી ઉગારી લે છે.

અર્જુનને ભય છે કે આ યુદ્ધમાં હિંસા થશે અને તેનાથી મારો પરલોક બગડશે. મારા પિતરોની પણ ખરાબ દશા થશે. મને પાપ લાગશે. એ ભયનું નિરાકરણ ભગવાને યોગમત પ્રમાણે આવી રીતે કરી દીધું. ભગવાન એમ કહેવા ઇચ્છે છે કે યોગમતમાં અહિંસા પ્રધાન વસ્તુ છે. તે મતમાં ઇંદ્રિયસંયમ અને અહિંસા મૂળ

તત્ત્વ છે. અહિંસક શાસ્ત્ર પણ યુદ્ધમાં આક્રમણને પાપ નથી માનતું ત્યારે તને પાપની શા માટે બીક લાગે છે?

હવે ભગવાન પોતાના શબ્દમાં ધર્મભાવે જો યુદ્ધ કરવામાં આવે તો શો લાભ થશે તેનું વર્ણન કરવા માટે બોલે છે—

**વ્યવસાયાત્મિકા બુદ્ધિરેકેહ કુરુનન્દન ।**
**બહુશાખા હ્યનન્તાશ્ચ બુદ્ધયોઽવ્યવસાયિનામ્ ॥૪૧॥**

પદચ્છેદ

**વ્યવસાયાત્મિકા બુદ્ધિઃ એકા ઇહ કુરુનન્દન ।**
**બહુશાખા હિ અનન્તાઃ ચ બુદ્ધયઃ અવ્યવસાયિનામ્ ॥૪૧॥**

**પદાર્થ**—**કુરુનન્દન**—કુરુઓને આનંદ આપનાર અર્જુન! **ઇહ**—આ ધર્મયુદ્ધમાં. **એકા**—એક. **વ્યવસાયાત્મિકા**—નિશ્ચયાત્મક. **બુદ્ધિઃ**—બુદ્ધિ છે. **અવ્યવસાયિનામ્**—અનિશ્ચિત મતિ, ગતિવાળા લોકોની. **બુદ્ધયઃ**—બુદ્ધિયો. **હિ**—ખરેખર. **બહુશાખાઃ**—ઘણી શાખાઓવાળી હોય છે. **ચ**—અને તેથીજ. **અનન્તાઃ**—અનંત હોય છે. ॥૪૧॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! આ યુદ્ધ નિષ્કામ કર્મ છે. કેમકે એ તારો સ્વાભાવિક ધર્મ છે. એ કર્મમાં એક જ નિશ્ચયાત્મક બુદ્ધિ છે. કેમકે બીજી કોઈ ભાવના જ અહીં

નથી. તેથી આ કર્મને કરવાથી તું વ્યવસાયી–નિશ્ચયી ગણાઈશ. જે લોકો અવ્યવસાયી–અનિશ્ચયી છે તેમની બુદ્ધિયોને ઘણી શાખાઓ હોય છે અને તેથી તે અનંત થઈ જાય છે. ॥૪૧॥

**ભાવાર્થ**—આ યુદ્ધને ભગવાને સાંખ્યમત પ્રમાણે નિષ્કામ કર્મ બતાવ્યું છે. યોગની પણ તેમાં સાક્ષી પૂરવામાં આવી છે. તેથી આ યુદ્ધ નિષ્કામ કર્મ છે અને નિષ્કામ કર્મ એ યુદ્ધ ત્યારે જ છે જ્યારે સુખ-દુઃખ, લાભાલાભ, જય પરાજય આદિનો વિચાર કર્યા વગર લડી શકાય. અને જ્યારે એ નિષ્કામભાવે લડવામાં આવશે ત્યારે "એ મારો ધર્મ છે" એટલી જ ભાવનાથી આ યુદ્ધ લડાશે. એ બુદ્ધિ સિવાય બીજી બુદ્ધિ આ નિષ્કામ કર્મમાં હોઈ શકે નહિ. સ્વધર્મ પાલન કરવામાં બીજી બુદ્ધિ હોઈ પણ **નહિ** શકે. ધર્મરાજે વનપર્વમાં દ્રૌપદીને કહ્યું છે કેઃ

**ધર્મં ચરામિ સુશ્રોણિ ન ધર્મફલકારણાત્ ।**
**ધર્મવાણિજ્યકો હીનો જઘન્યો ધર્મવાદિનામ્ ॥**

"હે દ્રૌપદિ! ધર્મના ફળો પ્રાપ્ત કરવામાટે હું ધર્મ કરતો નથી. એ તો વાણિજ્ય એટલે વૈશ્યવૃત્તિ કહેવાય. ધર્મને વૈશ્યવૃત્તિ બનાવનાર એટલે ધર્મના નામે વ્યાપાર કરનાર **હીન** કહેવાય છે. તે માણસ ધર્મવિવેચકોની દૃષ્ટિમાં **જઘન્ય** છે–અત્યંત નિન્દિત છે."

અને એ રીતે જ્યારે કેવળ "આ યુદ્ધ મારો ધર્મ છે" એ એક જ ભાવના રહેશે ત્યારે બુદ્ધિ પણ એક જ રહેવાની. ભાવના અને બુદ્ધિમાં અહિં કોઈ તાત્ત્વિક અંતર ન મનાય તો કંઈ હરકત નથી. અને તે એક બુદ્ધિ **વ્યવસાયાત્મિકા** રહેશે. એ બુદ્ધિમાં નિશ્ચય રહેશે. મારે એ કર્મ કરવું છે, એવો નિશ્ચય રહેશે. એજ નિષ્કામ કર્મની વિશેષતા.

સકામ કર્મમાં તો ઘણીય ઇચ્છાઓ પેદા થશે. ઘણી બુદ્ધિ પણ પેદા થશે. અને તેને લીધે બુદ્ધિમાં નિશ્ચય નહિં રહી શકશે. કેમકે એક તો તેને-માટે સદા સંદેહ બન્યો રહેશે કે મારી ઇચ્છા પૂર્ણ થશે કે નહિ. બીજું, ઇચ્છાઓની પરંપરા જ ચાલ્યા કરશે. તેથી તે અનંત થઇ જશે. અને જેની બુદ્ધિમાં આનંત્ય-અનંતતા રહેશે તે માણસ વ્યવસાયી-નિશ્ચયી નહિ પણ અવ્યવસાયી-અનિશ્ચયી રહેશે. એવો માણસ ઐહલૌકિક અથવા પારલૌકિક કોઇ પણ કર્મ માટે નાલાયક હોય છે. એ ભગવાનનું ગર્ભિત તાત્પર્ય છે.

"**કુરુનન્દન**" શબ્દ કદાચ અર્જુનનો મધુર ઉપહાસ કરવામાટે વપરાયો હશે. કૌરવો તારા શત્રુ છે. તું જો યુદ્ધ નહિ કરીશ તો તારા મિત્રોને નહિ પણ શત્રુઓને જ આનંદ થશે. તે વિચારીને જ અહીં "**કુરુનન્દન**" કહેવામાં આવ્યું છે એમ લાગે છે. ॥૪૧॥

એ સાંખ્ય અને યોગમત પ્રમાણે નિષ્કામ કર્મની વાત સાંભળીને અર્જુનને વેદોની સકામ કર્મ કરવાની આજ્ઞાનું સ્મરણ થયા વગર નહિ જ રહે. સહેજે જ શંકા થાય કે આપ મને નિષ્કામ કર્મ કરવાની પ્રેરણા કરો છો; જ્યારે વેદો તો સ્વર્ગાદિ અનેક ફળોમાટે અનેક કર્મોના વિધાન કરે છે. તેનું શું સમાધાન આપ કરો છો? ભગવાન બોલે છે—

**યામિમાં પુષ્પિતાં વાચં પ્રવદન્ત્યવિપશ્ચિતઃ ।**
**વેદવાદરતાઃ પાર્થ નાન્યદસ્તીતિ વાદિનઃ ॥૪૨॥**
**કામાત્માનઃ સ્વર્ગપરા જન્મકર્મફલપ્રદામ્ ।**
**ક્રિયાવિશેષબહુલાં ભોગૈશ્વર્યગતિં પ્રતિ ॥૪૩॥**

પદચ્છેદ

**યામ્ ઇમાં પુષ્પિતાં વાચં પ્રવદન્તિ અવિપશ્ચિતઃ ।**
**વેદવાદરતાઃ પાર્થ ન અન્યત્ અસ્તિ ઇતિ વાદિનઃ॥૪૨॥**
**કામાત્માનઃ સ્વર્ગપરાઃ જન્મકર્મફલપ્રદામ્ ।**
**ક્રિયાવિશેષબહુલાં ભોગૈશ્વર્યગતિં પ્રતિ ॥૪૩॥**

**પદાર્થ—જન્મકર્મફલપ્રદામ્**—સ્વર્ગાદિમાં દેવયોનિમાં જન્મરૂપ કર્મફળ અથવા મનુષ્યયોનિમાં સત્‌કુલમાં જન્મરૂપ કર્મફળને આપનારી. **ક્રિયાવિશેષબહુ-**

**લામ્**—ભિન્ન ભિન્ન પ્રકારની ઘણી ક્રિયાઓનું વિધાન જેમાં કરવામાં આવ્યું છે તેવી. **ભોગૈશ્વર્યગતિમ્**-અને ભોગ તથા ઐશ્વર્યને આપનારી (એવી યજ્ઞાદિ સકામ ક્રિયાને). **પ્રતિ**-ઉદ્દેશ્ય બનાવીને. **વેદવાદરતાઃ**—વેદોમાં જે અર્થવાદ આદિદ્વારા ફળાદિનું વર્ણન કરવામાં આવ્યું છે તેમાંજ તલ્લીન થએલા. **કામાત્માનઃ**-ઐહિક વસ્તુઓની પ્રાપ્તિની જ ઇચ્છા જેમના મનમાં ભરાઇ રહેલી છે એવા. **સ્વર્ગપરાઃ**-અને સ્વર્ગની પ્રાપ્તિની ઇચ્છા જેના મનમાં ભરાઇ રહેલી છે એવા. **વાદિનઃ**-જ્યાં ત્યાં ફરીને વાદ કરનારા અથવા પ્રચાર કરનારા યાજ્ઞિકો. **અન્યત્**—યજ્ઞાદિ કર્મો સિવાય બીજું. **ન.અસ્તિ**-નથી. **ઇતિ**-એવી. **યામ્**-જે. **ઇમામ્**-આ. **વાચમ્**-વાણી. **પ્રવદન્તિ**-બોલે છે [તે પ્રચારકો અથવા યાજ્ઞિકો]. **અવિપશ્ચિતઃ**-પૂર્ણ વિચારક કે પૂર્ણ વિવેકી નથી. ॥૪૨॥ ॥૪૩॥

**સ્પષ્ટાર્થ**—જે લોકો વૈદિક યજ્ઞાદિ સકામ કર્મોને-માટે "એ સિવાય બીજું કાંઇ નથી એટલે એ જ મુખ્ય કર્તવ્ય છે કેમકે એના કરવાથી સારો જન્મ મળે છે, સ્વર્ગાદિની પ્રાપ્તિ થાય છે, દરેક જાતની ઇચ્છાઓ પૂર્ણ થાય છે;" એવી શણગારેલી વાણી બોલે છે તે લોકો અવિવેકી છે. ॥૪૨॥ ॥૪૩॥

**ભાવાર્થ**—ભગવાન કહે છે કે અર્જુન! સકામ કર્મ કરવાની પ્રવૃત્તિ અજ્ઞાની જીવોની છે. તે લોકોને જગતનો

સ્વાદ લાગ્યો છે. તે લોકોને સ્વર્ગ જોઈએ, સ્વર્ગનું અમૃત જોઈએ, સ્વર્ગના બીજા આનંદો જોઈએ. એ બધી વસ્તુઓ સકામ યજ્ઞાદિ કરવાથી મળી રહે છે એમ લોકોને, યાજ્ઞિકોએ ભરાવી દીધું છે. તેથી તે લોકો સકામ કર્મ તરફ દોરાય છે. વસ્તુતઃ તે લોકો **અવિપશ્ચિત્** છે એટલે અજ્ઞાની છે. તેમનો વિવેક પૂર્ણાવસ્થાને પહોંચ્યો નથી. આવી રીતે સકામ કર્મને નિકૃષ્ટ–જન–કર્તવ્ય બનાવીને નિષ્કામ કર્મનું માહાત્મ્ય ભગવાને વધાર્યું છે.

આ શ્લોકમાં જે **"જન્મકર્મફલપ્રદામ્"** એ શબ્દ આવ્યો છે તેનો બે રીતે અર્થ હોઈ શકે છે. ૧–"તે યજ્ઞાદિ ક્રિયા સત્‌કુલમાં જન્મ, સતકર્મ, અને પુત્રપૌત્રાદિ સકલ સુખરૂપ સત્‌ફળને આપનારી છે." એ એક અર્થ છે. બીજો અર્થ આ. ૨–"સત્‌કુલમાં જન્મરૂપ જે કર્મફલ તેને આપનારી યજ્ઞાદિ ક્રિયા છે." યજ્ઞાદિ કરવાથી સત્ જન્મ, સતકર્મ અને સતફળ એ ત્રણે મળે છે જ એવું તો નથી જ. સ્વર્ગકામ પુરુષ યજ્ઞ કરે છે. સ્વર્ગે જાય છે. સ્વર્ગમાં બધા સત્કર્મી જ રહે છે એ કેમ મનાય ? આપણે જાણીએ છીએ કે દેવો અને દેવેંદ્રને પણ અનંત વાર ક્રૂરકર્મ અને કપટપૂર્ણ કર્મ કરવાની ફરજ પડી છે. એ બધું વિચારીને જ મ્હેં પહેલા અર્થનો ત્યાગ કરીને **"જન્મરૂપ જે કર્મફલ તેને આપનારી"** એવો અર્થ કર્યો છે.

મને લાગ્યું છે કે આ બંને શ્લોકોનો સાથેજ અર્થ કરવામાટે **"યજ્ઞાદિક્રિયામ્"** એ પદનો અધ્યાહાર કરવો જોઇએ. અને **"પ્રતિ"**ની સાથે તેનો જ સંબંધ હોવો જોઇએ. તેથી **"પદાર્થ"** માં અને **"સ્પષ્ટાર્થ"** માં પણ મ્હેં તેમજ કર્યું છે.

એનું જો સંસ્કૃતમાં સ્પષ્ટીકરણ કરવું હોય તો આવી રીતે કરી શકાય—

"જન્મરૂપં યત્ કર્મફલં તસ્ય પ્રદામ્, ક્રિયાવિશેષૈર્બહુલામ્. વાચ્યવત્પ્રાજયક્રૂષ્ણયોરિતિ વિશ્વમેદિનીકોશપ્રામાણ્યાત્ બહુલેત્યત્ર સ્ત્રીત્વમ્, ભોગૈશ્વર્યયોર્ગતિઃ પ્રાપ્તિર્યયા સા તામ્ યજ્ઞરૂપક્રિયામ્ પ્રતિ વેદવાદરતાઃ, કામાત્માનઃ, સ્વર્ગપરાઃ, વાદિનઃ યામ્, 'ન અન્યત્ અસ્તિ' ઇતિ ઇમામ્ પુષ્પિતાં વાચં પ્રવદન્તિ, (તે) અવિપશ્ચિતઃ"

અહીં શ્લોકમાં **"પુષ્પિતામ"** શબ્દ આવ્યો છે. એનો અર્થ થાય છે—"ફૂલવાલી". ફૂલવાલી વાણી એટલે શણગારેલી વાણી. શણગારેલી વાણી એટલે વધારીને બોલાએલી વાણી. ॥૪૨॥ ॥૪૩॥

શા માટે વેદવાદિઓને આપ અજ્ઞાની કહો છો? અને શા માટે તેમની વાણીને **"પુષ્પિત"** વાણી કહો છો? એનું સમાધાન કરવા ભગવાન બોલે છે.

**ભોગૈશ્વર્યપ્રસક્તાનાં તયાઽપહૃતચેતસામ્‌ ।**
**વ્યવસાયાત્મિકા બુદ્ધિઃ સમાધૌ ન વિધીયતે ॥૪૪॥**

પદચ્છેદ

**ભોગૈશ્વર્યપ્રસક્તાનાં તયા અપહૃતચેતસામ્‌ ।**
**વ્યવસાયાત્મિકા બુદ્ધિઃ સમાધૌ ન વિધીયતે॥૪૪॥**

**પદાર્થ**—**તયા**—તે પુષ્પિત વાણી વડે. **અપહૃતચેતસામ્‌**—ચોરાએલા ચિત્તવાળાઓના (અને તેથી જ) **ભોગૈશ્વર્યપ્રસક્તાનામ્‌**—ભોગ અને ઐશ્વર્યમાં જ રચીપચી રહેનારાઓના. **સમાધૌ**—અંતઃકરણમાં. **વ્યવસાયાત્મિકા**—નિશ્ચયાત્મક. **બુદ્ધિઃ**—બુદ્ધિ. **ન,વિધીયતે**—પેદા હોતી નથી, ॥૪૪॥

**સ્પષ્ટાર્થ**—યાજ્ઞિકોની તે તે શણગારેલી વાણી વડે જેનું મન લોભાઈ જાય છે તે લોકો કેવળ સ્વર્ગાદિના ભોગ અને ઐશ્વર્યની જ પ્રાપ્તિને માટે ચિંતા કર્યા કરે છે. તેથી તે લોકોના અંતઃકરણમાં નિશ્ચયાત્મક બુદ્ધિ પેદા હોતી નથી. ॥૪૪॥

**ભાવાર્થ**—આ શ્લોકમાં **સમાધિ** શબ્દ આવ્યો છે. ભગવાન જાણે કે એ શબ્દનો કયો અર્થ ભગવાનને અભિપ્રેત હતો. બધાય ભાષ્યકારોએ એનો અર્થ લગભગ એક જ રીતે કર્યો છે અને તે અર્થને જ મેં પણ અહીં

રાખ્યો છે. બીજા અર્થો કરતાં તે કાંઈક સંગત જણાય છે. અર્જુનને ભગવાને એ બતાવવાનું છે કે તેઓ શા માટે યાજ્ઞિકોને અજ્ઞાની કહે છે અને તેમની વાણીને શણગારેલી વાણી તરીકે વર્ણવે છે. જેની બુદ્ધિ સ્થિર હોતી નથી તે કોઈ પણ સમયે પોતાનું ધ્યેય સાધી શકતો નથી. તેથી તેનો જન્મ નિરર્થક જાય છે. તેના સંસર્ગિયોને તેના જીવનથી કંઇ લાભ મળતો નથી. તેથી નિશ્ચયાત્મક બુદ્ધિ મનુષ્યના જીવનમાં બહુ અગત્યની વસ્તુ છે. જે લોકો ભોગ અને ઐશ્વર્ય પામવાને માટેજ આતુરતા સેવ્યા કરે છે તેમની બુદ્ધિ સદા અસ્થિર જ રહે છે. કેમકે ભોગો અને ઐશ્વર્યોનું સ્વરૂપ એક હોતું નથી—નાના હોય છે. નાના ઐશ્વર્ય અથવા નાના ભોગ હોવાને લીધે બુદ્ધિમાં પણ નાનાત્વ આવે છેજ. તેથી તે અસ્થિર બને છે. અને તેને લીધે તે માણસો આત્મતત્ત્વ-વિવેક તરફ લક્ષ્ય ન રાખીને ક્ષયિષ્ણુ વિનશ્વર વસ્તુનેમાટે જ પ્રયાસ કરી કરીને જીવનનો રસ ગુમાવી દે છે. એજ મહાન અનિષ્ટ. એ અનિષ્ટમાંથી બચી જવાનેમાટે નિષ્કામ-કર્મની ખાસ જરૂર છે. ત્યાં એક જ નિશ્ચયાત્મક બુદ્ધિ હોય છે. બીજી બુદ્ધિનેમાટે ત્યાં અવકાશ જ હોતો નથી.

આ શ્લોકમાં જેમ **સમાધિ** શબ્દ એક વિચિત્ર રીતે આવ્યો છે તેમ જ "**વિધીયતે**" આ ક્રિયાપદ પણ

આવી ગયું છે. નિરુપાયે એનો અર્થ, "ઉત્પત્તિ" કરવામ આવ્યો છે. ॥૪૪॥

આવી રીતે કડક શબ્દોમાં વેદોને માટે શ્રીકૃષ્ણ પહેલાં કોઈ આસ્તિક બોલી શકયો ન હતો. ભગવાનની હિંમતને ધન્ય છે. અર્જુનને ભગવાનની આવી નવી વાત સાંભળીને એ આશ્ચર્યપૂર્વક શંકા થયા વગર ન રહી શકે કે "ત્યારે વેદોનો ત્યાગ કરવો કે?" ભગવાન એ શંકાનો ઉત્તર આપે છે—

**ત્રૈગુણ્યવિષયા વેદા નિસ્ત્રૈગુણ્યો ભવાર્જુન।**
**નિર્દ્વન્દ્વો નિત્યસત્ત્વસ્થો નિર્યોગક્ષેમ આત્મવાન્ ॥૪૫॥**

પદચ્છેદ

**ત્રૈગુણ્યવિષયાઃ વેદાઃ નિસ્ત્રૈગુણ્યઃ ભવ અર્જુન**
**નિર્દ્વન્દ્વઃ નિત્યસત્ત્વસ્થઃ નિર્યોગક્ષેમઃ આત્મવાન્ ॥૪૫॥**

**પદાર્થ–અર્જુન**–હે અર્જુન! **વેદાઃ**–વેદો. **ત્રૈગુણ્યવિષયાઃ**—સત્ત્વ, રજસ્, તમસ્, એ ત્રણે ગુણોનાં જે સાત્ત્વિક, રાજસ, તામસ સૃષ્ટિરૂપકર્મ છે, તે કર્મ જ વિષય–પ્રતિપાદ્ય વિષય જેમના છે–એવા છે. **ત્વમ્**–તું **નિસ્ત્રૈગુણ્યઃ**–સાત્ત્વિક, રાજસ, તામસ કર્મથી બહાર નીકળી જા. **નિર્દ્વન્દ્વઃ**–કામક્રોધ, રાગદ્વેષ, હાનિલાભ આદિ જે દ્વન્દ્વો છે તેનાથી અલગ થઈ જા. **નિત્યસત્ત્વસ્થઃ**-

—નિત્ય–સત્ત્વમાં જ વિચરનારો તું થા. **નિર્યોગક્ષેમઃ**–કોઈ વસ્તુને મેળવવાની ઈચ્છાનો અથવા કોઈ વસ્તુના રક્ષણની ઈચ્છાનો ત્યાગ કરી દે. **આત્મવાન્**–દૃઢ સંકલ્પવાળો થા. ॥૪૫॥

**સ્પષ્ટાર્થ**–અર્જુન! વેદોમાં ત્રણે ગુણોવાળા લોકોને–માટે કંઈ કંઈ વર્ણવામાં આવ્યું છે. તારે તો ત્રણે ગુણોથી પાર થઈ જવું જોઈએ. તું દ્વન્દ્વોમાંથી બહાર નીકળી જા. નિત્ય સત્ત્વમાં જ સદા વિચરણ કર. યોગક્ષેમની ચિંતા મુકી દે. આત્મબળશાળી થઈ જા. ॥૪૫॥

**ભાવાર્થ**–પહેલી જ વાર ભગવાન અહીં ત્રણે ગુણોના સંબંધમાં બોલે છે. એ ત્રણ ગુણો સાંખ્યમતની સ્વતંત્ર વસ્તુ છે. સાંખ્યતત્ત્વવેત્તાઓએ સૃષ્ટિના મૂળને શોધતાં શોધતાં સત્ત્વ, રજસ્, અને તમસ્ આ ત્રણ ગુણોની શોધ કરી. ઉપનિષત્કાળમાં એ ત્રણ ગુણો શોધાએલા ન હતા. તે સમયના દશ ઉપનિષદોમાં એ ગુણો નથી. અમુક ઠેકાણે **સત્ત્વ** શબ્દ આવે છે; પણ તે બીજા અર્થમાં. સાંખ્ય પછીના બધા દર્શનકારોએ આ ત્રણ ગુણોને પોતાના પણ બનાવ્યા છે. દરેક જગ્યા એનું સામ્રાજ્ય પથરાઈ ગએલું છે. તેને જ ભગવાન પણ અહીં વર્ણવે છે. અર્જુન! વેદો જે મનુષ્યોને માટે છે તે કેવળ સાત્ત્વિક જ નથી. તે લોકોમાં રાજસ લોકો પણ છે અને તામસ લોકો પણ છે. સાત્ત્વિક, રાજસ અને તામસ ત્રણે પ્રકારના માનવીઓને

માટે વેદોમાં ક્રિયાકલાપનો ઉપદેશ કરવામાં આવ્યો છે. ત્રણે ગુણો પ્રકૃતિના છે. એ ત્રણે ગુણોમાંથી એક પણ ગુણને અંગીકાર કરનાર માણુસ પ્રાકૃત માણુસ કહેવાય. તેને પ્રકૃતિના દોષો તો વળગવાના જ. માટે તું એ ત્રણે ગુણોથી પાર નિકળી જા.

એ ત્રણે ગુણોથી પાર કેવી રીતે જવાશે? તે રીત ભગવાન બતાવે છે-સર્વ પ્રથમ તું દ્વન્દ્વોને મુકી દે. જ્યાં સુધી હર્ષ-શોક, હાનિ-લાભ, રાગ-દ્વેષ આદિ દ્વન્દ્વો તારામાં રહેશે ત્યાં સુધી તારાથી આ ગુણોથી પાર નહિ જવાય. એ વસ્તુઓ ત્રણે ગુણોને લીધે જ ઉત્પન્ન થાય છે. માટે એને પહેલાં મુક.

**નિર્દ્વન્દ્વ** થયા પછી તારે **નિત્યસત્ત્વસ્થ** બનવું જોઈએ. **નિત્યસત્ત્વસ્થ** એટલે પરમાત્મા. ત્રણે ગુણોમાં જે **સત્ત્વ**નો સમાવેશ છે તે તો અનિત્ય છે. અને પરમાત્મરૂપ સત્ત્વ નિત્ય છે. તેની અંદર તું નિષ્ઠાવાળો થા.

**નિર્દ્વન્દ્વ** અને **નિત્યસત્ત્વસ્થ** થયા પછી જે સ્વાભાવિક સ્થિતિ ઉત્પન્ન થશે તે **નિર્યોગક્ષેમ**ની સ્થિતિ હશે. એટલે પરમાત્મવિશ્વાસ ઉત્પન્ન થયા પછી તને કોઈ વસ્તુને મેળવવાની કે સાચવવાની ઈચ્છા સરખી પણ ઉત્પન્ન નહિ થશે. **યોગ** એટલે ન મળેલી વસ્તુનું મળવું. **ક્ષેમ** એટલે મળેલી વસ્તુનું સંરક્ષણ. એ બધું

ઝંઝટ છે. ગ્રહણ અને સંરક્ષણની વાસના જ મુકી દે. જે કાંઈ મળવાનું હશે તે તને મળીને જ રહેશે. ઇશ્વર—વિશ્વાસમાંથી તને બધું મળી આવશે.

એ ત્રણ સ્થિતિઓને મેળવી લીધા પછી **નિસ્ત્રૈગુણ્ય** થવામાટે તારે **આત્મવાન્** બનવું જોઈએ. આત્મવાન્ એટલે દૃઢવ્રત. દૃઢવ્રત એટલે હઠીલો. જે વસ્તુનો આગ્રહ સાથે સ્વીકાર થયો. તેનો પછી ત્યાગ ન કરનાર **આત્મવાન્** કહેવાય છે. પુનઃ ગ્રહણ, પુનઃ ત્યાગ કરનાર બહુ અધમ-કોટિમાં જઈ પહોંચે છે. તેનું જગતમાં કાંઈ મૂલ્ય હોતું નથી.

આવી રીતે જો તું પ્રયાસ કરીશ તો જરૂર નિસ્ત્રૈ-ગુણ્ય થઈ જઇશ. તારેમાટે એ વેદો અને વૈદિક યજ્ઞાદિ ક્રિયાઓ નથી. અને આમાં વેદોના ત્યાગનો પ્રશ્ન જ નથી. અધિકાર અને અનધિકારનો પ્રશ્ન છે. તારા જેવા જીજ્ઞાસુ અને ભગવત્—માર્ગને શોધનારનેમાટે વૈદિક—કર્મકાંડથી આગળનો અધિકાર છે. તેથી તારા અધિકારપ્રમાણે તારે વર્તવાનું છે. એમાં વેદોનો તિરસ્કાર જેવું કશું હોય જ નહિ. ॥૪૫॥

ભગવાનનો આશય વેદત્યાગનો નથી, પણ એનું બધાય ગ્રહણ કરે એવો આગ્રહ પણ નથી. એ વસ્તુ સમજાવવા માટે ભગવાન બોલે છે—

**યાવાનર્થ ઉદપાને સર્વતઃ સંપ્લુતોદકે ।**
**તાવાન્સર્વેષુ વેદેષુ બ્રાહ્મણસ્ય વિજાનતઃ ॥૪૬॥**

પદચ્છેદ

**યાવાન્ અર્થઃ ઉદપાને સર્વતઃ સંપ્લુતોદકે ।**
**તાવાન્ સર્વેષુ વેદેષુ બ્રાહ્મણસ્ય વિજાનતઃ ॥૪૬॥**

**પદાર્થ**—**સર્વતઃ**-બધી દિશાઓથી. **સંપ્લુતોદકે**-ઉભરાઇ રહ્યું છે પાણી જેમાં આવા. **ઉદપાને**-કુવામાં-કુવાના વિષે. **યાવાન્**-જેટલું. **અર્થઃ**-પ્રયોજન માણસનું હોય છે. **તાવાન્**-તેટલું જ પ્રયોજન. **સર્વેષુ**-બધા. **વેદેષુ**-વેદોમાં-વેદોને વિષે. **વિજાનતઃ**-સમ્યક્ જ્ઞાનવાન્. **બ્રાહ્મણસ્ય**-બ્રાહ્મણનું હોવું જોઇએ. ॥૪૬॥

**સ્પષ્ટાર્થ**-જેવી રીતે એક કુવો હોય અને તેમાં પુષ્કળ પાણી ભરાયેલું હોય, તે કુવાને વિષે માણસનું જેટલું પ્રયોજન હોય છે તેટલું જ પ્રયોજન બધા વેદોને વિષે સમજદાર બ્રાહ્મણનું હોય છે અથવા હોવું જોઇએ. ॥૪૬॥

**ભાવાર્થ**—કુવાને વિષે આપણનું કેટલું પ્રયોજન હોય છે તેને વિચારીએ. કુવાનું પાણી ગમે તેટલું મધુર હોય અને ગમે તેટલું સ્વચ્છ અને શીતળ હોય તોપણ આપણનો તેની સાથે એટલો જ સંબંધ હોય છે કે

આપણે આપણા વ્યવહાર પુરતું પાણી તેમાંથી લઈએ. એથી વધારે તેની સાથે આપણું પ્રયોજન હોતું નથી. પ્રયોજન પુરતું પાણી લઈને બાકીના પાણીને એમને એમ કુવામાં જ રહેવા દેવામાં આવે છે.

તેમજ વેદોને વિષે પણ સમજવું. જે વિશેષ-જ્ઞાનવાન્ બ્રાહ્મણ ન હોય તે વેદોને ગમે તે રીતે વળગી રહે. તેનેમાટે કશું કહેવું ન જોઈએ. પણ જે વિશેષ-જ્ઞાનવાન્ હોય, જેને સ્વર્ગથી પણ અધિક શ્રેષ્ઠ મોક્ષ જેવી વસ્તુ જોઇતી હોય એવાનેમાટે યોગ્ય નથી કે તે વેદોને અજ્ઞાનીઓની પેઠે વળગી રહે. તેને તો તે કુવાની પેઠે તેમાંથી આપણને અનુકૂળ હોય તેટલું જ લઈને બાકીનું એમનેએમ રહેવા દેવું જોઈએ.

આમ કહેવાથી ભગવાને વેદોની હેયોપાદેયતાના સંબંધમાં ચોખવટ કરી દીધી છે. તે બધાનેમાટે સર્વાંશમાં હેય–ત્યાજ્ય પણ નથી અને સર્વાંશમાં ઉપાદેય–ગ્રાહ્ય પણ નથી. પ્રયોજન પુરતું જ લેવાનું છે અને બાકી ત્યજવાનું છે.

આ શ્લોકમાં **"બ્રાહ્મણ"** શબ્દ આવ્યો છે તે બ્રાહ્મણવર્ણમાટે નથી. તેનું અહીં પ્રયોજન પણ નથી. ઉપદેશ અર્જુનને કરવામાં આવે છે અને તે બ્રાહ્મણ વર્ણનો નથી. તે તો ક્ષત્રિય છે. એને ઉપદેશ કરવામાં

બ્રાહ્મણ વર્ણના ધર્મ કે આચારની વાત નિરર્થક જ કહેવાય. તેથી અહીં **બ્રાહ્મણ** શબ્દ બ્રહ્મજ્ઞાની અથવા મુમુક્ષુનેમાટે આવ્યો છે. ॥૪૬॥

સિંહાવલોકન અથવા વિહગાવલોકન પ્રમાણે ભગવાન અર્જુનની "અમે જીતીશું કે શત્રુઓ જીતશે?" એ શંકાનું ફરીથી સ્મરણ કરે છે અને ફરીથી ઉત્તર આપે છે—

**કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન ।**
**મા કર્મફલહેતુર્ભૂર્મા તે સંગોઽસ્ત્વકર્મણિ ॥૪૭॥**

પદચ્છેદ

**કર્મણિ એવ અધિકારઃ તે મા ફલેષુ કદાચન ।**
**મા કર્મફલહેતુઃ ભૂઃ મા તે સઙ્ગઃ અસ્તુ અકર્મણિ ॥૪૭॥**

**પદાર્થ—કર્મણિ**-કર્મ કરવામાં. **એવ**-જ. **તે**—તારો. **અધિકારઃ**-અધિકાર છે. **ફલેષુ**-ફળ મેળવવામાં. **કદાચન**-કદી પણ. **મા**-(અધિકાર) નથી, તેથી. **કર્મફલહેતુઃ**-કર્મફળ મેળવવાનું તું કારણ. **મા, ભૂઃ**-ન બન. **અકર્મણિ**-અને અકર્મમાં. **તે**-તારો. **સઙ્ગ**-સંબંધ. **મા, અસ્તુ**-ન થાવ. ॥૪૭॥

**સ્પષ્ટાર્થ**-કર્મ કરવામાં જ તારો અધિકાર છે. ફળ મેળવવામાં તારો અધિકાર નથી. તારે ફળપ્રાપ્તિનું કારણ

નહિ બનવું જોઇએ. અને સાથે સાથે અકર્મમાં તારો સંબંધ નહિ હોવો જોઈએ. ॥૪૭॥

**ભાવાર્થ**—"કર્મમાં જ તારો અધિકાર છે" એમ કહીને ભગવાન અર્જુનને કર્મનો અધિકારી સમજે છે કે સમજાવવાનો પ્રયત્ન કરે છે એવું નથી. તે કર્મનો અધિકારી છે કે જ્ઞાનનો અધિકારી છે એનું એ પ્રકરણ જ નથી. અહીં તો સાંખ્યમત પ્રમાણે અને યોગમત પ્રમાણે જે નિષ્કામકર્મ કરવાની વાત ભગવાન કરી રહ્યા છે તેનું જ પ્રકરણ ચાલે છે. વૈદિક કર્મકાંડની શંકા અને તેનું સમાધાન કર્યા પછી ભગવાનને અર્જુનની જયપરાજયની વાત ફરીથી યાદ આવી ગઈ અને તે યાદ આવવાનું કારણ ૩૮મા શ્લોકમાં જય અને પરાજયમાં સમાન ભાવે રહેલ ઉપદેશની ઉપસ્થિતિ છે. તેથી ભગવાન કેવળ જય–પરાજયની ચિંતામાંથી મુક્ત કરવા માટે બોલે છે કે યુદ્ધ કરવામાં તારો અધિકાર હોઇ શકે છે પણ તેના ફળ મેળવવામાં તારો અધિકાર નથી. તે અધિકાર તો સર્વેશ્વરે પોતાના હાથમાં સુરક્ષિત રાખ્યો છે. તેથી તારે તો તારા અધિકારમાં જે કાંઇ હોય તે કરી છુટવાનું છે. બીજાના અધિકારમાં રહેલી વસ્તુની ચિંતાની તને શી જરૂર ?

એમ કહી, પછી મુખ્ય વસ્તુ ઉપર ભગવાન બોલે છે કે તું કર્મફળની ઇચ્છા જ શા માટે કરે ? કર્મફળની

ઇચ્છા રાખીશ તો અર્જુન તને જરૂર કર્મબન્ધન થવાનું જ. હું તો તને કર્મબન્ધનથી મુક્ત રાખવા ઇચ્છું છું. જો તું કર્મફળની ઇચ્છા રાખીશ તો તેવી ઇચ્છાને લીધે તું કર્મફળપ્રાપ્તિમાં કારણ થઈ પડીશ. અને તે ફળ તને જ મળશે. એટલે તું જગતના દુઃખમાંથી છુટી શકીશ નહિ. માટે તારે કર્મોના ફળ મળવામાં હેતુ નહિ બનવો જોઇએ. એટલે ફળની ઇચ્છાનો ત્યાગ કરવો જોઈએ. ફળેચ્છા-રહિત કર્મ બંધનકર્તા નહિ થાય. તેથી તું કર્મ કર અને ફળની ઇચ્છાનો ત્યાગ કર.

કદાચ તું એમ કહે કે **"પ્રક્ષાલનાદ્ધિ પંકસ્ય દૂરાદસ્પર્શનં વરમ્"** કાદવમાં હાથ નાખી, મલિન બનાવી, ફરી હાથને ધોવા કરતાં કાદવમાં હાથ ન નાખવો જ જેમ સારૂં ગણાય તેમજ કર્મ હું કરૂં પછી ફળની ઇચ્છાનો ત્યાગ કરૂં–તે ત્યાગ થાય કે ન થાય, એ કહી શકાય નહિ-તેના કરતાં હું કર્મ જ ન કરૂં અને યુદ્ધમાંથી ખસી જવું તો વધારે સારૂં થાય. તો તારૂં એમ કહેવું યુક્ત નથી. યુદ્ધરૂપ કર્મપરિત્યાગથી તો તારા ધર્મનો પરિત્યાગ થઇ જાય છે, તે તો ઈષ્ટ નથી.

ભારત સાવિત્રીમાં પણ એમ જ કહ્યું છે કેઃ—

**ન જાતુ કામાન્ન ભયાન્ન લોભાદ્,**
**ધર્મં ત્યજેજ્જીવિતસ્યાપિ હેતોઃ ।**

**ધર્મો નિત્યઃ સુખદુઃખે ત્વનિત્યે,**
**જીવો નિત્યસ્તસ્ય હેતુસ્ત્વનિત્યઃ ॥**

"કામવશ, ભયવશ અથવા લોભવશ થઈને ધર્મનો કદી પણ ત્યાગ ન કરવો જોઈએ. વધારે તો શું પ્રાણ બચાવવાની ઈચ્છાથી પણ ધર્મત્યાગ ન હોવો જોઇએ. ધર્મ એક એવી વસ્તુ છે જે આપણને નિત્યવસ્તુની પ્રાપ્તિ કરાવે છે. સુખ અને દુઃખ એ તો અનિત્ય વસ્તુ છે. આવે છે અને જાય છે. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ, એ નિયત ક્રમ છે. જીવ નિત્ય છે અને સંસાર અનિત્ય છે. સંસારને લીધે જીવનો નાશ કરવો ન ઘટે. નાશ એટલે અધઃપતન."

માટે અર્જુન અકર્મના વિષયમાં તારો સંબંધ ન હોવો જોઈએ. કર્મ તો તારે કરવાનું જ. કેવળ તેનું ફળ ત્યજી દે.

અહીં એવી શંકા નહિ હોવી જોઇએ કે જો અર્જુન વર્ણધર્મને અનુસરીને શુદ્ધકર્મને કરશે તો જરૂર તેને ફળ મળ્યા વગર નહિ રહેશે અને બંધન થશે. કેમકે બંધનનું હોવું કે ન હોવું એ કર્મકર્તાની વૃત્તિ ઉપર આધાર રાખે છે. જો ફળની ઇચ્છા હશે તો ફળ મળવાનું જ. ઇચ્છા નહિ હશે તો નહિ મળવાનું. યોગિયાજ્ઞવલ્કયે કહ્યું છે કેઃ—

**"વર્ણાશ્રમોક્તં કર્મૈવ વિધ્યુક્તં કામપૂર્વકમ્ ।**
**યેન યત્ ક્રિયતે ગાર્ગિ બન્ધસ્તસ્ય કરે સ્થિતઃ ॥"**
**"વર્ણાશ્રમોક્તં યઃ કુર્યાદ્ વિધ્યુક્તં કામવર્જિતમ્ ।**
**વિધિવત્ કુર્વતસ્તસ્ય મુક્તિર્ગાર્ગિ કરે સ્થિતા ॥"**

એટલે હે ગાર્ગિ ! જે લોકો વર્ણાશ્રમધર્મને ફળેચ્છા સાથે પાળે છે તેમને બંધ થયા વગર રહેતો નથી, અને જે લોકો ફળેચ્છા ત્યાગ કરીને તે ધર્મને પાળે છે, મુક્તિ તેમના હાથમાં જ આવીને ઉભી રહે છે."

અહીં એ ભ્રમ ન હોવો જોઇએ કે ભગવાન "અકર્મમાં તારો સંગ ન થાવ" એમ કહીને સતત કર્મ જ કરવાની આજ્ઞા કરી રહ્યા છે. સતત કર્મ ન હોઇ શકે. સમય પ્રમાણે જ બધું થાય. આયુષ્યના ચતુર્થ ભાગમાં યદિ અર્જુન સંન્યાસ લે તો ભગવાન તેને ના ન પાડી શકે. કેમકે એક વસ્તુ નિર્વિવાદ થવી જ જોઇએ કે વૈદિક યાગાદિ કરીને જ મોક્ષ મેળવવાની આશા વ્યર્થ છે. તે કોઇપણ કાળે મોક્ષનું સાધન હોઇ શકે જ નહિ. તે તો સ્વર્ગાદિ ફળોનું જ સાધન કહેવાય. તે સિવાય બીજા કયા કર્મનો નિષેધ અહીં ભગવાન કરી શકે ? **વર્ણ** અને આશ્રમમાં એ બે વૈદિક વિભાગોમાંથી જ્યાં સુધી માણસ વર્ણવિભાગમાં રહેશે ત્યાં સુધી તે કે તો બ્રાહ્મણ હશે કે ક્ષત્રિય હશે કે તો વૈશ્ય અને કે તો

શૂદ્ર હશે. તે વર્ણ પ્રેમાણે જો કર્મ નહિ કરે તો તે વર્ણધર્મથી ચ્યુત થઇ જવાથી પતિત જ કહેવાય. અને જો કાંઇ કર્મ ન કરે તો જીવનયાત્રા પણ દુર્લભ બને. તેથી વર્ણધર્મમાં રહીને કાંઈ કરવું જ જોઇએ, તેનો નિષેધ તો હોય જ નહિ. જ્યારે આશ્રમોમાંથી કોઇ આશ્રમમાં એટલે બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ આશ્રમમાં માણસ રહેશે તો તે આશ્રમ પ્રમાણે જ કર્મ કરવાં પડશે. ગૃહસ્થ આશ્રમ અને વર્ણધર્મ એ બન્ને એક જ સાથે ચાલે છે. પણ બીજા આશ્રમો વર્ણધર્મથી પૃથક્ થઇ જાય છે. આશ્રમના ધર્મો જુદા અને વર્ણના ધર્મો જુદા થઇને ચાલે છે. એટલે ગૃહસ્થ આશ્રમમાં જ શક્તિ પ્રમાણે યાગાદિ કર્મો કરી શકાય છે. કેમકે ગૃહસ્થાશ્રમીનેમાટે જ યાગાદિનું વિધાન થયું છે. બીજા આશ્રમોમાં તો તે તે આશ્રમ-વિહિત ક્રિયાને જ કરવાની આજ્ઞા થઇ છે અને તે જ થઇ પણ શકે છે. એવી દશામાં બીજા કર્મો સંન્યાસ આશ્રમમાં તો કરવાનેમાટે એકદમ અશક્ય થઇ પડે છે. અને એ સ્વાભાવિક અશક્તિને લઇને જ સંન્યાસાશ્રમમાં કર્મનો નિષેધ કરવામાં આવ્યો છે. અને એ નિષેધમાં ભગવત્-પૂજન, ભગવત્-ચિંતન, આત્મ-મનન, કોઇ ગ્રન્થનું વાંચન આદિનો સમાવેશ થતો નથી. સંધ્યા અગ્નિહોત્રાદિનો ત્યાગ તો તે લોકોને માટે અવશ્ય થવો જ જોઇએ જેમણે શિખાસૂત્રનો ત્યાગ કરીને શિખા-સૂત્ર-હીન સંન્યાસ લીધો છે. "**ન નિરગ્નિર્**

ચાક્રિયઃ" ભગવાન્‌ના આ વચનથી એ તો તદ્દન સ્પષ્ટ વસ્તુ છે કે ગીતાકાળમાં પણ એવો સંન્યાસ હતો જ જેમાં સંન્ધ્યાવન્દનાદિ અને અગ્નિહોત્રાદિનો ત્યાગ આવશ્યક હતો. અને છેલ્લા આશ્રમમાં એ કર્મોના ત્યાગથી કોઇને પાપ લાગવું જ ન જોઈએ. કેમકે એ તે તે આશ્રમોના વિહિત કર્મ ન કહેવાય. જે લોકો ત્રિદંડી સંન્યાસી હોય છે તેમનેમાટે જ શિખા–સૂત્ર, સંન્ધ્યા વન્દન અને ભગવત્પૂજનાદિનો અધિકાર સુરક્ષિત રહે છે. બધા ત્રિદંડી જ થઇ જાય અને એક દંડવાળો શિખા–સૂત્ર હીન સંન્યાસ વિલુપ્ત થઈ જાય એવી નકામી આશા શા માટે સેવવી જોઈએ ?

ગીતા જે કર્મનું અત્યારે વિધાન કરી રહી છે તે તો નિષ્કામ કર્મ છે. એ નિષ્કામ કર્મ પણ ગાર્હસ્થ્યને-માટે જ ઉચિત કહેવાય. જ્યાં સકામ કર્મો વિહિત હોય ત્યાં જ નિષ્કામ કર્મના આદેશને અવસર હોઈ શકે છે. જ્યાં કોઈ સકામ કર્મ જ ન હોય એવા ચતુર્થ આશ્રમમાં નિષ્કામકર્મની વાત પણ ન થઇ શકે. ભગવાનનો એ આશય નથી, અને ગીતા-કાળમાં એ ભાવના પણ ન હતી કે મોક્ષાશ્રમીને ગૃહસ્થોચિત કર્મો પણ કરવાં જોઇએ. સાંખ્ય, યોગ, વેદાંત, ભક્તિ અને નિષ્કામકર્મ એટલી વસ્તુની અલગ અલગ ફિલોસોફી વર્ણન કરનાર ભગવાનને કેવી રીતે કહી શકાય કે તેમનો આગ્રહ અમુક જ વસ્તુના વિધાનમાં છે ?

"**સર્વધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણંવ્રજ**" (ગી. ૧૮.) આ શ્લોક વડે ભગવાન શરણાગતિ ઉપર ભાર મુકતા જણાય છે. પણ "**તું મારીજ શરણે આવ**" એ કહેવાનું શું કામ? અર્જુન તો "**શિષ્યસ્તેહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્**" કહીને શરણાગત બન્યો જ છે. તેથી ત્યાં શરણ થવાનો અર્થ "આજ્ઞા પ્રમાણે વર્તવું" એટલો જ છે. મારી આજ્ઞા પ્રમાણે વર્તીશ તો તને હું હરેક પાપમાંથી ઉગારી લઇશ. એટલું જ ભગવાન કહે છે. એમાંથી એ તત્ત્વ નિકળે છે કે પાપ થતું હશે તો હું તને ત્યાંથી ઉગારીશ. અને પુણ્ય થતું હોય તો તેની તને ચિંતા જ ન હોવી જોઈએ કેમકે તે પુણ્ય નિષ્કામ ભાવે કરાએલું હશે. એવી રીતે પુણ્ય અને પાપ બન્ને પ્રકારના કર્મોથી પૃથક થઈ જવાથી અર્જુનની મુક્તિ સંભવે છે—અથવા કોઈપણ જીવની મુક્તિ સંભવે છે. એ સાચી પરિસ્થિતિ છે. એમાંથી એ કહેવાની હિંમત કોની હોઈ શકે કે "ભગવાન કર્મત્યાગનો જ આગ્રહ કરે છે કે કર્મ કરવાનો જ આગ્રહ કરે છે?" કેમકે મુક્તિ તો કર્મત્યાગથી પણ થઇ નહિ અને કર્મ કરવાથી પણ થઈ નહિ. પાપ અને પુણ્ય બન્ને બંધ્યાં છે. એકમાંથી ભગવાન ઉગારવાની પ્રતિજ્ઞા કરે છે અને બીજામાંથી નિષ્કામભાવ બચાવી લેવા માટે હાથ ઉંચો કરે છે.

તેથી એટલું જ સાચું કે "અર્જુન પાસેથી ભગવાન આ યુદ્ધ જરૂર કરાવવા ઇચ્છે છે." એ એક કર્મ છે. અને તે ક્ષત્રિય વર્ણોચિતકર્મ છે. એ કર્મ કરતાં જો અર્જુનને કાંઇક પાપ લાગશે તો તેનો સારથિ તેને ઉગારી લેશે. તે કર્મ કરવામાં જે પુણ્ય થશે તે કૃષ્ણાર્પણ થઇ જશે. તેને મુક્તિ મળશે કે નહિ તે તો રામ જાણે. કેમકે યુદ્ધ પછી જે કર્મો અર્જુન કરશે તેમાંથી ઉગારવાની ભગવાનની પ્રતિજ્ઞા નથી. ફક્ત યુદ્ધકર્મના પાપથી જ તે ઉગારવા કહે છે. યુદ્ધ પછીના અવશિષ્ટ જીવનમાં અને યુદ્ધ પૂર્વેના વિગત જીવનમાં જે કંઇ પાપ–પુણ્ય થયાં હશે તેના પરિણામમાં જ અર્જુન સ્વર્ગારોહી બન્યો છે. મુક્તિનું પત્તો લાગતો નથી. ॥૪૭॥

૩૮ મા શ્લોક વડે જે નિષ્કામકર્મના પ્રતિપાદનનું ઉત્થાન થયું છે અને ૪૦ મા શ્લોકવડે જે નિષ્કામકર્મને યોગમત પ્રમાણે વિશુદ્ધ બતાવવામાં આવ્યું છે તે જ નિષ્કામકર્મનેમાટે ભગવાન બોલે છે કેઃ—

**યોગસ્થઃ કુરુ કર્માણિ સંગં ત્યક્ત્વા ધનંજય ।**
**સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા સમત્વં યોગ ઉચ્યતે**
**॥૪૮॥**

પદચ્છેદ

**યોગસ્થઃ કુરુ કર્માણિ સઙ્ગં ત્યક્ત્વા ધનંજય ।**
**સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમઃ ભૂત્વા સમત્વં યોગઃ ઉચ્યતે**
**॥૪૮॥**

**પદાર્થ**—**ધનંજય**-હે ધનને જીતનાર અર્જુન! **સિદ્ધ્યસિદ્ધ્યોઃ**-સિદ્ધિ અને અસિદ્ધમાં. **સમઃ**-સમાન ભાવે. **ભૂત્વા**-રહીને. **યોગસ્થઃ**—યોગમાં (નિષ્કામ કર્મયોગમાં) સ્થિર રહીને. **સઙ્ગમ્**-સંગને. **ત્યક્ત્વા**-છોડીને. **કર્માણિ**-કર્મોને. **કુરુ**-તું કર. **સમત્વમ્**-સિદ્ધિ અને અસિદ્ધિ આદિમાં સમભાવ. **યોગઃ**-યોગ. **ઉચ્યતે**-કહેવાય છે. ॥૪૮॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! આ યુદ્ધમાં તને સિદ્ધિ મળશે કે અસિદ્ધિ મળશે,—જય મળશે કે પરાજય મળશે, એની ચિંતા કર્યા શિવાય બન્નેમાં સમાન ભાવ રાખીને, નિઃસ્પૃહ થઈને તું કર્મોને કર. ॥૪૮॥

**ભાવાર્થ**—હવે અહીં એ ધ્યાનમાં રાખવાની ખાસ વસ્તુ છે કે ભગવાન કર્મયોગને જુદાજુદા નામોથી ઓળખાવશે. "સિદ્ધિ અને અસિદ્ધિમાં સમ રહેનાર" પણ **નિષ્કામકર્મી** કહેવાય છે. **"યોગસ્થ"** યોગમાં સ્થિર રહેનાર પણ નિષ્કામકર્મી કહેવાય છે. એટલે નિષ્કામકર્મી કહેવાય છે. "બુદ્ધિયોગ"ને આચરનાર પણ

નિષ્કામકર્મી કહેવાય છે. એટલે નિષ્કામકર્મને ઓળખાવવા માટે એ બધા નામો યોજવામાં આવ્યાં છે. અહીં આ શ્લોકમાં "યોગમાં સ્થિર રહેવું" અને "સિદ્ધિ તેમ જ અસિદ્ધિમાં સમભાવે રહેવું" એ નિષ્કામકર્મના પર્યાયવાચક શબ્દો છે. **સંગત્યાગ** શબ્દ પણ એ જ કોટિનો છે.

અહીં **યોગસ્થ** આ પદમાં આવેલ યોગ શબ્દનો યોગમતવાળાને અભિપ્રેત યોગ અર્થ છે કે બીજો કોઈ અર્થ છે તે સ્પષ્ટ કરવામાટે ગીતાચાર્ય પોતાના અપ્રિયને પોતાના શિષ્યને સ્પષ્ટ કરવામાટે બોલે છે કે **"સમત્વં યોગ ઉચ્યતે"** ૩૮ મા શ્લોકમાં કહ્યા પ્રમાણે સુખ–દુઃખમાં, લાભ–અલાભમાં, જય–અજયમાં સમાનભાવે રહેવું એનું જ નામ યોગ છે, એ મારો મત છે.

આ શ્લોકમાં એક વિચિત્રતા છે. એ શ્લોકના ત્રણ વિભાગ એવી રીતે પાડો:—**"યોગસ્થ કર્માણિ કુરુ" "સઙ્ગં ત્યક્ત્વા કર્માણિ કુરુ" સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા કર્માણિ કુરુ" યોગ** એટલે સમતા. **સ્થ**–વર્તનાર–રહેનાર. સમતામાં રહેનાર થઈને તું કર્મ કર. એ પ્રથમ ભાગનો અર્થ થયો. એથી **"નિષ્કામકર્મ કર"** એ જ વાચ્યાર્થ અને એ જ ફલિતાર્થ પણ થાય છે. બીજા વિભાગને લ્યો. **"સંગને ત્યજીને કર્મ કર"**

કર્મના સંગનો ત્યાગ ત્યારે જ થાય જ્યારે નિષ્કામભાવે કર્મ કરાય. તેથી એ બીજા વિભાગનો પણ પહેલા વિભાગની પેઠે જ અર્થ થયો કે **"નિષ્કામ કર્મ કર."** એ જ વાચ્યાર્થ અને એ જ ફલિતાર્થ પણ થાય છે. ત્રીજા વિભાગને લ્યો. **"સિદ્ધિ અને અસિદ્ધિમાં સમભાવે રહીને કર્મ કર"** એનો પણ પહેલા અને બીજા વિભાગની પેઠે જ એ અર્થ થયો કે **"નિષ્કામ કર્મ કર".** એ જ વાચ્યાર્થ અને એ જ ફલિતાર્થ પણ થાય છે.

આવી રીતે એક જ અર્થને કહેવામાટે આ શ્લોકમાં નવા નવા શબ્દોની યોજના સાથે ત્રણ વાક્ય ગોઠવાઇ ગયાં છે. એ પુનરુક્તિ દોષ તો ન જ કહેવાય.

**"સમત્વં યોગ ઉચ્યતે"**—"દરેક અવસ્થામાં સમભાવે રહેવું અને વર્તવું એ યોગ કહેવાય છે." એ ભગવાને રચેલી **પારિભાષા** છે. એટલે યોગ શબ્દથી નિષ્કામકર્મ યોગ આ ઠેકાણે લેવો. ॥૪૮॥

સકામ કર્મયોગ કરતાં નિષ્કામ કર્મયોગ શ્રેષ્ઠ છે. તે પ્રતિપાદન કરવા ભગવાન ઉપદેશે છે—

**દૂરેણ હ્યવરં કર્મ બુદ્ધિયોગાદ્ધનંજય ।**
**બુદ્ધૌ શરણમન્વિચ્છ કૃપણાઃ ફલહેતવઃ ॥૪૯॥**

પદચ્છેદ

**દૂરેણ હિ અવરં કર્મ બુદ્ધિયોગાત્ ધનંજય ।**
**બુદ્ધૌ શરણમ્ અન્વિચ્છ કૃપણાઃ ફલહેતવઃ ॥૪૯॥**

**પદાર્થ**—**ધનંજય**-હે અર્જુન! **બુદ્ધિયોગાત્**-નિષ્કામકર્મયોગ કરતાં. **કર્મ**-સકામકર્મ. **હિ**-ખરેખર. **દૂરેણ**-અત્યંત. **અવરમ્**-નિકૃષ્ટ છે. **બુદ્ધૌ**-નિષ્કામકર્મ-યોગમાં જ. **શરણમ્**-શરણને. **અન્વિચ્છ**-તું શોધ. **ફલહેતવઃ**-જે લોકો ફળ-પ્રાપ્તિના હેતુ બને છે તેઓ. **કૃપણાઃ**-કૃપણ થાય છે-દુઃખી થાય છે. ॥૪૯॥

**સ્પષ્ટાર્થ**—નિષ્કામકર્મ કરતાં બીજા સકામ કર્મો અત્યંત અધમ કહેવાય. તેથી હે અર્જુન તું તો નિષ્કામ-કર્મની જ શરણ શોધ એટલે નિષ્કામકર્મ જ કર. જે લોકો સકામ કર્મ કરે છે તેઓ છેવટે દુઃખી થાય છે. ॥૪૯॥

**ભાવાર્થ**—"**એષાતેભિહિતા સાંખ્યે બુદ્ધિઃ**" (ગી. ૨. ૩૯) આ શ્લોકમાં જે **બુદ્ધિ** શબ્દ આવ્યો છે અને "બુદ્ધ્યા યુક્તો યયા પાર્થ" (ગી૦ ૨. ૩૯) અહીં જે બુદ્ધિ શબ્દ આવ્યો છે, એમ જણાય છે કે તે પણ નિષ્કામકર્મને જ કહે છે. એટલે બુદ્ધિ શબ્દથી પણ નિષ્કામકર્મનો જ બોધ થાવ એમ ભગવાનની ઇચ્છા જણાય છે. તે ઈચ્છા આ ૪૯ માં શ્લોકમાં આવેલ "બુદ્ધિયોગ" શબ્દથી વ્યકત થાય છે. અહીં "બુદ્ધિયોગ"

 

નો અર્થ વેદાંતપ્રસિદ્ધ "જ્ઞાનયોગ" તો નથી જ. કેમકે તે પ્રકરણ-વિરુદ્ધ થાય. બીજો કોઈ યોગ અહીં પ્રક્રાંત નથી. અને **યોગ** શબ્દની વ્યાખ્યા ભગવાન કરી ચુક્યા છે કે "**સમત્વબુદ્ધિને હું યોગ કહું છું.**" બીજા ઠેકાણે જુદા જુદા રહીને સ્વતંત્ર રીતે "નિષ્કામકર્મ" રૂપ અર્થને બોધન કરનારા, **બુદ્ધિ** અને **યોગ** આ બન્ને શબ્દોને ભગવાને અહીં ભેગા કરીને એક શબ્દ બનાવી નાખ્યો છે.

અને એજ શ્લોકના ઉત્તરાર્ધમાં કેવળ **બુદ્ધિ** શબ્દનો પણ પ્રયોગ કરીને એની સ્વતંત્રતાને પણ ભગવાન સાચવી રહ્યા છે. અહીંયાં **બુદ્ધિ** એટલે નિષ્કામકર્મયોગ.

એ ભાવ અને વિચારમાં જો કંઇ કંટક જણાતું હોય તો બુદ્ધિયોગ શબ્દનો એકદેશ લઈને પણ ભગવાન નિષ્કામકર્મયોગ જ કહેવા ઇચ્છે છે. જેમ કોઈનું નામ "સત્યભામા" હોય તે "સત્યા" પણ કહેવાય, "ભામા" પણ કહેવાય અને "સત્યભામા" પણ કહેવાય, આખા નામનો કોઇપણ એકદેશને ગ્રહણ કરવાથી આખા નામનું ગ્રહણ કરાએલું મનાય છે. તેમ જ અહીં "બુદ્ધિયોગ" એ નામમાંથી કેવળ "બુદ્ધિ"નો પણ પ્રયોગ થઇ શકે છે. અને કેવળ "યોગ"નો પણ પ્રયોગ થઈ શકે છે અને "**બુદ્ધિયોગ**" શબ્દનો પણ પ્રયોગ થઈ શકે છે.

ભગવાન ઉત્તરાર્ધ વડે પોતાના અભિપ્રાયને ઘણો જ સ્પષ્ટ બનાવે છે. ફળને ચાહનારા કૃપણ બને છે-દુઃખી

બને છે. તેથી આ સિદ્ધ થાય છે કે કર્મફળની ઇચ્છા ન કરવી જોઈએ. અને **"બુદ્ધૌ શરણમન્વિચ્છ"** કહેવાથી એ તો સ્પષ્ટ જ છે કે **"નિષ્કામકર્મ કર"** એટલે ભગવાન કર્મના ત્યાગના પક્ષપાતી નથી પણ કર્મના ફળના ત્યાગના જ પક્ષપાત ધરાવે છે.

સકામ કર્મને અત્યંત નિકૃષ્ટ બતાવવાનો એ આશય ન સમજવો જોઈએ કે સકામ કર્મનું ભગવાન ખંડન જ કરી રહ્યા છે. ભગવાન યોગ્યતાની વાત કરે છે. જે લોકો નિષ્કામકર્મની ઉચ્ચ ભાવનાને પામવાના અધિકારી ન હોય તેમણે તો સકામ કર્મ કરવાં જ.

રાજ્યના અને સ્વર્ગના લોભથી પણ અર્જુન પોતાના ક્ષાત્રધર્મને પાળી શકે છે. અને તેવી રીતે તે ધર્મને પાળવામાં કોઈ વિરોધ ઉઠાવી શકે નહિ. અર્જુનની નિંદા થઇ શકે નહિં. પણ ભગવાન એટલું જ કહે છે કે સકામકર્મમાં કલેશ નિયત છે. કામની પૂર્તિ ન થાય તો કલેશ થયા વગર રહે નહિ. તેથી જે લોકો ફળના હેતુ બને છે એટલે ફળ ઇચ્છે છે તે લોકો જરૂર દીનતા ભોગવે છે. કામ–ત્યાગ કરીને કર્મ કરનારને કોઈ પણ ક્ષણે દુઃખનો સંભવ નથી. કેમકે કોઈ ઇચ્છા હોય તો તેના વિઘાતમાં દુઃખ થાય. જ્યાં ઈચ્છા જ નથી ત્યાં વિઘાત શાનો? અને દુઃખ શાનું? ॥૪૯॥

નિષ્કામકર્મયોગના સ્વરૂપને વધારે સ્પષ્ટ કરવા માટે ભગવાન્ બોલે છે—

**બુદ્ધિયુક્તો જહાતીહ ઉભે સુકૃતદુષ્કૃતે ।**
**તસ્માદ્યોગાય યુજ્યસ્વ યોગઃ કર્મસુ કૌશલમ્ ॥૫૦॥**

પદચ્છેદ

**બુદ્ધિયુક્તઃ જહાતિ ઇહ ઉભે સુકૃતદુષ્કૃતે ।**
**તસ્માત્ યોગાય યુજ્યસ્વ યોગઃ કર્મસુ કૌશલમ્ ॥૫૦॥**

**પદાર્થ**—**બુદ્ધિયુક્તઃ**-નિષ્કામકર્મયોગયુક્ત માનવ. **ઇહ**-અહીંઆં. **સુકૃતદુષ્કૃતે**-સત્કર્મ અને અસત્કર્મ. **ઉભે**-બન્નેને. **જહાતિ**-મુકી દે છે. **યોગઃ**-નિષ્કામકર્મયોગ જ. **કર્મસુ**-બીજા સકામકર્મોમાંથી. **કૌશલમ્**-આવી પર્યાપ્તતાને-સામર્થ્યને (ધારણ કરે છે). **તસ્માત્**-તેથી. **યોગાય**-નિષ્કામકર્મ માટે. **યુજ્યસ્વ**-તૈયાર થા. ॥૫૦॥

**સ્પષ્ટાર્થ**—નિષ્કામકર્મયોગી સુકૃત અને દુષ્કૃત બન્નેને મુકી દે છે. જેટલા કર્મો છે તે બધાં કરતાં આ નિષ્કામકર્મમાં જ એવું સામર્થ્ય છે કે જેથી કર્મ કરનારના સુકૃત અને દુષ્કૃતની શક્તિનો નાશ કરી દે છે. તેથી તું આ નિષ્કામ કર્મયોગને માટે તૈયાર થઈ જા. ॥૫૦॥

**ભાવાર્થ**—અહીં પણ "**બુદ્ધિયુક્તઃ**" આ પદમાં બુદ્ધિ શબ્દનો અર્થ **બુદ્ધિયોગ** એટલે **નિષ્કામકર્મયોગ**

છે. ચોથા ચરણમાં આવેલ **યોગ** શબ્દનો પણ **અર્થ નિષ્કામ કર્મયોગ** જ છે.

સારી બુદ્ધિથી કરાએલ કર્મ **સુકૃત** કહેવાય છે અને દુષ્ટ બુદ્ધિથી કર્મ **દુષ્કૃત** કહેવાય છે. સુકૃતનું ફળ સ્વર્ગાદિ અને દુષ્કૃતનું ફળ નરકાદિ હોય છે. નિષ્કામકર્મમાં કોઈ પણ જાતની બુદ્ધિ જ નથી હોતી તે પૂર્વે ૪૧મા શ્લોકમાં કહેવામાં આવ્યું છે. ત્યાં તો ફક્ત એક બુદ્ધિ હોય છે અને તે એ કે "આ મારૂં કર્તવ્ય છે તેથી હું કરૂં છું" એમાં સારાં નરસાંનો વિચાર જ નથી ફળનું અનુસંધાન પણ નથી, તેથી એ નિષ્કામયોગ સુકૃત દુષ્કૃતની મર્યાદાથી પરે છે. બુદ્ધિયોગીનું કર્મ સુકૃત પણ ન કહેવાય તેમજ દુષ્કૃત પણ ન કહેવાય. તેથી તે એ બન્ને કર્મને મુકી દે છે. એ આ યોગનું એક સ્વરૂપ થયું.

બીજું સ્વરૂપ **"યોગઃ કર્મસુ કૌશલમ્"** આ શ્લોકથી વર્ણવે છે. નિત્ય, નૈમિત્તિક અને કામ્ય એ ત્રણ પ્રકારના કર્તવ્ય કર્મો હોય છે. બધા કર્મો કરતાં નિષ્કામ કર્મમાં એવું સામર્થ્ય હોય છે કે તે સુકૃત અને દુઃષ્કૃતથી કર્તાને પરે રાખે છે.

અહીં એક વસ્તુ વિચારવાની રહી જાય છે. એ ઉપર્યુક્ત ત્રણ કર્મોથી નિષ્કામકર્મ કયું કર્મ ગણાય ? એ કર્મ કામ્ય કર્મ તો કહેવાય જ નહિ કેમકે સ્વરૂપ વિરોધ છે.

એ જ વિશેષને લઇને તે નૈમિત્તિક કર્મ પણ ન કહેવાય. કેમકે તે કોઇ નિમિત્તને અનુસરીને કરાતું નથી. એ નિત્ય પણ ન કહેવાય. કેમકે નિત્ય કર્મ જે સંધ્યાવન્દનાદિ છે તેના કરવાથી કોઇપણ ફળ હોતું નથી એટલે પુણ્ય હોતું નથી. પણ ન કરવાથી પ્રત્યવાય હોય છે. આ નિષ્કામ કર્મ તો એવું નથી. એને તો કરીએ તો સર્વ-બંધન-વિમોક થાય છે. નહિ કરીએ તો પરિણામે દુઃખ થાય છે. આવી રીતે ત્રણ કર્મોની અંદર નિષ્કામકર્મનો સમાવેશ હોતો નથી.

સમાધાન. ખરેખર એ યોગનો કોઇપણ કર્મમાં સમાવેશ નહિ હોઈ શકે. કેમકે એ કર્મ જ નથી. એ તો બુદ્ધિયોગ છે. એનો સંબંધ બુદ્ધિ સાથે છે. જેવી રીતે **ભક્તિ**ના સેવનમાં પ્રભુનિમિત્તે હસ્તપાદાદિચાલન ક્રિયા તો થાય છે, અને ક્રિયા એ જ કર્મ. છતાં એ કર્મ કર્મ નથી હોતું પણ તે ભક્તિ કહેવાય છે. અને તેથી જ તે ક્રિયા બંધન કરનારી હોતી નથી. એવી રીતે આ નિષ્કામકર્મયોગમાં હસ્તપાદાદિના સમસ્ત વ્યાપાર થાય છે છતાં તે ક્રિયા કે કર્મ ન હોઈ શકે. જેમ સમાધિ લગાડીને આત્મચિંતન કરવું, સમાધિ—સિદ્ધિ પછી અહંબ્રહ્માસ્મિનું સ્વાભાવિક ચિંતન અને ત્યારપછી જીવન્મુક્તિની અવસ્થાએ પહોંચેલો આત્મા, **અહમ્** અને **અસ્મિને** મુકી દે છે અને સ્વસ્વરૂપમાત્ર—પરાયણ થાય છે, એ બધું જેમ ક્રિયા અથવા કર્મ નથી કહેવાતું તેમજ

એ નિષ્કામ કર્મયોગ પણ કર્મમાં પરિગણિત ન હોઈ શકે. નિષ્કામકર્મોની તો સિદ્ધિકાલમાં તે જ દશા હોય છે જે સમાધિસિદ્ધિકાળમાં જ્ઞાની–આત્માની થાય છે. જ્ઞાની આત્માની દરેક ક્રિયા જેમ વગર ઇચ્છાએ પ્રવર્તે છે–તે બધી ક્રિયાઓ સ્વાભાવિક થઈ જાય છે, તેને માટે અલ્પ પ્રયત્નની પણ જ્ઞાનયોગીને જરૂર પડતી નથી અને તેથી જ તે—જ્ઞાની અને જીવન્મુક્ત આત્મા તે તે કર્મોને કરીને પણ કર્મબંધનથી મુક્ત જ રહે છે. અને જો જ્ઞાનીના કર્મો પણ કર્મ જ ગણાય તો આત્માની મુક્તિ કોઈ કાળે હોઇ શકે જ નહિ. કેમકે જ્યાંસુધી તે જગતમાં રહેશે ત્યાંસુધી ભોજન–આચ્છાદન, મલમૂત્રત્યાગ, શ્વાસપ્રશ્વાસ આદિની અનંત ક્રિયાઓ ચાલુ રહેવાની જ. અને તેને લીધે તેને બંધન થાય જ. તે બંધનના ફળ ભોગવવા માટે બીજો જન્મ જોઇએ. બીજા જન્મમાં પણ એ જ ચક્ર ચાલુ થશે. ત્યારે મુક્તિને માટે અવકાશ ક્યાં છે? તેથી એ સિદ્ધાંત જ છે કે જ્ઞાનીના કર્મો જ્ઞાનીને બંધન-કર્તા હોતા નથી. એવી જ રીતે નિષ્કામકર્મયોગીની બધી ક્રિયા સ્વાભાવિક થઈ જાય છે. તેમાં જરા પણ પ્રયત્ન–માનસપ્રયત્નની આવશ્યકતા રહેતી નથી. તેથી તે કર્મો બંધનકર્તા હોતા નથી. જ્ઞાનીને તો અમુક વખત સુધી એવું પણ જ્ઞાન રહી શકે છે કે :—

**કર્તૃત્વમદ્ય મે નષ્ટં કર્તવ્યં વાપિ ન ક્વચિત્ ।**
**બ્રાહ્મણ્યં કુલગોત્રે ચ નામસૌન્દર્યજાતય : ।**

**સ્થૂલદેહગતા એતે સ્થૂલાદ્ ભિન્નસ્ય મે નહિ ॥**

અર્થાત્ "આજે મારું કર્તૃત્વ–કર્તાપણું સમાપ્ત થયું છે. મારું કર્તવ્ય હવે કશું રહ્યું નથી. બ્રાહ્મણપણું, કુલાભિમાન, ગોત્રાભિમાન, નામાભિમાન, સૌન્દર્યાભિમાન, જાત્યભિમાન આ બધી વસ્તુઓ સ્થૂલ શરીરની સાથે સંબંધ ધરાવનારી છે. તેનાથી સર્વથા ભિન્ન મારી સાથે એનો કંઇ સંબંધ નથી."

પણ નિષ્કામકર્મયોગીને તો એવી સ્થિતિ પણ પ્રાપ્ત હોતી નથી. એવું જ્ઞાન તેને ન હોઈ શકે. તેમાં તો એક જ જ્ઞાન. **"વ્યવસાયાત્મિકા બુદ્ધિરેકેહ કુરુનન્દન"** આ ગીતાવચન પ્રમાણે નિષ્કામકર્મયોગીને એક જ બુદ્ધિ હોઈ શકે છે. માટે એ યોગમાં તો કોઈ અવસ્થાભેદ પણ ન હોઇ શકે. એક જ એની ભૂમિકા હોય છે. અને તે મહાપ્રયાસે પામી શકાય છે. જ્ઞાનયોગ કરતાં પણ એમાં કાઠિન્ય છે. એ સહજ સાધ્ય નથી. રાગ-રોષ આદિનો ત્યાગ જેમ જ્ઞાનમાર્ગમાં જ્ઞાનયોગીને અપેક્ષિત છે તેમ જ તે જ સાધનો અહીં પણ અપેક્ષિત છે.

નિષ્કામકર્મયોગીમાં અને જ્ઞાનયોગીમાં એટલો જ ભેદ હોય છે કે નિષ્કામકર્મયોગી તે તે બધા કર્મોને કરે છે જેને સામાન્ય સાંસારિક મનુષ્યો **કર્મ** જ કહી શકે છે. છતાં તે કર્મયોગીનો તેની સાથે કશો સંબંધ હોતો નથી. અને જ્ઞાનયોગી પોતાની માનસિક સ્થિતિને તે

અવસ્થાએ પહોંચાડે છે કે જ્યાં પહોંચીને કર્મ પોતાની મેળે છુટી જાય છે. **"જ્ઞાનાગ્નિઃ સર્વકર્માણિ ભસ્મસાત કુરુતેઽર્જુન"** (   )નું તાત્પર્ય પણ એજ છે કે જ્ઞાનિ કર્મનો આરંભ જ નથી કરતો.

અહીં એક બીજી પણ વાત છે. જેમ જ્ઞાનીના ભૂતકર્મો એટલે સંચિતકર્મો જ્ઞાનાગ્નિ વડે દગ્ધ થઈ જાય છે, તેમ જ નિષ્કામકર્મયોગીના સંચિત કર્મો દગ્ધ થાય છે કે નહિ, તેનો વિચાર કરવો જોઈએ. નિષ્કામકર્મયોગી જો સિદ્ધિ મેળવી શકે અને તે બધી મર્યાદા એની અંદર આવી જાય જે તેને મળવી જ જોઈએ અને ફરી પછી કોઇપણ કાળે ક્ષણભરમાટે પણ સકામકર્મનું ચિંતન ન થાય તો જરૂર તેના કર્મો પણ દગ્ધ થાય જ. અને ક્રિયમાણ કર્મોનો જ્ઞાનીના કર્મોની પેઠે જ અશ્લેષ થાય

એ બન્ને યોગોમાં બધું સરખું જ છે. અંતર એટલું જ કે એકમાં બધા કર્મો મશીનની પેઠે, શ્વાસ-પ્રશ્વાસની પેઠે સ્વાભાવિક રીતે વગર ઇચ્છાએ થયા કરે છે જ્યારે બીજા જ્ઞાનમાર્ગમાં સ્વાભાવિક રીતે કર્મનો ત્યાગ થઈ જાય છે.

ત્યારે એક પ્રશ્ન ઉપસ્થિત હોઈ શકે છે. જો નિષ્કામ કર્મની ગણત્રી કર્મોમાં ન હોય તો એને "કર્મ" એ સંજ્ઞા કેમ આપવામાં આવી ? સમાધાન. સંસારી

કર્મોની પેઠે જ તે નિષ્કામકર્મી પણ કર્મ કરતાં જણાય છે માટે તેના વ્યાપારને **કર્મ** એ નામ આપવામાં આવ્યું છે.

એ કહેવું યુક્તિયુક્ત નથી કે **"કર્મ કરવામાં કુશળતા, તેનું નામ યોગ છે"** એવો અર્થ **"યોગઃ કર્મસુ કૌશલમ્"**નો છે. કેમકે યોગ શબ્દનો પાછળ **"સમતા"** અર્થ કહેવામાં આવ્યો છે. એક જ શબ્દ જુદાજુદા બે અર્થોની સંજ્ઞા ન હોઇ શકે. અને જો **"સમત્વમ્"** તેમ જ **"કૌશલમ્"** આ બન્ને શબ્દોનો એક જ અર્થ હોય તો એકવાર અર્થ બતાવી દીધા પછી બીજીવાર તે ને તે જ અર્થ બતાવવામાં કંઇ કારણ નથી. માટે **"યોગઃ કર્મસુ કૌશલમ્"**નો જે અર્થ ઉપર કરવામાં આવ્યો છે તે ઉચિત જ છે. ॥૫૦॥

નિષ્કામકર્મોને પણ મુક્તિની પ્રાપ્તિ થાય છે તે કહેવા સારૂ શ્રી ભગવાન બોલે છે :—

**કર્મજં બુદ્ધિયુક્તા હિ ફલં ત્યક્ત્વા મનીષિણ઼ઃ ।**
**જન્મબન્ધવિનિર્મુક્તા પદં ગચ્છન્ત્યનામયમ્ ॥૫૧॥**

પદચ્છેદ

**કર્મજં બુદ્ધિયુક્તા હિ ફલં ત્યક્ત્વા મનીષિણઃ ।**
**જન્મબન્ધવિનિર્મુક્તાઃ પદં ગચ્છન્તિ અનામયમ્ ॥૫૧॥**

**પદાર્થ**-**બુદ્ધિયુક્તાઃ**-બુદ્ધિયોગી અર્થાત્ નિષ્કામ-કર્મયોગી. **મનીષિણઃ**-વિદ્વાનો. **કર્મજમ્**-કર્મોમાંથી ઉત્પન્ન થતું. **ફલમ્**-ફળને. **ત્યક્ત્વા**-ત્યજીને. **જન્મબન્ધ-વિનિર્મુક્તાઃ**-જન્મરૂપ બંધમાંથી છુટી ગએલા થઇને. **હિ**-અવશ્ય જ. **અનામયમ્**-સર્વ ક્લેશ વિરહિત. **પદમ્**-પદને-સ્થાનને. **ગચ્છન્તિ**-મેળવે છે. ॥૫૧॥

**સ્પષ્ટાર્થ**-બુદ્ધિયોગને પાલન કરનારા વિદ્વાનો કર્મજ-ફળને ત્યજી દઇને જન્મ, મરણ આદિ બંધનમાંથી છુટી જઇને જેમાં કોઇ પણ દુઃખનો લેશ નથી એવા પદને-મુક્તિને પામે છે. ॥૫૧॥

**ભાવાર્થ**-પૂર્વની પેઠેજ અહીં પણ **બુદ્ધિયુક્તાઃ**નો અર્થ બુદ્ધિયોગયુક્ત અર્થાત્ નિષ્કામકર્મયોગી એવો કરવો જોઇએ.

**મનીષી** શબ્દનો સામાન્ય રીતે વિદ્વાન એવો અર્થ હોય છે. પણ અહીં સામાન્ય વિદ્વાનથી તાત્પર્ય નથી પણ **મનને મારનારા** એટલે મનને જીતનારા એવા વિદ્વાનથી તાત્પર્ય છે.

એવા નિષ્કામકર્મયોગી વિદ્વાનો જન્મરૂપ બંધનમાંથી મુક્ત થઈ જાય છે. એમ કહેવાથી એ તાત્પર્ય સમજવું કે જે જન્મના બંધનમાંથી મુક્ત થશે તે મરણના બંધનમાંથી પણ મુક્ત થશે જ. કેમકે જન્મ વગર

મરણ હોતું નથી. એ દરેક જન્ય પદાર્થ માટે નિયમ છે. માયા–અવિદ્યા જન્ય નથી તેથી જ તે જન્મ વગર પણ મરણની સ્થિતિને પામે છે. એટલે અનાદિ હોવા છતાં સાંત (અન્તવાળી) મનાય છે.

અનામયનો શબ્દાર્થ છે—જેમાં કોઈપણ જાતનો રોગ ન હોય તે. એવું પદ કેવળ મુક્તિ દશા જ કહેવાય. મુક્તિ સિવાયની એક પણ કોઈ એવી દશા નથી કે જેમાં કોઈપણ જાતનો ક્લેશ ન હોય. રોગનો અર્થ તાવ અને ઉધરસ નહિ, પણ સાંસારિક ક્લેશ. જેમાં આધિ અને વ્યાધિ બન્નેનો સમાવેશ થાય છે.

નિષ્કામકર્મયોગ કર્મ નથી તેથી જ તે મુક્તિનું સાધન છે. જે દરેક કર્મના ફળનો ત્યાગ કરે છે એટલે ફળની ઇચ્છા વગર જ કર્મ કરવાની મહાશક્તિ પ્રાપ્ત કરી લે છે તે અવશ્ય જ મુક્તિને પામે છે. તેના જન્મ અને મરણનો કાગળ ફાટી જાય છે. ॥૫૧॥

હજી પણ અર્જુનના મનમાંથી **"સ એવ પાપિષ્ઠતમો યઃ કુર્યાત્ કુલનાશનમ્"** "કુળનો નાશ કરનાર મહાન્ પાપી હોય છે" એ ભાવ દૂર થતો ન જોઈને ભગવાન બોલે છે—

**યદા તે મોહકલિલં બુદ્ધિર્વ્યતિતરિષ્યતિ ।**
**તદા ગન્તાસિ નિર્વેદં શ્રોતવ્યસ્ય શ્રુતસ્ય ચ ॥૫૨॥**

પદચ્છેદ

**યદા તે મોહકલિલં બુદ્ધિઃ વ્યતિતરિષ્યતિ ।**
**તદા ગન્તાસિ નિર્વેદં શ્રોતવ્યસ્ય શ્રુતસ્ય ચ ॥૫૨॥**

**પદાર્થ**—**યદા**—જ્યારે. **તે**—તારી. **બુદ્ધિ**—બુદ્ધિ. **મોહકલિલમ્**—મોહરૂપ દુઃખને. **વ્યતિતરિષ્યતિ**—પાર કરી જશે. **તદા**—ત્યારે. **શ્રોતવ્યસ્ય**—જે કંઈ હજી સાંભળવાનું બાકી હશે તેના સંબંધમાં. **ચ**—અને. **શ્રુતસ્ય**—જે કંઈ સાંભળી લીધું છે તેના સંબંધમાં. **નિર્વેદમ્**—વૈરાગ્યને. **ગન્તાસિ**—પામીશ. ॥૫૨॥

**સ્પષ્ટાર્થ**—અર્જુન ! જ્યારે તારી બુદ્ધિ મોહરૂપ દુઃખને પાર કરી જશે ત્યારે, તેં જે કંઈ સાંભળ્યું છે અને જે કંઈ સાંભળીશ, તે બધાના સંબંધમાં વૈરાગ્યને પામીશ. ॥૫૨॥

**ભાવાર્થ**—**મોહ** એટલે અવિવેક. કર્તવ્ય-અકર્તવ્ય, પ્રાપ્ય-અપ્રાપ્ય, ધર્મ-અધર્મ, જ્ઞેય-અજ્ઞેય ઈત્યાદિ વિષયોમાં જ્યારે ઠીકઠીક વિવેક થતો નથી તે અવસ્થાને **મોહ** કહેવામાં આવે છે. **કલિલ** અને **ગહન** એ બે શબ્દો સમાનાર્થક છે. ગહન શબ્દનો **વન** અને **દુઃખ** એવા બે અર્થો થાય છે. એવી રીતે કલિલના પણ બે અર્થો થાય છે. અહીં કલિલ એટલે દુઃખ. **મોહ** એ જ દુઃખ. **દુઃખ** શબ્દથી અહીં અંતઃકરણની મલિનતાનું ગ્રહણ કરવું જોઈએ. ભગવાન કહે છે કે અર્જુન હજી

સુધી તારો મોહ ગયો નથી તેથી જ તું મુંઝાય છે. જે કંઈ શાસ્ત્રોમાં તેં સાંભળ્યું છે તેની એવી સજ્જડ છાપ તારા મન ઉપર પડી છે કે ભુંસાતી નથી. અને તેથી તું તેને સાચી સ્થિતિ માનીને દુઃખી થઈ રહ્યો છે. જ્યારે તારી બુદ્ધિ આ મોહરૂપ દુઃખમાંથી પાર થઈ જશે ત્યારે તું સ્વસ્થ બનીશ. અને ત્યારે તને જે કંઇ સંભળાવવામાં આવ્યું છે અને જે કંઈ ભવિષ્યમાં હજી સાંભળવાનું બાકી હશે તે બધામાં તને વૈરાગ્ય પેદા થશે. અસ્વસ્થ મનના માણસને સંસારી સાક્ષરો જે કંઇ સંભળાવી દે છે, તેનું મન તેમાં જ ચોંટી જાય છે, તે જ વસ્તુ તેને સાચી લાગે છે. તારા મન ઉપર પણ જે અસર પડી છે તે એવી રીતે જ પાડવામાં આવી છે. જ્યારે તું મોહ–પંકમાંથી બહાર નિકળી જઇશ, પોતે વિચારશીલ બનીશ ત્યારે તને જણાશે કે હજીસુધી ખરેખર તું અંધકારમાં જ ભટકતો હતો. અને ત્યારપછી તને આ વેદો, શાસ્ત્રો અને આખ્યાયિકાઓમાંથી મળેલ સંસ્કારો ઉપર દ્વેષબુદ્ધિ પેદા થશે અને તને વૈરાગ્ય થશે. તે વખતે તું જોઈ શકીશ કે—

**માતાપિતૃસહસ્રાણિ પુત્રદારશતાનિ ચ ।**
**અનાગતાન્યતીતાનિ કસ્ય તે કસ્ય વા વયમ્ ॥**

"સહસ્રો માતાપિતાના સંબંધમાં મનુષ્ય આવી ગએલા હોય છે અને સહસ્રો માતાપિતાના સંબંધમાં આવશે

એવી રીતે સહસ્રો પુત્રો અને સ્ત્રીઓના સંબંધમાં પણ મનુષ્ય આવ્યા હોય છે અને ભવિષ્યમાં આવશે પણ ખરા. અને એ રીતે નિશ્ચય થશે કે તે સંબંધિઓમાંથી કોઈ કોઈનો નથી. અમે પણ કોઈ કોઈના નથી." ॥૫૨॥

હવે બુદ્ધિયોગને પામવાનું સાધન સમજાવવા માટે ભગવાન ફરીથી ઉપસંહાર કરતાં બોલે છે કે:-

**શ્રુતિવિપ્રતિપન્ના તે યદા સ્થાસ્યતિ નિશ્ચલા ।**
**સમાધાવચલા બુદ્ધિસ્તદા યોગમવાપ્સ્યસિ ॥૫૩॥**

પદચ્છેદ

**શ્રુતિવિપ્રતિપન્ના તે યદા સ્થાસ્યતિ નિશ્ચલા ।**
**સમાધૌ અચલા બુદ્ધિઃ તદા યોગમ્ અવાપ્સ્યસિ॥૫૩॥**

**પદાર્થ—શ્રુતિવિપ્રતિપન્ના**—શ્રુતિઓના વચનોથી સંશયવાળી બનેલી. **નિશ્ચલા**—અત્યંત ચંચલ. **તે**—તારી. **બુદ્ધિઃ**—બુદ્ધિ. **યદા**—જ્યારે. **સમાધૌ**—અંતઃકરણમાં એટલે મનમાં. **અચલા**—શાંત. **સ્થાસ્યતિ**—થશે. **તદા**—ત્યારે. **યોગમ્**—આ નિષ્કામકર્મયોગને. **અવાપ્સ્યસિ**—તું પામીશ. ॥૫૩॥

**સ્પષ્ટાર્થ**—શ્રુતિયોના વિવિધ વચનોને સાંભળી સાંભળીને તારી બુદ્ધિ સંશયવાળી થઈ ગઈ છે અને તેથી જ તે ભારે ચંચળ પણ બની ગઈ છે. જ્યારે તારી બુદ્ધિ તારા અંતઃકરણમાં શાંત થઈ જશે, ત્યારે તું આ નિષ્કામકર્મયોગને કરી શકીશ. ॥૫૩॥

**ભાવાર્થ**—વેદો કોઈ વખતે યજ્ઞની પ્રશંસા કરે છે, કોઈ વખતે કર્મની પ્રશંસા કરે છે, કોઈ વખતે જ્ઞાનની પણ પ્રશંસા કરે છે. પ્રશંસા કરતાં કરતાં હદ ઓળંગી જાય છે. તેથી એ વાત સ્વાભાવિક જ છે. સાંભળનારની બુદ્ધિમાં ભેદ પેદા થાય—સંશય પેદા થાય. એક જ વેદ ભિન્ન ભિન્ન વસ્તુઓને પ્રશંસે છે માટે મારે આ કરવું કે આ કરવું, તે કોઈ નક્કી ન કરી શકે. માટે તે માણસની બુદ્ધિ ચંચળ બને છે. એની સામે ત્યારે એક જ ધ્યેય હોતું નથી. જ્યારે જે વસ્તુ તરફ મન દોડી જાય ત્યારે તે જ વસ્તુને મેળવવાની ઈચ્છા જાગૃત થઈ જાય છે. મન તરત જ તેને મુકીને બીજી વસ્તુની ચિંતા કરે છે. માટે તે ચંચલ બનેલો માણસ તે પેલી વસ્તુને મુકીને આ બીજી વસ્તુને ઈચ્છવા લાગે છે. તેથી એવો માણસ ધ્યેય-હીન થઈ જાય છે.

જ્યારે એ ચંચળ બુદ્ધિ મનમાં સ્થિર થઈ જાય ત્યારે જ વ્યવસાયાત્મિકા એક બુદ્ધિ પેદા થાય. અને તે એક બુદ્ધિ જ્યારે પેદા થાય ત્યારે જ નિષ્કામકર્મયોગનું તત્ત્વ સમજાય.

**વિપ્રતિપન્ના** શબ્દનો અર્થ છે—અનેક જાતના સંશયવાળી.

**નિશ્ચલા**-શબ્દનો અર્થ છે-**નિરન્તરંચલા-નિશ્ચલા** સદા જે ચાલતી જ રહે તે **નિશ્ચલા** કહેવાય છે. અહીં થોડો વિવાદ કરવાની જગ્યા છે. આ શ્લોકમાં **નિશ્ચલા** અને **અચલા** આવી રીતે બે શબ્દો આવી પડ્યા છે. સામાન્ય રીતે એ બન્ને શબ્દોનો પ્રયોગ એકજ અર્થમાં થાય છે. વ્યાખ્યાકારો પુનરુક્તિને ટાળવા માટે જુદીજુદી દિશાઓમાં દોડી ગયા છે. **રામાનુજ સ્વામી "અચલા"**નો અર્થ **"એકરૂપા"** કરે છે. **"નિશ્ચલા"**નો જગતપ્રસિદ્ધ સામાન્ય અર્થ સ્વીકારે છે. **મધુસૂદન સરસ્વતી "નિશ્ચલા"**નો અર્થ **"જાગ્રત્‌સ્વપ્નદર્શનલક્ષણવિક્ષેપ-રહિતા"** કરે છે અને **"અચલા"**નો અર્થ **"સુષુપ્તિ-મૂર્છાસ્તબ્ધીભાવાદિરૂપલયલક્ષણચલનરહિતા"** કરે છે. **શંકરસ્વામી "નિશ્ચલા"**નો અર્થ **"વિક્ષેપ-ચલનવર્જિતા"** કરે છે અને **"અચલા"**નો અર્થ **"વિકલ્પ વર્જિતા"** કરે છે. પુનરુક્તિને દૂર કરવા માટે આ બધા ઉપાયો છે.

પણ એ બધા અર્થો ઉલટા સુલટા કેમ ન થાય ? એટલે જે અર્થ "અચલા"નો જે માને છે તેના મતમાં તે જ અર્થ "નિશ્ચલા"નો શા માટે ન થાય ? અને જે અર્થ "નિશ્ચલા"નો જે માને છે તેના મતમાં તે જ અર્થ "અચલા"નો શા માટે ન થાય ? એ એવો નિયત અર્થ નથી કે જે કોશાદિ દ્વારા પ્રમાણિત કરી શકાય. તેમજ

આ બધા અર્થો એક "અચલા" શબ્દથી જ અથવા "નિશ્ચલા" શબ્દથી જ કહી શકાય છે ત્યારે બે શબ્દો શા માટે? એવા અનેક પ્રશ્નો ઉભા થઇ શકે છે. જેનો શુદ્ધ ઉત્તર એક પણ ન હોઇ શકે. કોઈ ઉત્તર કરવા પણ બેસશે તો એવો ઉત્તર કરશે કે જેને પોતે પણ સમજી શકતો નહિ હશે.

તેથી મ્હેં "**નિશ્ચલા**" શબ્દના પ્રસિદ્ધ અર્થનો ત્યાગ કરીને **ચંચળ** એવો અર્થ કર્યો છે. જેમકે "**નિરસ્યતે**" "**નિરસનમ્**" "**નિરાસઃ**" "**નિશ્ચયઃ**" ઇત્યાદિ શબ્દોમાં "**નિર્**"નો અર્થ "નિતરામ" અથવા "નિરંતરમ્" થાય છે. એવી રીતે અહીં પણ **નિર્+ચલા** એ બે શબ્દોમાંથી "**નિર્**" નો અર્થ "નિતરામ" અથવા "નિરંતરમ" થાય છે. "નિતરામ" અને "નિરંતરમ" બન્નેનો અર્થ લગભગ એક જ હોય છે અને તે એ કે "હંમેશ" અથવા "અત્યન્ત". મારી પદ્ધતિ પ્રમાણે અર્થ કરવાથી "નિશ્ચલા" અને "અચલા"ના જુદાજુદા અર્થો સ્વાભાવિક રીતે જ થઈ જવાથી પુનરુક્તિની આશંકા જ રહેતી નથી.

**સમાધિ** શબ્દનો અર્થ પૂર્વની પેઠે અહીં પણ અંતઃકરણ અથવા મન એ જ છે.

**યોગ** શબ્દનો અર્થ પણ **સત્યા, ભામા, સત્યભામાની** પેઠે **બુદ્ધિયોગ** છે. એ વસ્તુનું ઉપપાદન પૂર્વે કરવામાં આવ્યું છે. ॥૫૩॥

આગલા શ્લોકની સંગતિ કેવી રીતે લાગે છે તેનો વિચાર કરવો જોઈએ. આગલા શ્લોકમાં **"સ્થિતપ્રજ્ઞસ્ય" "સમાધિસ્થસ્ય"** એ બે શબ્દો આવ્યા છે. **"સ્થિતપ્રજ્ઞ"** અને **"સમાધિસ્થ"**ની ઓળખાણ મેળવવા માટે અર્જુનનો પ્રશ્ન થાય છે. પણ એ **"સ્થિતપ્રજ્ઞ"** અને **"સમાધિસ્થ"** આવ્યા ક્યાંથી ? પૂર્વના કોઈપણ શ્લોકમાં આ બે શબ્દો આવ્યા જ નથી. જે શબ્દ નથી આવ્યા, જે વાચ્ય નથી આવ્યા તેના વાચક શબ્દ, તેનું સ્વરૂપ, તેની ગતિ જાણવાની જિજ્ઞાસા અર્જુનને કેમ થઈ ?

રામાનુજ ભાષ્ય અહીં ચુપ છે. રામાનુજભાષ્યના લખનારે રામાનુજ સ્વામીને કલંક લગાડયું છે. ગીતાનું ભાષ્ય કેવી રીતે થાય છે તે તો એ જાણતા જ નથી. શંકર સ્વામીનું અનુકરણ કરવું હતું, તે તેણે કરીને પોતાને કૃતકૃત્ય માની લીધેલ જણાય છે. અનુકરણ પણ એટલા જ અર્થમાં કે "ગીતાનું ભાષ્ય થયું છે." પણ ગીતાનું શું રહસ્ય છે ? કયા શ્લોકની કેવી રીતે સંગતિ લાગે છે ? કયો શબ્દ કયા અભિપ્રાયથી મુકવામાં આવ્યો છે ? એ બધાનું નિરાકરણ કરવામાં રામાનુજ ભાષ્ય તદ્દન અસમર્થ છે. મને તો લાગે છે કે તે ભાષ્ય શ્રી રામાનુજ સ્વામીએ કરેલું જ નથી. કોઈ બીજો રામાનુજ નામવાળાએ એ ભાષ્ય કર્યું છે. લોકો શ્રી સમ્પ્રદાયાચાર્ય રામાનુજનું આ ગીતાભાષ્ય સમજી ગયા. અને તેમ પ્રવાહ ચાલી પડયો.

શંકર સ્વામી ૫૩ મા શ્લોકમાં આવેલ **યોગ** શબ્દનો પ્રકરણ વિરૂદ્ધ અને અનુપસ્થિત અર્થ **"વિવેકપ્રજ્ઞા સમાધિં પ્રાપ્સ્યસિ"** એમ કરીને **"લબ્ધસમાધિપ્રજ્ઞ"** શબ્દની રચના કરીને "સ્થિતપ્રજ્ઞ" અને "સમાધિસ્થ" આ બન્ને શબ્દોની લગોલગ પહોંચી જાય છે.

મધુસૂદન સરસ્વતીનો આ સ્થળે જે પ્રયાસ છે તે તો એમ જણાવી આપે છે કે, શ્રી કૃષ્ણ અને અર્જુનની સાથે તેઓ પણ તે વખતે ઉપસ્થિત ન રહ્યા હોય ! એમણે કર્યું શું છે કે, ૫૩ મા શ્લોકની વ્યાખ્યા સમાપ્ત કરતાં છેવટમાં એક અભિપ્રાય કાઢયો છે તે એ કે **"તદા પુનઃ સાધ્યન્તરાભાવાત્ કૃતકૃત્યઃ સ્થિતપ્રજ્ઞો ભવિષ્યસીત્યભિપ્રાયઃ"** અર્થાત્ જ્યારે તું યોગને એટલે જીવ અને બ્રહ્મની એકતારૂપ, તત્ત્વમસ્યાદિવાક્યજન્ય અખંડ સાક્ષાતકાર જેમાં થાય છે એવા, સર્વયોગફલને પ્રાપ્ત કરીશ, ત્યારે ફરી કોઇ અન્ય સાધ્ય ન હોવાને લીધે તું કૃતકૃત્ય અને સ્થિતપ્રજ્ઞ થઈ જઈશ. એવો અભિપ્રાય કાઢીને તેઓએ આ શ્લોકની સંગતિનો હાસ્યાસ્પદ પ્રયાસ કર્યો છે.

સંગતિ લગાડવાનો જે પ્રયાસ હું પોતે કરવાનો છું તે કેવો હશે એ તો નિષ્પક્ષ વિદ્વાનોના નિર્ણય ઉપર આધાર રાખે છે. પણ મને વિશ્વાસ છે કે હું અદ્વૈતવાદ,

વિશિષ્ટાદ્વૈતવાદ, દ્વૈતાદ્વૈતવાદ, શુદ્ધાદ્વૈતવાદ અને દ્વૈતવાદ, આ વાદોમાંથી કોઇ વાદનો પણ પ્રચાર કરવાની ઈચ્છા અને આગ્રહ વિના કેવળ ગીતાની વ્યાખ્યા કરવાના જ પવિત્ર આશયથી આ પ્રયાસ કરૂં છું. તેથી હું કંઈક ઠીકઠીક કહી શકીશ. એ આત્મપ્રશંસાને વિદ્વાનો ક્ષમા કરશે. હવે સંગતિ જોઈએ.

પ્રથમ એ વિચાર કરી લેવો જોઇએ કે **સંગતિ** કહે છે કોને ? એટલે સંગતિનો શો અર્થ ?

પૂર્વે જે અર્થનું નિરૂપણ થઇ ચુકયું હોય, તે પછી જે અર્થ કહેવાશે, તે અર્થને માટે શિષ્યની જિજ્ઞાસા હોવી જોઈએ, તે જિજ્ઞાસાને ઉદ્બોધન આપનાર કોઈ જ્ઞાન હોવું જોઈએ. તે જ્ઞાન શબ્દપ્રયોગ વગર હોઈ શકે નહિ. માટે તે જ્ઞાનનો પ્રત્યાયક શબ્દપ્રયોગ પણ પૂર્વે હોવો જોઇએ. તે જ્ઞાન જે વિષયનું જ્ઞાન હોય તે વિષયના અનુકૂલ જે સંબંધ હોય છે તે સંબંધ જ અવ્યવહિત પર કહેવામાં આવનાર અર્થની **સંગતિ** કહેવાય છે.

એનું ઉદાહરણ. જેમ એ જ દ્વિતીય અધ્યાયના આરંભમાં ૪ થી ૮ મા શ્લોક સુધી અર્જુનની વ્યામોહ-દશાનું નિરૂપણ થઈ ચુકયું છે. ત્યારપછી અર્જુનના વ્યામોહને દૂર કરવાનો પ્રયાસ ભગવાન શરૂ કરે છે. તેથી આઠમા શ્લોકથી અવ્યવહિત પર વ્યામોહ દૂરીકરણનો

પ્રયાસ છે. અને તે પ્રયાસરૂપ જે અર્થ તેને માટે અર્જુનની જિજ્ઞાસા પણ છે–"જે સારૂં હોય તે મને કહો". એ જિજ્ઞાસાને ઉદ્‌બોધન આપનાર–"કાર્પણ્ય દોષોપહતસ્વભાવ વાળો હું થઇ ગયો છું" અને "હું ધર્મસંમૂઢચેતા પણ છું" એવું જ્ઞાન અર્જુનને છે. એ જ્ઞાનના પ્રત્યાયક શબ્દો પણ "**નચૈતદ્ વિદ્મઃ કતરન્નો ગરીયઃ**" આદિ છે. અહીં જ્ઞાનનો વિષય છે "**કાર્પણ્યદોષોપહતસ્વભાવતા**" અને "**ધર્મમૂઢતા**". એ વિષયનો અનુકૂળ સંબંધ, અનન્તરના "**તમુવાચહૃષીકેશઃ**" ઇત્યાદિ શ્લોકમાં છે.

એ સંગતિ છ પ્રકારની હોય છે—૧. પ્રસંગસંગતિ, ૨. ઉપોદ્‌ઘાતસંગતિ. ૩. ઉપજીવ્યોપજીવકભાવસંગતિ, ૪. અવસરસંગતિ, ૫. નિર્વાહકૈક્યસંગતિ. ૬. કાર્યૈક્ય સંગતિ.

આપણને અહીં પ્રસંગસંગતિનો વિચાર કરવો છે. ૫૨ મા શ્લોકમાં "**તદા ગન્તાસિ નિર્વેદમ્**" "જ્યારે તારી બુદ્ધિ મોહકલિલને તરી જશે ત્યારે તું નિર્વેદને –વૈરાગ્યને પામીશ" એમ કહેવામાં આવ્યું છે. વૈરાગ્ય ઉત્પન્ન થયા પછી માણસનું માનસ એકાગ્ર બની જાય છે. એ એકાગ્રતારૂપ ઉપસ્થિત અર્થને લઇને ૫૪મા શ્લોકમાં "**સમાધિસ્થ**" શબ્દનો પ્રયોગ થયો છે. અહીં **સમાધિનો** અર્થ મન કે અંતઃકરણ નહિ પણ "ચિત્તવૃત્તિનિરોધ"

એ જગત્‌-પ્રસિદ્ધ અર્થ છે. ચિત્તવૃત્તિનિરોધ એટલે ચિત્તવૃત્તિની એકાગ્રતા.

અને ૫૩ મા શ્લોકમાં **“સમાધાવચલા બુદ્ધિઃ”**. “જ્યારે તારી અત્યારે ચંચળ બુદ્ધિ સમાધિમાં અચળ-સ્થિર-સ્થિત થશે ત્યારે તું નિષ્કામકર્મયોગને પામીશ” એમ કહેવામાં આવ્યું છે. “જ્યારે તારી બુદ્ધિ સ્થિત થશે” એટલે જ્યારે તું “સ્થિર બુદ્ધિવાળો” થઇશ. આવી રીતે વગર પ્રયાસે નિકળી આવેલ **“અચલબુદ્ધિક”** શબ્દને સ્થાને સગવડ પ્રમાણે **“સ્થિતપ્રજ્ઞ”** શબ્દનો પ્રયોગ આગળના શ્લોકમાં થયો છે.

આવી રીતે ૫૨ અને ૫૩ મા બે શ્લોકોમાં વર્ણવાએલા “સમાધિસ્થ” અને “સ્થિતપ્રજ્ઞ”ના વિશેષરૂપે જ્ઞાન મેળવવા માટે અર્જુન ભગવાનને પ્રશ્ન કરે છે કે—

અર્જુન ઉવાચ

**સ્થિતપ્રજ્ઞસ્ય કા ભાષા સમાધિસ્થસ્ય કેશવ !**
**સ્થિતધીઃ કિં પ્રભાષેત કિમાસીત વ્રજેત કિમ્‌॥૫૪॥**

પદચ્છેદ

**સ્થિતપ્રજ્ઞસ્ય કા ભાષા સમાધિસ્થસ્ય કેશવ।**
**સ્થિતધીઃ કિં પ્રભાષેત કિમ્‌ આસીત વ્રજેત કિમ્‌॥૫૪॥**

**પદાર્થ**—**કેશવ**-હે કૃષ્ણ. **સ્થિતપ્રજ્ઞસ્ય**-જેને અચલા બુદ્ધિ પ્રાપ્ત થાય છે અને તેના પરિણામે જ્યારે તે. **સમાધિસ્થસ્ય**-ચેતોવૃત્તિનિરોધમાં સ્થિત હોય છે ત્યારે તેનું. **કા**-કયું. **ભાષા**-પરિભાષા-લક્ષણ હોય છે. **સ્થિતધીઃ**-તે સ્થિત પ્રજ્ઞાવાળા માણસ. **કિમ્**-કેવી રીતે. **પ્રભાષેત**-બોલે છે? **કિમ્**-કેવી રીતે. **આસીત**-બેસે છે. **કિમ્**-કેવી રીતે. **વ્રજેત**-ચાલે છે. ॥૫૪॥

**સ્પષ્ટાર્થ**-સ્થિરબુદ્ધિવાળા માણસનું શું લક્ષણ છે? તે કેવી રીતે બોલે છે? કેવી રીતે બેસે છે? અને કેવી રીતે ચાલે છે? ॥૫૪॥

**ભાવાર્થ**—અર્જુનને એમ લાગ્યું કે ભગવાન, જ્યારે સ્થિર બુદ્ધિવાળા માણસની આટલી પ્રશંસા કરે છે ત્યારે અવશ્ય એવો માણસ કોઈ જુદી જાતનો થતો હશે. તેથી તેણે તેવા માણસના સંબંધમાં ચાર પ્રશ્નો કર્યા. ૧-તેનું લક્ષણ શું? ૨-તેનું બોલવું શું? ૩-તેનું બેસવું શું? ૪-અને તેનું ચાલવું શું? તેનું લક્ષણ શું? આ પ્રશ્નના પેટા પ્રશ્ન તરીકે બીજા ત્રણ પ્રશ્નો છે. એટલે સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બોલતો હશે? કેવી રીતે બેસતો હશે? અને કેવી રીતે ચાલતો હશે? એનો મુખ્ય આશય એ છે કે અર્જુનને એમ વિચાર થયો હશે કે જે કંઈ ક્રિયા થાય છે તે બુદ્ધિની અસ્થિરતાનું જ પરિણામ છે. જો બુદ્ધિ

**એકદમ** સ્થિર થઈ જાય તો તો માણુસ જડવત્‌ થઈ જશે. અને એવી દશામાં તે નથી બોલી શકતો, નથી બેસી શકતો અને નથી ચાલી શકતો. કેમકે આ બધી ક્રિયા ત્યારે જ થાય જ્યારે બોલવાની બુદ્ધિ થાય, બેસવાની બુદ્ધિ થાય અને ચાલવાની બુદ્ધિ થાય. તે બુદ્ધિ તો તે માણસની હોતી જ નથી. કેમકે તે અચળ–પ્રજ્ઞ–"**સ્થિત-પ્રજ્ઞ**" થઈ ગયો છે. તેથી તેણે ભગવાનને આવી રીતે ચાર પ્રશ્નો કર્યા.

પણ અહીં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે. સામાન્ય પ્રશ્ન માટે સંસ્કૃત ભાષામાં આટલા શબ્દો વપરાય છે:— **કિમ્, કથમ્, કિયત્, કીદૃશમ્. કિમ્** શબ્દ કોઈપણ વસ્તુના નામની જિજ્ઞાસા પ્રકટ કરે છે. જેમકે "આ શું છે?" આ પ્રશ્નથી કોઈપણ વસ્તુનું નામ પુછાય છે. "આ કોણ છે?" અહીં પણ નામ જ પુછાય છે. "શું કહો છો?" અહીં કહેવાની જે વસ્તુ તે પુછાય છે–એટલે તે પણ એક રીતે નામ જ કહેવાય. **કથમ્** શબ્દથી એ પ્રકટ થાય છે કે પુછનાર કોઈ વસ્તુનો પ્રકાર જાણવા ઇચ્છે છે. પ્રકાર એટલે ભાંત અથવા પદ્ધતિ. જેમકે "આ કામ તમોએ કેવી રીતે કર્યું?" અહીં કામ કરવાની રીતિ, પદ્ધતિની જિજ્ઞાસા થાય છે. **કિયત્‌** શબ્દથી કોઈ વસ્તુનું પરિમાણ કે સંખ્યા જણાવવામાં આવે છે. જેમકે "કેટલું ખાધું?" "ત્યાં કેટલાં છોકરાં છે?"

પહેલા પ્રશ્નમાં પરિમાણ જાણવાની ઇચ્છા છે અને બીજા પ્રશ્નમાં સંખ્યા જાણવાની ઇચ્છા છે. **કીદૃશમ્** શબ્દ કોઈ વસ્તુના સ્વરૂપની જિજ્ઞાસા માટે પ્રયુક્ત થાય છે. જેમકે "આ ફળનો સ્વાદ કેવો છે?" અહીં સ્વાદનું સ્વરૂપ પુછાય છે.

આ શ્લોકમાં **કિમ્** શબ્દ ચાર વખત આવેલ છે. "**કાભાષા**" "**કિમ્ પ્રભાષેત**" "**કિમ્ આસીત**" "**કિમ્ વ્રજેત**" "**કા ભાષા**"માં જે "**કા**" છે તે પણ "**કિમ્**" જ કહેવાય. ઉપર **કિમ્** શબ્દનો પ્રયોગ કેવી રીતે થાય છે, તે જણાવવામાં આવ્યું છે. પણ ઉત્તરાર્ધમાં જે ત્રણ ઠેકાણે "**કિમ્**" શબ્દ બોલાએલો છે તેનો અર્થ ઉપર બતાવેલા અર્થથી જુદો છે. ત્યાં "**કથમ**"ના અર્થમાં "**કિમ્**"નો ઉપયોગ કરવામાં આવ્યો છે. એટલે "**કિમ પ્રભાષેત**" "તે કેવી રીતે બોલે છે?" "**કિમ્ આસીત?**" "કેવી રીતે તે બેસે છે?" "**કિમ્ વ્રજેત?**" "તે કેવી રીતે ચાલે છે?" આવી રીતે અહીં તે તે ક્રિયાની પદ્ધતિ જાણવાની ઇચ્છા છે. તાત્પર્ય એ છે કે જો **કિમ્** શબ્દનો પ્રખ્યાત સામાન્ય અર્થ અહીં લઇએ તો અર્થ થશે કે "સ્થિતપ્રજ્ઞ શું બોલે છે? શું બેસે છે? શું ચાલે છે?" એ પ્રશ્નમાં કોઈ જાતનું સ્વારસ્ય નથી. શું બેસે છે અને શું ચાલે છે એ તો પ્રશ્ન જ નિરર્થક છે. **બેસવું** એ ધાતુ અકર્મક છે. એને માટે કર્મની જિજ્ઞાસા હોય જ

નહિ. "શું ચાલે છે કે શું જાય છે?" આ સ્થાને શું નથી પુછાતો, પણ "ક્યાં" પુછાય છે. એટલે "ક્યાં જાય છે?" "ક્યાં ચાલે છે?" એમ પુછાય છે. અને શું બોલે છે, એવો તો પ્રશ્ન થઈ શકે છે; પણ આ પ્રશ્નની આવશ્યકતા નથી. શું બોલે છે? એનો ઉત્તર એટલો પણ થઈ શકે છે કે "શબ્દ બોલે છે." તેથી **કિમ્**નો સામાન્ય અર્થ ત્યજીને **"કેવી રીતે"** એ અર્થ અહીં સુસંગત છે. એનું તાત્પર્ય, અર્જુનને એમ લાગ્યું કે જ્યારે માણસની બુદ્ધિ સ્થિર થઈ જાય તો તે કોઈ પણ ક્રિયા કરી શકતો નથી, અને તેથી તે ભગવાનને પુછવા લાગ્યો કે **સ્થિતધીઃ** એટલે **સ્થિતપ્રજ્ઞ** બોલતો હશે કે નહિ? જો બોલતો હોય તો કેવી રીતે? કેમકે બોલવાને માટે જે બુદ્ધિ પ્રેરણા આપી શકે છે તે તો સ્થિર થઇ ગઈ છે. બોલવાની ક્રિયા કેમ થતી હશે? એવી જ શંકા બેસવાને માટે પણ થાય. બુદ્ધિની પ્રેરણા વગર બેસાય પણ નહિ. એવી જ શંકા ચાલવા માટે પણ થાય. બુદ્ધિની પ્રેરણા વગર ચલાય નહિ. અહીં ત્રણ જ ક્રિયાને માટે પ્રશ્ન છે, પણ એ તો ઉપલક્ષણ છે. એના જેવી બીજી ક્રિયાઓનું ગ્રહણ સમજવું. કાંઈ ખાસ એ ત્રણને માટે જ એ પ્રશ્ન નથી. કોઈપણ ક્રિયાનું નામ લેવું જોઈએ તેથી એ ત્રણ ક્રિયાના નામો લેવાયાં છે. બાકી બીજી ક્રિયાઓને માટે પણ એ જ પ્રશ્ન હોઈ શકે છે. જેમકે "સ્થિતપ્રજ્ઞ કેવી રીતે ખાતો હશે? કેવી રીતે પીતો હશે? કેવી રીતે ઉંઘતો હશે? કેવી રીતે જાગતો હશે?" ઇત્યાદિ.

એના ઉપરથી એમ સમજવાનું કે આ શ્લોકના ઉત્તરાર્ધમાં ત્રણ પ્રશ્ન નથી પણ એક જ પ્રશ્ન છે, અને તે એ જ કે "જ્યારે બુદ્ધિની ગતિ બંધ થઈ ગઇ ત્યારે તેવો માણસ કોઈપણ ક્રિયા કેમ કરી શકે છે ?" અને એવી રીતે હવે આ આખા શ્લોકમાં બે જ પ્રશ્ન થાય છેઃ– ૧–સ્થિતપ્રજ્ઞનું લક્ષણ શું ? અને ૨–તે કોઈ પણ ક્રિયા કેવી રીતે કરી શકતો હશે ? એ જ બે પ્રશ્નો છે અને એના જ આ અધ્યાયની સમાપ્તિ સુધી ઉત્તરો છે. જે ટીકાકારોએ એમાંથી ચાર પ્રશ્નો ઉપજાવ્યા છે અને બલાત્કારે ચાર જવાબો પેદા કરવાની કોશિશ કરી છે તે વસ્તુતઃ વ્યર્થ છે. જે લોકોએ અહીં સમાધિદશા અને વ્યુત્થાન દશાને લઈને પ્રશ્નોની સંગતિ લગાડી છે તેમનો પ્રયાસ કેવળ તેમના પાંડિત્યને પ્રકાશે છે.

આ શ્લોકમાં **સમાધિસ્થ** શબ્દ સ્થિતપ્રજ્ઞનો જ પર્યાયવાચક છે. સ્થિતપ્રજ્ઞનું શું લક્ષણ છે ? અને સમાધિસ્થનું શું લક્ષણ છે ? એવી રીતે બે પ્રશ્નો નથી. તેથી જ ઉત્તરાર્ધમાં કેવળ "**સ્થિતધીઃ**" શબ્દ જ આવ્યો છે. **સમાધિસ્થ** શબ્દ નથી આવ્યો. જો **સ્થિતપ્રજ્ઞ** અને સમાધિસ્થ બે જુદી જુદી વસ્તુઓ હોત તો **સ્થિતધીઃ**ની સાથેજ **સમાધિસ્થ** શબ્દ પણ બોલાયો હોત.

કોઈ કહે કે **સમાધિસ્થ** શબ્દનો ઉત્તરાર્ધમાં અધ્યાહાર કરવો જોઇએ. તો એ વાત માનવા યોગ્ય નથી.

કેમકે આગળ ભગવાન પોતાના ઉત્તરમાં દરેક ઠેકાણે **"સ્થિતધીઃ" "સ્થિતપ્રજ્ઞઃ" "તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા"** એમ જ બોલે છે. **સમાધિસ્થ**નું નામ પણ લેતા નથી. તેથી **"સ્થિતપ્રજ્ઞ"** અને **"સમાધિસ્થ"** બન્ને એક જ અર્થને કહેવા માટે આવ્યા છે.

અંતર એટલું જ છે કે **"સ્થિતપ્રજ્ઞ"** થવાથી જ **"સમાધિસ્થ"** થવાય છે. જ્યાંસુધી અંતઃકરણની બુદ્ધિરૂપ વૃત્તિ ચંચળ રહે છે ત્યાંસુધી ચિત્તવૃત્તિનો નિરોધ હોઈ શકતો નથી. પણ ખરું જોતાં તો એ **સમાધિસ્થ** શબ્દ પરમા શ્લોકમાં "**निर्वेदं गन्तासि**" એમ કહેવાથી ઉપસ્થિત થયો છે. તેથી એ બન્નેને નામમાત્રના કાર્યકારણભાવમાં ન નાખીને પર્યાયવાચક જ રહેવા દેવા જોઈએ. પણ પર્યાયવાચક શબ્દોનો એક સાથે જ પ્રયોગ નથી હોતો. અહીં પણ તેમ પ્રયોગ ન હોવો જોઈએ. તેથી એટલો વિવેક તો રાખવો જ જોઈએ કે જે **સ્થિતપ્રજ્ઞ** હોય છે તે **સમાધિસ્થ** અવશ્ય હોય છે: એટલે એક જ મનુષ્યની એક સાથે જ રહેનારી આ બે અવસ્થાઓના સૂચક શબ્દો છે. એ મનુષ્યત્વ અને બ્રાહ્મણત્વથી જુદી અવસ્થા હોય છે. જ્યાં બ્રાહ્મણત્વ રહે છે, ત્યાં મનુષ્યત્વ અવશ્ય રહે છે. પણ જ્યાં મનુષ્યત્વ રહે છે ત્યાં બ્રાહ્મણત્વ અવશ્ય રહેતું નથી. ત્યાં ક્ષત્રિયત્વ પણ રહે છે, ત્યાં વૈશ્યત્વાદિ પણ રહે છે. મનુષ્યત્વ અને

બ્રાહ્મણત્વ એક જ ચેતનની બે અવસ્થાઓ છે. છતાં સ્થિતપ્રજ્ઞ અને સમાધિસ્થની અવસ્થા એનાથી જુદી છે. એ તો જ્યાં સ્થિતપ્રજ્ઞત્વ રહે છે ત્યાં સમાધિસ્થત્વ પણ જરૂર રહે છે. અને જ્યાં સમાધિસ્થત્વ રહે છે ત્યાં સ્થિતપ્રજ્ઞત્વ પણ જરૂર રહે છે. એક જ વ્યક્તિને માટે આ બન્નેમાંથી કોઈ એક શબ્દનો પ્રયોગ હોઈ શકે છે—અને એ જ દૃષ્ટિએ એ પર્યાયવાચક હોઈ શકે છે. ॥૫૪॥

સ્થિતપ્રજ્ઞનું લક્ષણ બતાવવા સારૂ ભગવાન્ બોલે છે—

શ્રીભગવાન્ ઉવાચ

**પ્રજહાતિ યદા કામાન્સર્વાન્પાર્થ મનોગતાન્ ।**
**આત્મન્યેવાત્મના તુષ્ટઃ સ્થિતપ્રજ્ઞસ્તદોચ્યતે ॥૫૫॥**

પદચ્છેદ

**પ્રજહાતિ યદા કામાન્ સર્વાન્ પાર્થ મનોગતાન્ ।**
**આત્મનિ એવ આત્મના તુષ્ટઃ સ્થિતપ્રજ્ઞઃ તદા ઉચ્યતે ॥૫૫॥**

**પદાર્થ**—**પાર્થ**—હે અર્જુન! **યદા**—જ્યારે. **મનોગતાન્**—મનમાં રહેલી. **સર્વાન્**—બધી. **કામાન્**—કામનાઓને. **પ્રજહાતિ**—માણસ એકદમ છોડી દે છે અને. **આત્મનિ**—મનમાં. **આત્મના**—પોતાની મેળે. **એવ**—જ.

**તુષ્ટઃ**-સંતુષ્ટ રહે છે. **તદા**-ત્યારે. **સ્થિતપ્રજ્ઞઃ**-સ્થિર બુદ્ધિવાળો. **ઉચ્યતે**-કહેવાય છે. ॥૫૫॥

**સ્પષ્ટાર્થ**-હે અર્જુન! જ્યારે મનમાં રહેલી બધી ઇચ્છાઓનો જીવ સર્વથા ત્યાગ કરી દે છે અને મનમાં પોતાની મેળે સંતુષ્ટ રહે છે ત્યારે તે જીવ-તે આત્મા-તે માણસ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ॥૫૫॥

**ભાવાર્થ**-જ્યારે આવી સ્થિતિ પેદા થાય છે ત્યારે કોઈ પણ મનુષ્ય "**સ્થિતપ્રજ્ઞ**" કહેવાય છે, એમ કહીને ભગવાને "સ્થિતપ્રજ્ઞ"નુ લક્ષણ કહ્યું છે.

ઉપનિષદમાં કામઃ, સંકલ્પઃ, ઇચ્છા, વિચિકિત્સા આદિને ગણાવીને કહ્યું છે કે "**એતત્સર્વં મન એવ**" આ બધું મન જ છે. એ કહેવાથી ઉપનિષદના મત પ્રમાણે **કામ** પણ **મન** જ છે. અને તેથી **મનોગતાન્ કામાન્** કહેવું ન ઘટે. કેમકે **કામ** એટલે મન. "મનમાં રહેલા મનોને જે છોડે તે **સ્થિતપ્રજ્ઞ** કહેવાય છે." આવા અર્થ કરવાથી કોઈપણ જાતનું જ્ઞાન આપણને મળતું નથી. તેથી જોકે ઔપનિષદ મત પ્રમાણે **કામ** પણ મન જ કહેવાય છે છતાં અહીં કામ શબ્દથી મનનું ગ્રહણ ન કરવું એ જ ઉચિત છે,

વસ્તુતઃ તો જ્ઞાન, ઇચ્છા, સુખ આદિ અંતઃકરણના આશ્રિત હોય છે. એટલે **કામ** મન નથી, પણ **મનનો**

**આશ્રિત** છે. બીજા લોકો આ શ્રુતિમાં લક્ષણા કરીને કામ મનને આશ્રિત છે એ અર્થ પ્રાપ્ત કરે છે. વેદાંત મતમાં લક્ષણા વગર પણ એ અર્થ પ્રાપ્ત થઈ જાય છે. કેમકે વેદાંતમત ધર્મ અને ધર્મોમાં તાદાત્મ્ય માને છે. મન ધર્મી છે. કામ ધર્મ છે. બન્નેનું તાદાત્મ્ય છે. એ તાદાત્મ્યને લઈને જ કામને પણ મન કહેવામાં આવ્યું છે.

મનોગત કામોને પ્રાપ્ત કરીને જીવને એક જાતનો સંતોષ મળે છે. જ્યારે કામોનો ત્યાગ થઈ જશે તો જીવને સંતોષ મેળવવાનું સાધન શું રહેશે ? એ શંકાની નિવૃત્તિ માટે જ આ શ્લોકોનું ત્રીજું ચરણ–"**આત્મન્યેવાત્મના તુષ્ટઃ**" છે. પ્રથમના **આત્મન્** શબ્દનો અર્થ **મન** છે. બીજા **આત્મન્** શબ્દનો અર્થ **સ્વયમ્** છે. **સ્વયમ્** એટલે પોતાની મેળે. તાત્પર્ય એ કે જેમ જીવ કામોને મેળવીને મનમાં સંતુષ્ટ થતો હતો તેમજ કામોને ત્યાગ કરીને તે પોતાની મેળે મનમાં સંતોષ પ્રાપ્ત કરશે. બહારથી કોઈપણ વસ્તુ સ્થિતપ્રજ્ઞના સંતોષ માટે ન હોઈ શકે. બહારની કોઈપણ વસ્તુ જો મનમાં હશે તો બુદ્ધિની સ્થિરતાનો નાશ થયા વગર નહિ રહેશે. તેથી આત્માએ પોતાની મેળે જ પોતાનો જે અનંત સંતોષ છે તેને પ્રાપ્ત કરવો જોઈએ. અને તેના વડે મનમાં સંતોષ માનવો જોઈએ. ॥૫૫॥

સ્થિતપ્રજ્ઞને ઓળખવાનાં બીજાં ચિહ્નો ભગવાન બતાવે છે—

**દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ ।**
**વીતરાગભયક્રોધઃ સ્થિતધીર્મુનિરુચ્યતે ॥૫૬॥**

પદચ્છેદ

**દુઃખેષુ અનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ ।**
**વીતરાગભયક્રોધઃ સ્થિતધીઃ મુનિઃ ઉચ્યતે ॥૫૬॥**

**પદાર્થ**—**દુઃખેષુ**–દુઃખોમાં. **અનુદ્વિગ્નમનાઃ**–જેનું મન ઉદ્વિગ્ન થતું નથી તે. **સુખેષુ**–સુખોમાંથી. **વિગતસ્પૃહઃ**–જેની સ્પૃહા ચાલી ગઈ હોય તે. **વીતરાગભયક્રોધઃ**–અને જેના મનમાંથી રાગ, ભય, ક્રોધ એ બધા વિકારો સર્વથા દૂર થઈ ગયા હોય તે. **મુનિઃ**–વિચારવાન્ માણસ. **સ્થિતધીઃ**–સ્થિતપ્રજ્ઞ. **ઉચ્યતે**–કહેવાય છે. ॥૫૬॥

**સ્પષ્ટાર્થ**–દુઃખ આવી પડવાથી જે ગભરાતો નથી અને સુખ મેળવવા માટે જે ફાંફાં મારતો નથી તથા રાગ, ભય અને ક્રોધ વિગેરે વિકારોથી જે મુક્ત થઈ ગયો હોય એવા મનનશીલ–વિચારવાન્ માણસને **સ્થિતપ્રજ્ઞ** કહેવામાં આવે છે. ॥૫૬॥

**ભાવાર્થ**—આપણા શાસ્ત્રોમાં ત્રણ પ્રકારનાં દુઃખો વર્ણવ્યાં છે. **આધ્યાત્મિક દુઃખ, આધિભૌતિકદુઃખ** અને **આધિદૈવિકદુઃખ.** આપણા શરીરમાં જે વ્યાધિઓ પેદા થાય છે–જેમકે તાવનું આવવું, માથાનું દુખવું અને બીજા જાતજાતના રોગો–તે બધા **આધ્યાત્મિક દુઃખ**

કહેવાય છે. બીજા પ્રાણીઓ તરફથી જે દુઃખ આપણને પ્રાપ્ત થાય છે તે **આધિભૌતિક દુઃખ** કહેવાય છે. જેમકે ચોરભય, સર્પભય, શત્રુભય, સિંહભય, વ્યાઘ્રભય, ઈત્યાદિ. અને દૈવી આપત્તિ જે આવી પડે છે તે **આધિદૈવિકદુઃખ** કહેવાય છે. જેમકે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, અતિતાપ, અતિશીત આદિ. એ ત્રણેમાંથી ગમે કોઈ એક દુઃખ આવી પડે અથવા બે અથવા ત્રણે દુઃખ સામટા આવી પડે તોપણ મનમાં ઉદ્વેગ ન હોવો જોઈએ. આવવાનું હતું તે આવ્યું એમ માનીને શાંત રહેવું જોઇએ. તેમજ સુખોને મેળવવામાટે કોઇપણ ઈચ્છા સેવવી જોઇએ નહિ. જે સુખ મળવાનું હશે તે મળી રહેશે એમ આત્મ-સંતોષ કરવો જોઈએ. સુખ અને દુઃખને સમાન માન્યા પછી ઉદ્વિગ્નતા અને કોઇ જાતની સુખસ્પૃહાને અવકાશ જ રહેતો નથી. નિષ્કામકર્મયોગીની અન્ય કર્મયોગીઓ કરતાં એ જ વિશેષતા. સ્થિતપ્રજ્ઞ એટલે નિષ્કામકર્મયોગી.

મહાભારતમાં શાંતિપર્વમાં કહ્યું છે કે:—

**અનિષ્ટસંપ્રયોગાચ્ચ વિપ્રયોગાત્પ્રિયસ્ય ચ ।**
**મનુષ્યા માનસૈર્દુઃખૈર્યુજ્યન્તે સ્વલ્પબુદ્ધયઃ ॥**

"અજ્ઞાની લોકો અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિથી અને ઈષ્ટ વસ્તુના વિયોગથી માનસિક દુઃખો સાથે જોડાય છે."

જો નિષ્કામકર્મયોગીની પેઠે ઇષ્ટ અને અનિષ્ટની ભાવના, પ્રિય અને અપ્રિયની ભાવના હૃદયમાંથી નીકળી જાય તો દુઃખને માટે કંઇ પણ કારણ રહેતું નથી.

તેમજ સુખની સ્પૃહા કરનારાઓ રાત્રિંદિવ પ્રયત્ન કરી કરીને થાકે છે પણ સુખથી તૃપ્તિ હોતી નથી. કેમકે એક સુખ મળી જાય છે ત્યારે બીજાની તરત જ ઇચ્છા થાય છે. તે મળે છે ત્યારે તરત જ ત્રીજા સુખની ઇચ્છા પેદા થાય છે.

**અન્તો નાસ્તિ પિપાસાયાસ્તુષ્ટિસ્તુ પરમં સુખમ્ ।**
**તસ્માત્સંતોષમેવેહ ધનં પશ્યન્તિ પણ્ડિતાઃ ॥**

"લોભનો અંત આવતો નથી. તેથી સાંસારિકસુખનો લોભ એ જ દુઃખ છે અને સંતોષ એ પરમસુખ છે. વિદ્વાનોની દૃષ્ટિમાં સંતોષ જ મોટું ધન છે.

**દુઃખોમાં અનુદ્વિગ્નમનપણું** અને **સુખાદિની સ્પૃહાથી રહિતપણું** એ "**સ્થિતપ્રજ્ઞ**"ના બે લક્ષણો થયાં. ત્રીજું લક્ષણ "**વીતરાગભયક્રોધઃ**"થી કહ્યું છે.

પ્રિય વસ્તુમાં અથવા પોતાના ઉપકાર કરનારા ભાઈ બહેનોમાં જે પ્રેમ, તેનું નામ **રાગ.** અને પોતાની અપ્રિય વસ્તુમાં, આપણી સાથે બુરાઈ કરનારાઓમાં જે અણગમો તે જ **ક્રોધ.** મધુસૂદન સરસ્વતીએ કહ્યું છે કે—

"**ક્રોધ ઈર્ષ્યાનિમિત્તં તુ ચિત્તાભિજ્વલનં ભવેત્ ।**"

એટલે પારકાની સંપદાને જોઈને જે ઈર્ષ્યા થાય છે તેને

લીધે જ મનમાં જે આગ સળગે છે તેનું જ નામ **ક્રોધ.** બલવાન્ અને અપરિહાર્ય અપ્રિય વસ્તુના સાંનિધ્યથી હૃદયમાં જે વૃત્તિથી કંપ પેદા થાય છે, તે જ **ભય** કહેવાય છે. એ ત્રણેથી જે અલગ થઈ ગયો હોય તે **સ્થિતપ્રજ્ઞ** કહેવાય છે. એ ત્રીજું લક્ષણ છે.

**યો મે દક્ષિણં બાહું ચન્દનેન સમુક્ષયેત્ ।**
**સવ્યં વાસ્યાપિ યસ્તક્ષેત્સમાવેતાવુભૌ મમ ॥**

જનકરાજાએ કહ્યું કે "જે કોઈ મારા જમણા હાથમાં ચંદનનો લેપ કરે અને જે કોઈ મારા ડાબા હાથને વાંસલા વડે કાપી નાંખે, મારે માટે બન્ને સમાન છે." આવી રીતે જ્યારે ઉપકારીમાં પ્રીતિ અને અનુપકારીમાં અપ્રીતિનો જન્મ ન થાય ત્યારે તે **સ્થિતપ્રજ્ઞ** કહેવાય.

ચોથું લક્ષણ "**મુનિઃ**" છે. મુનિ એટલે મનનશીલ. જે સત્ય, અસત્ય, તત્ત્વ, અતત્ત્વ આદિનો વિચાર કરતા રહે તે પણ સ્થિતપ્રજ્ઞ. પણ અહીં એટલું ધ્યાનમાં રહેવું જોઈએ કે **મુનિ—"મનનશીલ"** થવાથી જ આ ૫૬માં શ્લોકમાં વર્ણવાએલી ત્રણે દશાઓ પ્રાપ્ત થાય છે. મનન કરવાથી જ માણસ દુઃખમાં ઉદ્વિગ્ન થતો નથી. મનન કરવાથી જ સુખને માટે સ્પૃહા કરનારો થતો નથી. અને મનન કરવાથી જ તે રાગ ભય અને ક્રોધથી અલગ થઈ જાય છે. ॥૫૬॥

સ્થિતપ્રજ્ઞના બીજા લક્ષણો બતાવવા ભગવાન બોલે છે–

**યઃ સર્વત્રાનભિસ્નેહસ્તત્તત્પ્રાપ્ય શુભાશુભમ્ ।**
**નાભિનન્દતિ ન દ્વેષ્ટિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૭॥**

પદચ્છેદ

**યઃ સર્વત્ર અનભિસ્નેહઃ તત્ તત્ પ્રાપ્ય શુભાશુભમ્ ।**
**ન અભિનન્દતિ ન દ્વેષ્ટિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૭॥**

**પદાર્થ**—**યઃ**–જે. **સર્વત્ર**–બધા ઠેકાણે. **અનભિસ્નેહઃ** –રાગ વગર રહે છે અને જે. **તત્તત્**–તે તે. **શુભાશુભમ્** –ઇષ્ટ અને અનિષ્ટને. **પ્રાપ્ય**–પામીને. **ન,અભિનન્દતિ** –અત્યંત પ્રસન્ન હોતો નથી અને. **ન,દ્વેષ્ટિ**–દ્વેષ કરતો નથી. **તસ્ય**–તેની. **પ્રજ્ઞા**–બુદ્ધિ. **પ્રતિષ્ઠિતા**–સ્થિર થએલી કહેવાય.

**સ્પષ્ટાર્થ**—જે માણસ હરેક વસ્તુમાં સ્નેહ રહિત રહે છે એટલે ઉદાસીનભાવે રહે છે. અમુક ઇષ્ટ વસ્તુને પામીને જે તેને વધાવી લેતો નથી અને અમુક અનિષ્ટ વસ્તુને પામીને તેની સાથે દ્વેષ રાખતો નથી. તેની બુદ્ધિ સ્થિર થએલી મનાય. એટલે તે **સ્થિતપ્રજ્ઞ** કહેવાય.॥૫૭॥

**ભાવાર્થ**—સામાન્ય સ્થિતિમાં માણસના હૃદયમાં સ્નેહ–રાગ રહ્યા જ કરે છે. તે સ્નેહ જ બંધન. તે સ્નેહરૂપ–રાગરૂપ અંતઃકરણની વૃત્તિ માણસને નિર્બળ બનાવે છે, એટલે દુઃખી બનાવે છે. તેથી સ્નેહવૃત્તિ

વગરનો જે હોય તે **સ્થિતપ્રજ્ઞ.** જોકે કોઈની સાથે સ્નેહ રાખવો અનુચિત ન કહેવાય. પણ એક જ વસ્તુ દેશ, કાળને અનુસરીને ઉચિત અને અનુચિત સ્વરૂપને સેવે છે. જે ઘૃત મનુષ્યના આયુષ્યનું વર્ધક હોય છે તે જ જ્વરની દશામાં આયુષ્યનો ક્ષય કરનાર થઈ જાય છે. એટલે તાવમાં ઘૃતસેવન અનુચિત થઈ જાય છે. એવી રીતે જ્યાં સુધી માણસ જગતની દશાને નભાવતો હોય ત્યાંસુધી જગતનો સ્નેહ તેનેમાટે એક અમૂલ્ય વસ્તુ હોઇ શકે છે. પણ જગતના સ્વરૂપને ઓળખી લીધા પછી, એ આપણો શત્રુ છે એમ નિર્ણય કરી લીધા પછી જગતનો ત્યાગ જ ઉચિત હોઈ શકે છે. જગતનો ત્યાગ એટલે **સર્વત્રઅનભિસ્નેહ.**

એવી જ રીતે અભિનન્દન અને દ્વેષની વાત પણ સમજીએ. જે વસ્તુ આજે લોકદૃષ્ટિએ અભિનન્દનીય અને દ્વેષ્ય હોય છે તે જ કાલે લોકદૃષ્ટિના ત્યાગ કર્યા પછી અને પરમાર્થદૃષ્ટિ પ્રાપ્ત કર્યા પછી નથી રહેતી અભિનન્દનીય અને નથી રહેતી દ્વેષ્ય.

જે સંસર્ગ આપણને દુષ્ટ પ્રતીત થતો હોય તેની સાથે પણ દ્વેષ કરવાની જરૂર નથી. દ્વેષ કરવાથી તો અંતઃકરણની મલિનતા વધે છે. મલિનતા વધારવાની જરૂર નથી. તેનો તો હ્રાસ કરવો છે અને છેવટે નાશ કરવો છે. દુષ્ટની સાથે પણ દ્વેષ કરવાથી મલિનતા વધવાની જ. તેથી તે દુષ્ટસંસર્ગ તરફથી ઉદાસીનતા સેવવી જોઇએ. ॥૬૭॥

ફરી સ્થિતપ્રજ્ઞના લક્ષણને જ સમજાવે છે—

**યદા સંહરતે ચાયં કૂર્મોઽઙ્ગાનીવ સર્વશઃ ।**
**ઈન્દ્રિયાણીન્દ્રિયાર્થેભ્યસ્તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૮॥**

પદચ્છેદ

**યદા સંહરતે ચ અયં કૂર્મઃ અઙ્ગાનિ ઈવ સર્વશઃ ।**
**ઇન્દ્રિયાણિ ઈન્દ્રિયાર્થેભ્યઃ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૫૮॥**

**પદાર્થ**—**ચ**—અને. **કૂર્મઃ**—કાચબો. **અઙ્ગાનિ, ઇવ**—જેમ પોતાના અંગોને. **સર્વશઃ**—ચારેકોરથી. **સંહરતે**—સંકોચી લે છે—અંદર છુપાવી લે છે, તેમજ. **યદા**—જ્યારે. **અયમ્**—નિષ્કામકર્મયોગને મેળવવા માટે પ્રયાસશીલ માનવ. **ઈન્દ્રિયાણિ**—પોતાની ઇન્દ્રિયોને. **ઇન્દ્રિયાર્થેભ્યઃ**—ઇન્દ્રિયોના વિષયોમાંથી. ( **સંહરતે**—ખેંચી લે છે ). **તસ્ય**—(ત્યારે) તેની. **પ્રજ્ઞા**—બુદ્ધિ. **પ્રતિષ્ઠિતા**—સ્થિત થએલી મનાય છે. ॥૫૮॥

**સ્પષ્ટાર્થ**—જેવી રીતે કાચબો પોતાના રક્ષણમાટે પોતાના શરીરને બહારથી અંદર સંકોચી લે છે—સમેટી લે છે. તેવી જ રીતે બહારના વિષયોમાં પથરાએલી ઇંદ્રિયોને **અથવા** ઇંદ્રિયવૃત્તિયોને જ્યારે અભ્યાસી માણસ વિષયોમાંથી સમેટી લે છે—ખેંચી લે છે ત્યારે તે **સ્થિતપ્રજ્ઞ**—કહેવાય છે. ॥૫૮॥

**ભાવાર્થ**—કાચબાને પોતાના શરીરની રક્ષામાટે હાડકા અને ચામડાનું એક વિલક્ષણ સંપુટ આપવામાં

આવ્યું છે. સંકટની આશંકા થતાવેંત તે પોતાના શરીરને તે સંપુટમાં છુપાવી લે છે. એ એક દૃષ્ટાંત છે જે નિષ્કામકર્મયોગીનેમાટે આપવામાં આવ્યો છે. જો કે આ દૃષ્ટાંત સર્વાંશમાં અને સર્વથા અનુકૂળ તો નથી જ. છતાં એથી વધારે સારો દૃષ્ટાંત ન હોઈ શકે. કાચબા શરીરને સંકોચી લે છે અને ફરીથી તેને બહાર કાઢે છે. તે શરીરને સંકોચવામાં જ્ઞાન કારણ નથી પણ ભય કારણ છે. ભય દૂર થતાં જ તેને ફરી બહાર કાઢવામાં આવે છે. નિષ્કામકર્મયોગીની સ્થિતિ એનાથી જુદી હોય છે. તે ઇંદ્રિયોને ઇન્દ્રિયોના વિષયોથી છુપાવે છે પણ કાચબાની પેઠે નહિ. તે એવી રીતે છુપાવે છે કે ફરી કોઈ રીતે ઇંદ્રિય અને ઇંદ્રિયવિષયનો મેળાપ હોઈ શકે જ નહિ. ઇંદ્રિયોનો સંકોચ ભયને લીધે નથી પણ જ્ઞાનને લીધે છે. માટે તે ઇંદ્રિયસંકોચ કાયમનેમાટે હોય છે. અને તેથી કાચબાની પેઠે નિષ્કામ કર્મયોગીને ફરી ફરીથી ભયની આશંકાનો અનુભવ કરવો પડતો નથી. કાચબાનું શરીર અંદર જાય છે. અંદર રહે છે તો પણ બહાર નિકળવાની ઇચ્છા તો ત્યાં રહે છેજ. નિષ્કામ કર્મયોગીની આ સ્થિતિ નથી હોતી. તેની ઇંદ્રિયો જ્યારે વિષય–વિરત થઈ જાય છે ત્યારે ફરી એમાં વિષયાનુભવની ઇચ્છા જાગૃત હોતી જ નથી.

કાચબાનું જે સંપુટ છે તે પણ તેનું શરીર જ છે. તેથી શરીરનો બહાર નિકળેલો ભાગ તે આખા શરીરથી જુદો નથી. શરીર સાથે રહીને બહાર નિકળ્યો હોય છે. તેમ જ નિષ્કામ કર્મયોગીની ઇંદ્રિયો શરીર છોડીને બહાર નથી જતી. તે તો શરીરમાં રહીને જ, પોતપોતાના વિષયો તરફ દોડે છે. વિષયોનું ચિંતન, તે જ તેનું બહાર નિકળવું. કેવળ ચક્ષુરિંદ્રિય જ બહાર નિકળે છે. બીજી ઇંદ્રિયો તો બહાર પણ નથી નીકળતી. ચક્ષુ બાહર જાય છે. પણ શરીરમાં રહીને જ. ચક્ષુ તૈજસ વસ્તુ છે. માટે જેમ દીપકની પ્રભા બહાર નિકળે છે પણ દીપકની સાથે તેનો સંબંધ હોય છે જ. એવી રીતે તૈજસ ચક્ષુરિંદ્રિય બહાર નીકળે છે પણ શરીર સાથે તેનો સંબંધ સ્થિર રહે છે.

કાચબાનું અંતઃસ્થ શરીર બાહ્ય વિષયને ભોગવવા સારૂ જ બહાર આવે છે. તેમજ માણસની ઇંદ્રિયો પણ વિષય ભોગવવા સારૂ જ બહાર નિકળે છે. આવી રીતે આ દૃષ્ટાંત સાથેના સામ્ય અને વૈષમ્યનો વિચાર કરી લેવો જોઈએ. ॥ ૫૮ ॥

બીજા જિતેંદ્રિયો કરતાં **સ્થિતપ્રજ્ઞની** પ્રશંસા કરવા ભગવાન કહે છે—

**વિષયા વિનિવર્તન્તે નિરાહારસ્ય દેહિનઃ ।**
**રસવર્જં રસોઽપ્યસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે ॥૫૯॥**

પદચ્છેદ

**વિષયાઃ વિનિવર્તન્તે નિરાહારસ્ય દેહિનઃ ।**
**રસવર્જં રસઃ અપિ અસ્ય પરં દૃષ્ટ્વા નિવર્તતે ॥૫૯॥**

**પદાર્થ**—**નિરાહારસ્ય**-વિષયરૂપ આહારને ન ગ્રહણ કરનારા. **દેહિનઃ**-દેહાભિમાનવાળા આત્માના (પણ). **વિષયાઃ**-વિષયો. **વિનિવર્તન્તે**-નિવૃત્ત થઈ જાય છે, પણ. **રસવર્જમ્**-રસને છોડીને. એટલે રસનિવૃત્ત થતો નથી. **અસ્ય**—આ નિષ્કામકર્મયોગીના. **રસઃ**—રસ-વિષય. **અપિ**-પણ. **પરમ્**-પરમાત્મતત્ત્વને. **દૃષ્ટ્વા**-અનુભવીને. **નિવર્તતે**-નિવૃત્ત થાય છે. ॥૫૯॥

**સ્પષ્ટાર્થ**—દેહાભિમાની આત્મા પણ જો ઈંદ્રિયોના આહારરૂપ વિષયોને ત્યજી દે છે તો વિષયો તેનાથી નિવૃત્ત થઈ જાય છે. પણ વિષયોનો સ્વાદ ત્યારે પણ રહી જાય છે. આ નિષ્કામકર્મયોગી જ્યારે વિષયત્યાગ કરે છે તો વિષયો નિવૃત્ત થઈ જાય છે એટલું જ નહિ પણ વિષયોનો સ્વાદ પણ નિવૃત્ત થઈ જાય છે. ॥૫૯॥

**ભાવાર્થ**-આ શ્લોકની રચના એવી રીતે થઈ છે કે ગમે તે પ્રયાસે પણ, બે કટકા કર્યા સિવાય, બે વાક્યો બનાવ્યા સિવાય યથેષ્ટ અને ઉચિત અર્થ નિકલી શકતો જ નથી. જો એને એમને એમ રહેવા દઈને અર્થ કરીએ તો આમ અર્થ થશે :—

"વિષયત્યાગી આ નિષ્કામકર્મયોગીનો વિષયો નિવૃત્ત થઈ જાય છે પણ વિષયોનો સ્વાદ રહી જાય છે. અને તે સ્વાદ પણ આત્મજ્ઞાન પછી નિવૃત્ત થાય છે."

એ અર્થમાં દોષાનુસંધાન. **"કર્મજં બુદ્ધિયુક્તા હિ"** (ગી. ૨. ૫૯) આ શ્લોકવડે નિષ્કામકર્મયોગીને મુક્તિ-પ્રાપ્તિનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તે આ અર્થથી વિરુદ્ધ પડી જાય છે. કેમકે નિષ્કામકર્મ કરવાથી આ અર્થ પ્રમાણે માત્ર વિષયનિવૃત્તિ થાય છે પણ તેનો અંકુર રહી જાય છે. અને જ્યાંસુધી આત્મજ્ઞાન હોય ત્યાંસુધી ગમે તે પળે નિષ્કામકર્મયોગીનું પતન થઈ શકે છે. બીજું. આ અર્થ પ્રમાણે મુક્તિની બે પીઢિઓ બને છે. ૧–નિષ્કામકર્મયોગ, ૨–અને આત્મજ્ઞાન. અને આ પીઢિઓ અહીં પ્રતિપાદ્ય વસ્તુની સાથે અથડાય છે–વિરુદ્ધ થાય છે. કેમકે નિષ્કામકર્મયોગમાં રાગ, દ્વેષ, ભય, ક્રોધ, ઈર્ષ્યા આદિ માયા–પટળનો ત્યાગ પ્રથમથી જ થએલો હોય છે. જ્યાંસુધી માયા સજીવ રહેશે ત્યાંસુધી કોઈ નિષ્કામ-કર્મો બની જ ન શકે. નિષ્કામકર્મો બન્યા પછી આત્મ-સાક્ષાત્કાર સિવાય બીજું કશું પ્રાપ્તવ્ય હોતું જ નથી. આત્મસાક્ષાત્કાર એ જ સ્વરૂપાનન્દનું પ્રાકટ્ય. અને તે જ મુક્તિ એવી રીતે આત્મજ્ઞાન નિષ્કામકર્મથી ભિન્ન કોઈ વસ્તુ હોતું નથી. ત્રીજું આ અર્થ પ્રમાણે આ શ્લોક પ્રકરણવિરુદ્ધ થઈ જાય છે. કેમકે પ્રકરણમાં તો ચાર

પ્રશ્નોનું અથવા મુખ્ય એક પ્રશ્નનું સમાધાન ઉપસ્થિત છે. તે જ કરવું જોઇએ. "વિષય નિવૃત્ત થાય છે. રસ રહી જાય છે, પરને જોઇને તે પણ નિવૃત્ત થઈ જાય છે." એવું બધું જગડ્વાલ અહીં શા માટે? તેથી જે રીતે શ્લોકનો **પદાર્થ** અને **સ્પષ્ટાર્થ** કરવામાં આવ્યો છે તે જ રીતિ ઉત્તમ છે. અને લગભગ બધા આચાર્યો એ જ માર્ગે ગયા છે.

ત્યારે હવે પ્રથમ અર્થની પણ પરીક્ષા કરીએ. ત્યાં કહેવામાં આવ્યું છે કે "નિષ્કામ કર્મયોગીનો વિષય પણ નિવૃત્ત થાય છે અને આત્મસાક્ષાત્કાર કરીને વિષયનો રસ પણ નિવૃત્ત થઈ જાય છે." એ અર્થમાં પણ સામાન્ય રીતે વિચાર કરતાં ઉપર જણાવ્યા પ્રમાણે જ દોષો જોઈ શકાય છે. કેમકે આ અર્થમાં પણ રસનિવૃત્તિ **પર—દર્શન** પછી જ કહેવામાં આવી છે. પણ વસ્તુતઃ વાત એવી નથી. જેમ ઉપર કહેવામાં આવ્યું છે તેમ નિષ્કામકર્મયોગીના વિષયો તો પ્રથમથી જ નિવૃત્ત હોય છે. નિષ્કામ કર્મ કરતાં જ પર–દર્શન થાય છે. અને મુક્તિપ્રાપ્તિ સુલભ બને છે. એટલે નિષ્કામ કર્મ પછી વિષય–નિવૃત્તિ થાય અને પછી **પર—દર્શન** થાય, પછી મુક્તિ થાય તો જ ઉપર કહેલા દોષો અહીં ઉપસ્થિત થાય. તેમ તો નથી જ. માટે એ અર્થ નિર્દોષ છે.

કિંચ એ પરદર્શન અને રસનિવૃત્તિમાં પણ પૌર્વાપર્ય નથી, જેમ પ્રકાશોત્પત્તિ અને તમોનિવૃત્તિ એક સાથે જ

**થાય છે. છતાં લોકદૃષ્ટિએ પૌર્વાપર્ય માનવામાં આવે છે. એવી રીતે અહીં પરદર્શન અને રસનિવૃત્તિ એક સાથે જ થાય છે. તેમાં પૂર્વ અને પરનો વિચાર જ ન હોય. ભાષા આપણે ગમે તે અને તેવી રીતે વાપરીએ.**

**નિરાહાર**નો અર્થ **અન્નત્યાગ** નથી. તે બહુ ક્ષુલ્લક અર્થ છે. અન્નત્યાગથી વિષયની નિવૃત્તિ કેવી રીતે સંભવશે તે જણાતું જ નથી. અન્નત્યાગ સર્વથા કરીને તો કોઈ જીવી જ શકતો નથી. અન્ન ન ખાય અને ફળાદિ ખાય. ત્યારે તે પણ તેને માટે અન્ન જ કહેવાય. અન્નત્યાગ ન થયો. અલ્પાહારનું નામ નિરાહાર રાખવામાં આવતું હોય તો **અલ્પાહાર** કોને કહે છે એ જ નિરૂપણ કરવું કઠણ થાય છે. જે જેટલું ખાય છે તેટલું તેનો પૂર્ણ આહાર હોય છે. પા શેર ભોજન કરનારનો તેટલો જ પૂર્ણ આહાર છે અને તેને માટે તે અલ્પાહાર લોકોની ભાષામાં ભલે હોય. તેમજ જે એક શેર અન્ન ખાતો હોય તેનો તે જ પૂર્ણ આહાર છે, લોકોની ભાષામાં ભલે તે **બહુભોજી** મનાતો હોય. તેની દૃષ્ટિમાં તે નથી અલ્પ, નથી અધિક. તે તેનો આહાર છે. માટે નિરાહારનો અર્થ તે જ છે જે શ્લોકાર્થમાં બતાવવામાં આવ્યો છે.

ઉપરના શ્લોકમાં "ઇંદ્રિયો જ્યારે પોતપોતાના વિષયોમાંથી નિવૃત્ત થાય છે ત્યારે તે **સ્થિતપ્રજ્ઞ** કહેવાય છે." એમ કહેવામાં આવ્યું છે. ત્યાં એક વસ્તુ આવીને ઉપ-

સ્થિત થઈ. તે એ કે—"એવા પ્રકારના પણ માણસો હોય છે કે જે પોતાની ઇંદ્રિયોને વિષય તરફ જવા દેતા નથી. તેથી તેમની વિષયનિવૃત્તિ જોવામાં આવે છે. અને તેઓ નિષ્કામકર્મયોગી નથી. ત્યારે નિષ્કામ–કર્મયોગી અને તે પ્રકારના માણસોમાં કયા પ્રકારનું અંતર સાધી શકાય છે?" તેનો જવાબ. તે પ્રકારના માણસો ભલે વિષયવિરક્ત બનેલા જણાતા હોય પણ વસ્તુતઃ તે વિષય—વિરક્ત નથી. તેઓ તેમ હોવાનેમાટે હજી પ્રયાસ કરી રહ્યા હોય છે. તેમના મનમાં હજી વિષયોનો આસ્વાદ જીવિત હોય છે. જ્યાં સુધી મનમાં **આસ્વાદ** રહ્યો હોય ત્યાં સુધી કોઈ પણ "વિષય—વિરક્ત" હોઈ શકતો જ નથી. નિષ્કામ કર્મયોગીની વિષયવિરક્તિ તો નિષ્કામકર્મયોગી થતાં પૂર્વે જ સિદ્ધ થયેલી હોય છે. અને નિષ્કામકર્મયોગીની સ્થિતિના કાળમાં તેને **પરદર્શન** અને **રસનિવૃત્તિ** એ બે સિદ્ધ થાય છે. તેથી આ બન્નેમાં આ સ્પષ્ટ અંતર જોઈ શકાય છે.

**દેહિનઃ** શબ્દથી જ તે સાધક કોટિના પુરુષોની ઉપસ્થિતિ થાય છે એટલે તે પ્રકારના પુરુષો દેહાભિમાની હોય છે. જો કે અન્યત્ર **દેહિનઃ** શબ્દથી કેવળ આત્માનું પણ ગ્રહણ થાય છે. પણ અહીં સ્થિતિને અનુસરીને **દેહિનઃ**નો "દેહાભિમાનવાળાની" એ જ અર્થ ઉચિત છે.

ઇંદ્રિયોને વિષયમાંથી નિવૃત્ત કરવી છે. ઇંદ્રિયો વિષયોનો આહાર કરે છે. તેથી અહીં **આહાર** શબ્દનો અર્થ છે "વિષયગ્રહણ". **નિરાહાર**નો અર્થ છે વિષયોનો ગ્રહણ ન કરનાર.

**આહાર** શબ્દનો વિષયોનું આહરણ કરનાર **ઈંદ્રિય** પણ થાય છે. અને **નિરાહાર** એટલે નિરિન્દ્રિય. નિરિન્દ્રિય તે કહેવાય છે જેની ઇંદ્રિયો મરી ગએલી હોય, અને મન જીવતું હોય.

નિષ્કામકર્મયોગનો વિચાર બહુ ગહન છે. ટુંક સમયમાં અને અલ્પ અવકાશમાં જેટલો વિચાર કરી શકાય છે તેટલો જ મ્હેં કર્યો છે. એ વિચારને માટે હજી ઘણો અવકાશ છે. ॥૫૯॥

૬૧ મા શ્લોક વડે પણ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ બતાવવું છે. તે શ્લોકની પૂર્ણતા જાળવવામાટે ભગવાન આ ૬૦ માં શ્લોકવડે ઉપદેશ કરે છે કે—

**યતતો હ્યપિ કૌન્તેય પુરુષસ્ય વિપશ્ચિત : ।**
**ઇન્દ્રિયાણિ પ્રમાથીનિ હરન્તિ પ્રસભં મન : ॥૬૦॥**

પદચ્છેદ

**યતત: હિ અપિ કૌન્તેય પુરુષસ્ય વિપશ્ચિત : ।**
**ઇન્દ્રિયાણિ પ્રમાથીનિ હરન્તિ પ્રસભં મન : ॥૬૦॥**

**પદાર્થ**—**કૌન્તેય**—હે કુન્તીપુત્ર અર્જુન! **યતત :**—ઇંદ્રિયોને વિષયોમાંથી નિવૃત્ત કરવા સારૂ યત્ન કરતાં.

**વિપશ્ચિત**:-વિદ્વાન. **પુરુષસ્ય**-માણસની. **અપિ**-પણ. **પ્રમાથીનિ**-વલોવી નાખનારી. **ઇન્દ્રિયાણિ**-ઇંદ્રિયો. **હિ**-ખરેખર. **મન**:-મનને. **પ્રસભમ્**-બલાત્કારથી. **હરન્તિ**-વિષયો તરફ ખેંચીને લઈ જાય છે. ॥૬૦॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન! વિષયોમાંથી ઇંદ્રિયોને નિવૃત્ત કરવાના પ્રયત્નો કરનાર કોઇ વિદ્વાન માણસ હોય તોપણ ઇંદ્રિયો એટલી પ્રબળ હોય છે કે તેના મનને પણ વિષયો તરફ ખેંચીને લઇ જ જાય છે. ॥૬૦॥

**ભાવાર્થ**—ઈંદ્રિયો અને મનની પરસ્પર મૈત્રી છે. વસ્તુદર્શન ઈંદ્રિયો કરે છે. કોઈપણ વસ્તુને જોઈને, અનુભવીને ઈંદ્રિયો પોતાના મિત્ર મનને પોતાના અનુભવને પહોંચાડે છે. મનનો સ્વભાવ છે કે કોઈપણ વસ્તુને પકડી લેવું. મન જે વસ્તુને પકડી લે છે તેને એ સહેજે છોડતું નથી. તેમ કરવામાં મહાપ્રયાસ અપેક્ષિત હોય છે. તે અનુભવથી મન દ્રવે છે. મન મીણની પેઠે અથવા લાખની પેઠે એક એવી વસ્તુ છે કે જે વિષય-સહચારથી તરત જ ઓગળી જાય છે. એ ઓગળે એટલે ઈંદ્રિયોને વિષય-સંચય કરવાની પ્રેરણા સહેજે થઈ જાય છે. ઇંદ્રિયો વિષયલોલુપ બની જાય છે. એ બધું મનમાં રાખીને, સમજીને ભગવાન કહે છે કે **"ઈન્દ્રિયો મનને હરે છે"** ઈંદ્રિયો મનને કેવી રીતે હરે છે તેને મારા આ ઉપરના વિવેચનથી જાણી લેવું.

ઇંદ્રિયોના નિગ્રહ કરવા માટે વિદ્વાનો કયા પ્રકારના યત્નો કરે છે, તેનો વિચાર કરીએ.

૧–વિષયોમાં દોષદર્શિતા. નાનો કે મોટો જે કાંઇ વિષય છે તે બધા પરિણામે દુઃખદાયી છે. એમ જાણીને દરેકે વિષયોમાં દોષ જોવો જોઇએ.

૨–કોઈ પણ વિષયભોગના આરંભનું નહિ પણ અંતનું –પરિણામનું સ્મરણ સતત રાખવું જોઇએ.

૩–આ માનવદેહ વિષયસુખ માટે મળ્યો નથી પણ આત્મકલ્યાણને માટે મળ્યો છે–એનું સતત ચિંતન.

૪–પ્રારંભિક અવસ્થામાં કોઈ પણ **દેવબલ** પ્રાપ્ત કરવું, તેને માટે **રામમંત્ર, કૃષ્ણમંત્ર, નારાયણમંત્ર, શિવમંત્ર, ઓંકાર, ગાયત્રી** આદિનો જપ કરવો.

૫–વધારેમા વધારે એકાંત સેવન કરવું.

૬–ઓછામાં ઓછું બોલવું.

૭–સ્ત્રીસંસર્ગ અથવા પુરુષસંસર્ગના પ્રવર્તક આખ્યાન આદિથી અલગ રહેવું.

એવા બીજા સાધનોનો પણ ઇંદ્રિયનિગ્રહમાં ઉપયોગ કરવો જોઇએ. આ બધાય સાધનોમાંથી પ્રત્યેક વિષયમાં **દોષદર્શનરૂપ** સાધન સર્વોત્તમ ગણાય.

આ શ્લોકમાં **વિપશ્ચિત્** શબ્દ આવ્યો છે. તેનો અર્થ વિદ્વાન છે. પણ વિદ્વાન એટલે બ્રહ્મજ્ઞાની નહિ. વેદાન્ત પ્રસિદ્ધ વિદ્વાનનું અહીં ગ્રહણ નથી. અહીં વિદ્વાન એટલે સર્વશાસ્ત્રોનું માત્ર જ્ઞાન પ્રાપ્ત કરનાર. જે લોકો ગ્રંથભારવાહી હોય છે. એટલે ગ્રંથના શબ્દાર્થ કરતાં જાણે પણ ગ્રંથની આજ્ઞાને અનુસરવાની યોગ્યતા ન કેળવે અથવા તે યોગ્યતા કેળવવાનો પ્રથમ પ્રયાસ આદરે તે વિદ્વાનનું અહીં ગ્રહણ કરવું જોઈએ. વસિષ્ઠજીએ કરાલ-જનકને કહ્યું છે કે :—

**યો હિ વેદે ચ શાસ્ત્રે ચ ગ્રન્થધારણતત્પરઃ ।**
**ન ચ ગ્રન્થાર્થતત્ત્વજ્ઞસ્તસ્ય તદ્ધારણં વૃથા ॥**
**ભારં સ વહતે તસ્ય ગ્રન્થસ્યાર્થં ન વેત્તિ યઃ ।**
**યસ્તુ ગ્રન્થાર્થતત્ત્વજ્ઞો નાસ્ય ગ્રન્થાગમો વૃથા ॥"**

"જે માણસ ગ્રન્થને વાંચી જાય છે પણ તેમાં રહેલ તત્ત્વને ગ્રહણ કરતો નથી તેનું તે ગ્રંથ વાંચવું વૃથા જ છે." "જે ગ્રંથનો અર્થ નથી જાણતો તે કેવળ ભારવાહી છે. જે ગ્રંથના તત્ત્વને જાણે છે એટલે આચરે છે તેનું ગ્રન્થવાંચન વૃથા હોતું નથી."

તેથી અહીં કેવળ એવા શબ્દજ્ઞાનવાનનું જ ગ્રહણ કરવું જોઈએ. વેદાંતપ્રસિદ્ધ વિપશ્ચિત્‌ને તો યત્ન કરવાની કાંઇપણ જરૂર રહેતી નથી. ॥ ૬૦ ॥

**તાનિ સર્વાણિ સંયમ્ય યુક્ત આસીત મત્પરઃ ।**
**વશે હિ યસ્યેન્દ્રિયાણિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૬૧॥**

પદચ્છેદઃ

**તાનિ સર્વાણિ સંયમ્ય યુક્તઃ આસીત મત્પરઃ ।**
**વશે હિ યસ્ય ઇન્દ્રિયાણિ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૬૧॥**

**પદાર્થ—તાનિ**—એવી પ્રમાથી તે. **સર્વાણિ**—બધી ઇંદ્રિયોને. **સંયમ્ય**—સંયમમાં રાખીને. **યુક્તઃ**—યુક્ત થઇને. **મત્પરઃ**—અને મારાજ ચિંતનમાં તલ્લીન થઇને. **આસીત**—બેસવું જોઇએ. **હિ**—કેમકે. **યસ્ય**—જેની. **ઇન્દ્રિયાણિ**—ઇંદ્રિયો. **વશે**—વશમાં છે. **તસ્ય**—તેની. **પ્રજ્ઞા**—બુદ્ધિ. **પ્રતિષ્ઠિતા**—સ્થિત થાય છે. ॥૬૧॥

**સ્પષ્ટાર્થ**—૬૦ મા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે પ્રમથન કરનારી બધી ઇંદ્રિયોને સંયમમાં રાખીને જ યુક્ત થઇને, મારી ભક્તિ, મારૂં ધ્યાન, મારૂં ચિંતન આદિ કરવામાં તલ્લીન રહેવું જોઇએ. કેમકે જેની ઇંદ્રિયો વશમાં હોય છે તે જ **સ્થિતપ્રજ્ઞ** કહેવાય છે. ॥૬૧॥

**ભાવાર્થ**—પ્રમાથી ઇંદ્રિયોને સંયમમાં રાખવાની **શ્રી ભગવાન આજ્ઞા કરે છે. ઇંદ્રિયો પ્રબળ છે અને પ્રમાથી છે**

એ નક્કી થઈ ગયું છે. તેથી તેના સંયમમાં મહાન પ્રયાસની આવશ્યકતા હોય છે. મહાભારતમાં "હંસગીતા"માં કહ્યું છે કે:—

"ચત્વારિ યસ્ય દ્વારાણિ સુગુપ્તાન્યમરોત્તમ ।
ઉપસ્થમુદરં હસ્તૌ વાક્ ચતુર્થો સ ધર્મવિત્ ॥"

એટલે "જે માણસની આ ચાર ઇંદ્રિયો સર્વથા વશમાં હોય છે તેને જ ધર્માત્મા જાણવો. તે ચાર ઇંદ્રિયો આ રહી:—ગુપ્તઈંદ્રિય, ઉદર, હસ્ત, વાક્." આ શ્લોક આપણને જણાવે છે કે પંચ જ્ઞાનેન્દ્રિયો અને પંચ કર્મેન્દ્રિયોમાં-એટલે દશે ઇંદ્રિયોમાં એ ચાર ઇંદ્રિયો વધારે અનર્થ કરનારી છે. એ બહુ જુના કાળનો અનુભવ છે. એ અનુભવની આજે સહસ્રો વર્ષ પછી પણ આપણે પણ સાક્ષી પુરી શકીએ છીએ. એ ચાર ઇંદ્રિયો ઉપર જો અંકુશ રાખી શકાય તો બાકી ઇંદ્રિયો પોતાની મેળે સંયમ હેઠળ આવી જવાની. તેથી આ જ ઇંદ્રિયોને વશમાં કરવાની આતુરતા વિદ્વાનોએ સેવવી જોઇએ.

આ શ્લોકમાં **યુક્ત:** શબ્દ આવ્યો છે. અર્થ કરતી વખતે મ્હેં એ શબ્દનો અર્થ કર્યો નથી. કેમકે એને માટે મારે અહીં જ કહેવાની ઈચ્છા હતી. સામાન્યરીતે યુક્ત શબ્દનો અર્થ હોય છે "વશેન્દ્રિય". પણ મહાભારત કાળમાં યુક્ત શબ્દ એક ખાસ જગામાં પ્રયુક્ત થતો હતો. તેને આપણે જાણીએ.

**સ્થિરીકૃત્યેન્દ્રિયગ્રામં મનસા મિથિલેશ્વર ।**
**મનો બુદ્ધ્યા સ્થિરં કૃત્વા પાષાણ ઇવ નિશ્ચલઃ ॥**
**સ્થાણુવચ્ચાપ્યકમ્પઃ સ્યાદ્‌ગિરિવચ્ચાપિ નિશ્ચલઃ ।**
**બુધા વિધિવિધાનજ્ઞાસ્તદા યુક્તં પ્રચક્ષતે ॥**

**ન શ્રૃણોતિ ન વા ઘ્રાતિ ન રસ્યતિ ન પશ્યતિ ।**
**ન ચ સ્પર્શં વિજાનાતિ ન સંકલ્પયતે મન ઃ ॥**
**ન ચાભિમન્યતે કિંચિન્ન ચ બુધ્યતિ કાષ્ઠવત્ ।**
**તદા પ્રકૃતિમાપન્નં યુક્તમાહુર્મનીષિણઃ ॥**

"બધી ઇંદ્રિયોને મનવડે સ્થિર કરે, મનને બુદ્ધિવડે સ્થિર કરે. અને પાષાણની પેઠે નિશ્ચળ બને."

"સ્થાણુની પેઠે નિષ્કમ્પ રહે, પહાડની પેઠે નિશ્ચળ રહે. તેવાને વિદ્વાનો યુક્ત કહે છે."

"જે સાંભળતો નથી, જે સૂંઘતો નથી, જે સ્વાદ લેતો નથી, જે જોતો નથી, જે સ્પર્શનો અનુભવ કરતો નથી, જેનું મન સંકલ્પ કરતું નથી, મને આ વસ્તુ અભિમત છે એવી જે ધારણા રાખતો નથી, અને લાકડાંની પેઠે જે કાંઇપણ જાણતો નથી, એવા શાંત માનવને વિદ્વાનો યુક્ત કહે છે"

મહાભારતમાં શાંતિપર્વમાં જ બીજી જગાએ યુક્તના લક્ષણો આવી રીતે કહ્યાં છે—

યુક્તસ્ય તુ મહારાજ લક્ષણાન્યુપધારય ।
લક્ષણં તુ પ્રસાદસ્ય યથા તૃપ્તઃ સુખં સ્વપેત્ ।
નિર્વાતે તુ યથા દીપો જ્વલેત્સ્નેહસમન્વિતઃ ।
નિશ્ચલોર્ધ્વશિખસ્તદ્વદ્ યુક્તમાહુર્મનીષિણઃ ।
પાષાણ ઇવ મેઘોત્થૈર્યથા બિન્દુભિરાહતઃ ।
નાલં ચાલયિતું શક્યસ્તથા યુક્તસ્ય લક્ષણમ્ ॥
શંખદુન્દુભિનિર્ઘોષૈર્વિવિધૈર્ગીતવાદિતૈઃ ।
ક્રિયમાણૈર્ન કમ્પેત યુક્તસ્યૈતન્નિદર્શનમ્ ॥
તૈલપાત્રં યથા પૂર્ણં કરાભ્યાં ગૃહ્ય પૂરુષઃ ।
સોપાનામારુહેદ્ભીતસ્તર્જ્યમાનોઽસિપાણિભિઃ ॥
સંયતાત્મા ભયાત્તેષાં ન પાત્રાદ્બિન્દુમુત્સૃજેત્ ।
તથૈવોત્તરમાગમ્ય એકાગ્રમનસસ્તથા ॥
સ્થિરત્વાદિન્દ્રિયાણાં તુ નિશ્ચલત્વાત્તથૈવ ચ ।
એવં યુક્તસ્ય તુ મુનેર્લક્ષણાન્યુપલક્ષયેત્ ॥

અ૦ ૩૧૬ શ્લો. ૧૮–૨૪.

આ બધા શ્લોકોમાં વર્ણવેલ સ્થિતિને પ્રાપ્ત કરનારને યુક્ત કહેવામાં આવે છે. યુક્ત થવાનું ફળ છે–ઇશ્વર-પરાયણતા. તેને જણાવવા માટે જ અહીં **"મત્પર"** કહેવામાં આવ્યું છે.

આ ગીતાના શ્લોકનું રહસ્ય એ જ છે કે ઇંદ્રિયોને વશ કર્યા સિવાય કોઇ સ્થિતિપ્રજ્ઞ હોઈ શકતો નથી. ॥૬૧॥

વિષયોના જ ચિંતન કરનાર આત્માને કોઇ પણ કાળે શાંતિ અને પરમાનંદની પ્રાપ્તિ હોઈ શકે નહિ, એ બતાવવા ભગવાન ૬૨ થી ૬૬ શ્લોક સુધી બોલે છે—

**ધ્યાયતો વિષયાન્પુંસઃ સઙ્ગસ્તેષૂપજાયતે ।**
**સંગાત્સંજાયતે કામઃ કામાત્ક્રોધોઽભિજાયતે ॥૬૨॥**

પદચ્છેદ

**ધ્યાયતઃ વિષયાન્ પુંસઃ સઙ્ગઃ તેષુ ઉપજાયતે ।**
**સંગાત્ સંજાયતે કામઃ કામાત્ ક્રોધઃ અભિજાયતે ॥૬૨॥**

**પદાર્થ**—**વિષયાન્**—ઇંદ્રિયોના વિષયોને. **ધ્યાયતઃ**—ચિંતન કરનાર **પુંસઃ**—પુરુષનો. **તેષુ**—તે વિષયોમાં-**સઙ્ગઃ**—સંગ. **ઉપજાયતે**—બંધાય છે. **સંગાત્**—સંગથી. **કામઃ**—કામ અને. **કામાત્**—કામથી. **ક્રોધઃ**—ક્રોધ. **અભિજાયતે**—પેદા થાય છે. ॥૬૨॥

**સ્પષ્ટાર્થ**-વિષયોને ચિંતન કરનાર પુરુષ (આત્મા)નો વિષયોમાં સંગ-સંબંધ પેદા થાય છે. વિષયસંગથી કામ પેદા થાય છે. કામથી ક્રોધ પેદા થાય છે. ॥૬૨॥

**ભાવાર્થ**—વિષયોનું ધ્યાન એટલે વિષયોનું ચિંતન. કોઇ વસ્તુનું સતત ચિંતન થતું રહે તો જરૂર તે વસ્તુમાં આસક્તિ થાય છે. અને જ્યારે કોઈ વસ્તુમાં આસક્તિ થાય તો તેને મેળવવાની ઇચ્છા પણ સ્વતઃ જાગૃત થાય છે. એ ઇચ્છાને જ **કામ** કહે છે. કોઈપણ વસ્તુને માટે જે ઇચ્છા અથવા તૃષ્ણા પેદા થાય છે, તે કામ કહેવાય છે. અને જે જે **કામ**–ઇચ્છાઓ પેદા થાય છે તે બધી ઇચ્છાઓની પૂર્તિ તો ભાગ્યે જ કોઇની થાય છે. ઘણા ભાગે ઇચ્છાપૂર્તિમાં વિઘ્નો આવ્યા જ કરે છે. જ્યારે ઇચ્છાપૂર્તિ ન થાય ત્યારે ક્રોધ ઉત્પન્ન થાય છે.

મહાભારતમાં કહ્યું છે કે—

**"યો યમિચ્છેદ્યથાકામં કામાનાં તદવાપ્નુયાત્।**
**યદિ સ્યાન્ન પરાધીનં પુરુષસ્ય ક્રિયાફલમ્ ॥"**
**"સંયતાશ્ચ હિ દક્ષાશ્ચ મતિમન્તશ્ચ માનવાઃ।**
**દૃશ્યન્તે નિષ્ફલાઃ સન્તઃ પ્રહીણાઃ સર્વકર્મભિઃ॥"**

અર્થાત "માણસ જે જે વસ્તુઓની ઇચ્છા કરે છે તે બધી ઇચ્છાઓ તેની પુરી થઈ જાત, પણ જો કર્મનું ફળ ઇશ્વરાધીન ન હોત તો."

"સંયમી માણસો, ચતુર માણસો અને બુદ્ધિમાન માણસો કર્મ કરે છે અને તેમને કોઈપણ કર્મનું ફળ

નથી મળતું, એ ઘણી વખત જોઈ શકાય છે. એના ઉપરથી અને આપણા અનુભવથી આપણે જાણીએ જ છીએ કે દરેકની દરેકે ઈચ્છા કોઈ વખતે પણ પૂર્ણ હોતી જ નથી. ॥૬૨॥

**ક્રોધાદ્ ભવતિ સંમોહઃ સંમોહાત્સ્મૃતિવિભ્રમઃ ।**
**સ્મૃતિભ્રંશાદ્ બુદ્ધિનાશો બુદ્ધિનાશાત્પ્રણશ્યતિ ॥**
**॥૬૩॥**

પદચ્છેદ

**ક્રોધાત્ ભવતિ સંમોહઃ સંમોહાત્ સ્મૃતિવિભ્રમઃ ।**
**સ્મૃતિભ્રંશાત્ બુદ્ધિનાશઃ બુદ્ધિનાશાત્ પ્રણશ્યતિ**
**॥૬૩॥**

**પદાર્થ**—**ક્રોધાત્**—ક્રોધથી. **સંમોહઃ**—અવિવેક. **ભવતિ**—ઉત્પન્ન થાય છે. **સંમોહાત્**—અવિવેકથી. **સ્મૃતિવિભ્રમઃ**—સ્મૃતિનો નાશ થાય છે. **સ્મૃતિભ્રંશાત્**—સ્મૃતિના નાશથી. **બુદ્ધિનાશઃ**—બુદ્ધિનો નાશ થાય છે. **બુદ્ધિનાશાત્**—બુદ્ધિના નાશથી. **પ્રણશ્યતિ**—પુરુષ(આત્મા)નષ્ટ થઈ જાય છે. ॥૬૩॥

**સ્પષ્ટાર્થ**—ક્રોધથી અવિવેક પેદા થાય છે. અવિવેકથી સ્મૃતિનો નાશ થાય છે અને સ્મૃતિનાશથી બુદ્ધિનો નાશ થાય છે. અને તેથી આત્માનો નાશ થઇ જાય છે. ॥૬૩॥

**ભાવાર્થ**-શ્રીવાલ્મીકિરામાયણમાં જગદંબા શ્રીજાનકીજી અને શ્રીહનુમાનજીના લંકા-સંવાદના પ્રકરણમાં કહ્યું છે કે :—

**ધન્યાઃ ખલુ મહાત્માનો યે બુદ્ધયા કોપમુત્થિતમ્।**
**નિરુન્ધન્તિ મહાત્માનો દીપ્તમગ્નિમિવામ્ભસા ॥**

**ક્રુદ્ધઃ પાપં ન કુર્યાત્કઃ ક્રુદ્ધો હન્યાદ્ ગુરૂનપિ।**
**ક્રુદ્ધઃ પરુષયા વાચા નરઃ સાધૂનધિક્ષિપેત્ ॥**

**વાચ્યાવાચ્યં પ્રકુપિતો ન વિજાનાતિ કર્હિચિત્।**
**નાકાર્યમસ્તિ ક્રુદ્ધસ્ય નાવાચ્યં વિદ્યતે ક્વચિત્ ॥**

**યઃ સમુત્પતિતં ક્રોધં ક્ષમયૈવ નિરસ્યતિ।**
**યથોરગસ્ત્વચં જીર્ણાં સ વૈ પુરુષ ઉચ્યતે ॥**

"તે લોકો ધન્ય છે જેઓ પોતાના જાગેલા ક્રોધને જ્ઞાનથી નિવારણ કરે છે." "ક્રોધી માણસ ગુરુઓને પણ મારી શકે છે અને કઠોર વચન વડે સાધુ પુરુષોનો પણ તિરસ્કાર કરી શકે છે. ક્રોધે ભરાએલો માણસ શું ન કરી શકે ?" "ક્રોધી માણસ એ વિચારી શકતો નથી કે મારે શું બોલવું જોઈએ અને શું ન બોલવું જોઈએ. ક્રોધી માણસને માટે કાંઈ **અકર્તવ્ય** નથી અને કાંઈ **અવાચ્ય**

નથી” “જેમ સાંપ પોતાની જુની કાંચળીને છોડી દે છે તેમ જે ઉત્પન્ન થયેલ ક્રોધને ક્ષમાવી દૂર કરી દે છે તે જ માણુસ માણુસ કહેવાય છે.”

આ શ્લોકોથી આપણે સમજી શકીએ છીએ કે ક્રોધ ક્યાંસુધી **અવિવેકને** પેદા કરી શકે છે.

**“સ્મૃતિવિભ્રમ”** કહેવાનું તાત્પર્ય એ છે કે શાસ્ત્રો વડે, ગુરુજનોના ઉપદેશ વડે, સત્સંગ વડે માણુસને જે જ્ઞાન, જે શિક્ષણ મળ્યું હોય છે તે બધું ક્રોધકાળમાં ભુલી જવાય છે. કાંઈપણ સ્મરણમાં રહેતું નથી. અને એ અમૂલ્ય ઉપદેશો–શિખામણો ભૂલી જાય છે માટે જ બુદ્ધિનો નાશ થાય છે. આપણી વિચારશક્તિ એકદમ નાશ પામે છે.

બુદ્ધિનાશથી આત્માનો નાશ થઇ જવાનું તાત્પર્ય એ છે કે આત્મા વધારેમાં વધારે બંધનમાં બંધાય છે. અંતઃકરણમાં મલિનતા વધે છે. તેથી તેના દુઃખોમાં વધારો થાય છે. જેમ ઘટ–પટનો નાશ થાય છે તેમ આત્માનો નાશ થાય છે એમ નથી સમજવાનું. ॥૬૩॥

**રાગદ્વેષવિયુક્તૈસ્તુ વિષયાનિન્દ્રિયૈશ્ચરન્ ।**
**આત્મવશ્યૈર્વિધેયાત્મા પ્રસાદમધિગચ્છતિ ॥૬૪॥**

પદચ્છેદ

**રાગદ્વેષવિયુક્તૈઃ તુ વિષયાન્ ઇન્દ્રિયૈઃ ચરન્ ।**
**આત્મવશ્યૈઃ વિધેયાત્મા પ્રસાદમ્ અધિગચ્છતિ॥૬૪॥**

**પદાર્થ**–**વિધેયાત્મા**–જેનું અંતઃકરણ અર્થાત્ મન પવિત્ર થએલું છે એવો મનુષ્ય. **તુ**–તો. **રાગદ્વેષવિયુક્તૈઃ**–રાગ અને દ્વેષથી પૃથક રહેલી. **આત્મવશ્યૈઃ**–પોતાની અધીનતામાં રહેલી. **ઇન્દ્રિયૈઃ**–ઇન્દ્રિયોવડે. **વિષયાન્**–વિષયોને. **ચરન્**–ભોગવતો. **પ્રસાદમ્**–ચિત્તની નિર્મળતાને. **અધિગચ્છતિ**–પામે છે. ॥૬૪॥

**સ્પષ્ટાર્થ**–પવિત્ર મનવાળો માણસ રાગ–દ્વેષથી મુક્ત થએલી અને વશમાં રહેલી ઇંદ્રિયોવડે વિષયનો ભોગ કરીને ચિત્તની નિર્મળતાને પ્રાપ્ત કરે છે. ॥૬૪॥

**ભાવાર્થ**–**"ધ્યાયતો વિષયાન્ પુંસઃ"** (ગી. ૨–૬૨) આ શ્લોકમાં વિષયોના ધ્યાન કરવાથી કયું અનિષ્ટ થાય છે તેનું વર્ણન બે શ્લોકોમાં કરીને વિષયસંગી ચિત્ત ક્યાંસુધી અધોગતિમાં લઈ જાય છે, તે બતાવવામાં આવ્યુ. હવે આ ૬૪ મા શ્લોકવડે વિષયવિરક્ત ચિત્ત આપણને ક્યાંસુધી ઉચ્ચ સ્થિતિએ પહોંચાડે છે તે બતાવવામાં આવ્યું છે. જે **વિધેયાત્મા** છે એટલે જેનું ચિત્ત વશમાં થએલું છે–તે માણસની ઇંદ્રિયો પણ વશમાં જ

હોય છે. તે એવો માણસ શરીરમાત્રાર્થ જે કંઈ ઇંદ્રિયવિષયસંચય કરશે તેમાં વિવેક અને વૈરાગ્ય જરૂર સચવાશે. તે ભોગને માટે વિષયભોગ નહિ કરે પણ પ્રારબ્ધ ભોગવવા અને સંસાર ચલાવવા માટે જ ઇંદ્રિયોનો ઉપયોગ કરે. અને તેથી વિષયભોગ કરીને પણ તે પામર ન બની શકે. ઉલટું, તેના વિવેક અને વૈરાગ્યને લીધે તેના ચિત્તમાં નિર્મળતાનો પ્રાદુર્ભાવ થશે. ॥૬૪॥

ચિત્તપ્રસાદનું શું ફળ થાય છે તે બતાવે છે—

**પ્રસાદે સર્વદુઃખાનાં હાનિરસ્યોપજાયતે ।**
**પ્રસન્નચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે ॥૬૫॥**

પદચ્છેદ

**પ્રસાદે સર્વદુઃખાનાં હાનિઃ અસ્ય ઉપજાયતે ।**
**પ્રસન્નચેતસઃ આશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે ॥૬૫॥**

**પદાર્થ—પ્રસાદે**-ચિત્તની નિર્મળતા ઉત્પન્ન થયા પછી. **અસ્ય**-ચિત્તપ્રસાદ મેળવનાર આત્માના. **સર્વદુઃખાનામ્**-સર્વક્લેશોનો. **હાનિ**-નાશ. **ઉપજાયતે**-થઈ જાય છે. **હિ**-કેમકે. **પ્રસન્નચેતસઃ**-નિર્મળ ચિત્તવાળા માણસની. **બુદ્ધિ**-પ્રજ્ઞા. **આશુ**-શીઘ્ર. **પર્યવતિષ્ઠતે**-સ્થિર થાય છે. ॥૬૫॥

**સ્પષ્ટાર્થ**—ચિત્ત નિર્મળ થાય છે ત્યારે પૂર્વે કહેલાં ત્રિવિધ દુઃખોનો નાશ થઈ જાય છે. કેમકે તેની (નિર્મળ ચિત્તવાળાની) બુદ્ધિ સ્થિર થઈ જાય છે. એટલે તે **"સ્થિતપ્રજ્ઞ"** બને છે. ॥૬૫

**ભાવાર્થ**-ભગવાન કહે છે કે જ્યારે પ્રયત્નો વડે ચિત્તની પવિત્રતા-નિર્મળતા સિદ્ધ કરવામાં આવે છે તો તેના બધાય દુઃખોનો નાશ થઈ જાય છે. આપણે વિચાર કરીએ કે ચિત્તની નિર્મળતા દુઃખનાશનું કેવી રીતે સાધન બને છે.

આ શ્લોકના ઉત્તરાર્ધમાં સ્પષ્ટરીતે બતાવવામાં આવ્યું છે કે પ્રસન્નચિત્તવાળાના દુઃખો કેમ નાશ પામે છે. ભગવાને કહ્યું કે "કેમકે નિર્મળચિત્તવાળાની બુદ્ધિ અત્યંત સ્થિર થઈ જાય છે." એટલે ચિત્તની નિર્મળતાથી માણસ **"સ્થિતપ્રજ્ઞ"** બને છે. અને **"સ્થિતપ્રજ્ઞ"** થવાથી જ તેના દુઃખો નાશ પામે છે. અહીં એ ધ્યાનમાં રાખવાનું છે કે કેવળ **ચિત્તનૈર્મલ્ય**થી જ દુઃખનો નાશ હોતો નથી. પણ તે ચિત્તનૈર્મલ્ય **સ્થિતપ્રજ્ઞતા** પેદા કરે છે. અને તે સ્થિતપ્રજ્ઞતા દુઃખનો નાશ કરે છે. એમ જો ન માનીએ અને સાક્ષાત ચિત્તનિર્મળતાને જ દુઃખહાનિનું કારણ સ્વીકાર કરી લઈએ તો "સ્થિતપ્રજ્ઞ" થવાનો કંઈ વિશેષ લાભ નથી. જે કાર્ય **સ્થિતપ્રજ્ઞતાથી** સિદ્ધ થાય છે તેજ કાર્ય ચિત્તનિર્મળતાથી પણ સિદ્ધ થઈ જાય છે.

બીજું એ કે આગળનો ૬૬ મો શ્લોક પણ વ્યર્થ થઈ જાય છે. ત્યાં કહેવામાં આવ્યું છે કે ક્રમે કરીને, બુદ્ધિ, ભાવના અને શાંતિ એ સુખનું કારણ છે. જો ચિત્તનિર્મળતાને જ દુઃખ–નાશનો કારણ માની લઈએ, તો જરૂર ૬૬ મો શ્લોક વ્યર્થ થાય. એનું સ્પષ્ટ કારણ એ છે કે જેમ ઘટના અભાવનો અભાવ ઘટસ્વરૂપ થાય છે. બે ના–નો અર્થ હાં હોય છે. "ઘટ નથી" એમ કહેવાથી ઘટનો અભાવ જણાય છે. એ ઘટનો નકાર થયો. "ઘટનો અભાવ નથી" એમ કહેવાથી ઘટના અભાવનો અભાવ જણાય છે. એ ઘટના નકારનો નકાર થયો. ઘટનો અભાવ નથી એટલે ઘટનો ભાવ છે-એટલે ઘટ છે. એવી રીતે સુખના અભાવ જ દુઃખ હોય છે. અને સુખનો અભાવ જે દુઃખરૂપ છે–તેનો અભાવ કરી દઈએ–તો દુઃખ મટી જાય છે અને સુખ આવી જાય છે. જેમ ઘટના અભાવનો અભાવ ઘટરૂપ થાય છે. તેમજ સુખના અભાવનો અભાવ પણ સુખરૂપ થાય છે. તેથી જો દુઃખનો અભાવ ચિત્તની નિર્મળતાથી જ સિદ્ધ થતો હોય તો બુદ્ધિ, ભાવના અને શાંતિ એ બધી નિરર્થક વસ્તુ થાય અને આગલો શ્લોક વ્યર્થ જાય.

એ વિચાર કરીને જ મ્હેં આ શ્લોકના ઉત્તરાર્ધમાં આવેલ "હિ" શબ્દનો "કેમકે" અર્થ કર્યો છે. ॥૬૫॥

૬૧ મા શ્લોકમાં **યુક્ત**નું વર્ણન થયું છે. જે **યુક્ત** છે તે જ **સ્થિતપ્રજ્ઞ** હોઈ શકે છે. એ પણ ત્યાં સ્પષ્ટ કરવામાં

આવ્યું છે. ત્યારપછી ૬૨-૬૩ આ બે શ્લોકો વડે અયુક્તનું વર્ણન થયુ છે. અયુક્તનો નાશ કેવી રીતે થાય છે તે કહેવામાં આવ્યું છે. અને ૬૪-૬૫ આ બે શ્લોકો વડે ફરીથી યુક્ત એટલે સ્થિતપ્રજ્ઞનું જ વ્યાખ્યાન થયું છે. હવે ફરીથી સ્પષ્ટ શબ્દોમાં અયુક્તની દુર્દશાનો ચિતાર ઉભો કરવા માટે ભગવાન બોલે છે-

**નાસ્તિ બુદ્ધિરયુક્તસ્ય ન ચાયુક્તસ્ય ભાવના ।**
**ન ચાભાવયતઃ શાન્તિરશાન્તસ્ય કુતઃ સુખમ્ ॥૬૬॥**

પદચ્છેદ

**ન અસ્તિ બુદ્ધિઃ અયુક્તસ્ય ન ચ અયુક્તસ્ય ભાવના ।**
**ન ચ અભાવયતઃ શાન્તિઃ અશાન્તસ્ય કુતઃ સુખમ્ ॥૬૬॥**

પદાર્થ-**અયુક્તસ્ય**-જે યુક્ત નથી તેને. **બુદ્ધિઃ**-બુદ્ધિ-વિવેક-વિચાર. **ન, અસ્તિ**-હોતો નથી. **ચ**-અને. **અયુક્તસ્ય**-અયુક્તને. **ભાવના**-સન્માર્ગ તરફ અથવા ઈશ્વર તરફ જવાની પ્રવૃત્તિ. **ન,(અસ્તિ**-હોતી) નથી. **ચ**-અને. **અભાવયતઃ**-સન્માર્ગ તરફ અથવા ઈશ્વર તરફ જે જતો ન હોય તેને. **શાન્તિઃ**-શાંતિ. ન,(**અસ્તિ**-હોતી) નથી. **અશાન્તસ્ય**-જેને શાંતિ નથી-જે અશાંત છે-તેને. **સુખમ્**-સુખ. **કુતઃ**-ક્યાંથી (મળે ?). ॥૬૬॥

**સ્પષ્ટાર્થ**—અયુક્ત માણુસને બુદ્ધિ નથી હોતી. અને તેથી જ તેને ભાવના પણ હોતી નથી. ભાવના ન હોવાથી તેને શાંતિ હોતી નથી. જેને શાંતિ ન હોય તેને સુખ ક્યાંથી મળવાનું ? ॥૬૬॥

**ભાવાર્થ**—પૂર્વે ૬૨ મા અને ૬૩ મા શ્લોકમાં કહ્યું છે કે અયુક્ત માણુસ—વિષયચિંતન ક્ર્યા કરે છે, ૨— તેથી તે વિષયોમાં જ તેની આસક્તિ થાય છે, ૩—તે આસક્તિથી કામ ઉત્પન્ન થાય છે, ૪—કામના પ્રતિઘાતથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ૫—ક્રોધથી અવિવેક ઉત્પન્ન થાય છે, ૬—અવિવેકથી સ્મૃતિનો નાશ થાય છે, ૭—સ્મૃતિનાશથી બુદ્ધિનો નાશ થાય છે.

એ જ બુદ્ધિનાશને ફરીથી ભગવાન અહીં પણ કહે છે કે અયુક્તને બુદ્ધિ જ હોતી નથી. એટલે ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે બુદ્ધિનો નાશ થઈ જાય તો બુદ્ધિ ક્યાંથી રહેશે ? અહીં અને પૂર્વે પણ જ્યાં બુદ્ધિનાશની વાત કહેવામાં આવી છે ત્યાં બુદ્ધિ શબ્દથી સામાન્ય બુદ્ધિ નથી લેવાની. ભગવાને સૂચવેલી વ્યવસાયાત્મિકા બુદ્ધિનું જ ગ્રહણ કરવું. એક જ વ્યવસાયાત્મિકા બુદ્ધિ જો હોય તો જ માણુસને ભાવના પેદા થઇ શકે છે. અનિશ્ચયાત્મિકા બુદ્ધિ જેની હોય છે તેને ભાવના ન પેદા થઈ શકે. કેમકે તેને તો નિશ્ચય જ નથી થવાનો

કે "આ સારું, કે પેલું ?" જ્યાં સુધી એ નિશ્ચય ન હોય કે "એ જ સારું," ત્યાં સુધી ભાવનાનો જન્મ હોતો જ નથી. ભાવના એટલે સન્માર્ગમાં પ્રવૃત્તિ. અથવા ભાવના એટલે ઈશ્વરાનુરાગ. નિશ્ચયાત્મક બુદ્ધિ વડે જ ઈશ્વરાનુરાગ સેવી શકાય છે. અનિશ્ચિત બુદ્ધિવાળાને ઈશ્વરનો અનુરાગ પણ દુર્લભ જ હોય છે.

સંભવ છે કે ભગવાને ભાવના શબ્દનો પ્રયોગ "શ્રદ્ધા" અર્થમાં કર્યો હોય. અને જો એમ હોય તો એ ભાવ નિકળ્યો કે જેને બુદ્ધિ-વ્યવસાયાત્મિકા બુદ્ધિ ન હોય તેને શ્રદ્ધા પણ હોતી નથી. કેમકે શ્રદ્ધા તો અમુક વસ્તુના નિશ્ચયનું જ પરિણામ છે. જ્યાં ભાવના ન હોય ત્યાં શાંતિ હોતી નથી. અને જ્યાં શાંતિ ન હોય ત્યાં સુખ તો ગગનકુસુમની પેઠે જ અલભ્ય વસ્તુ બની જાય છે.

॥૬૬॥

**ઇન્દ્રિયાણાં હિ ચરતાં યન્મનોઽનુવિધીયતે ।**
**તદસ્ય હરતિ પ્રજ્ઞાં વાયુર્નાવમિવામ્ભસિ ॥૬૭॥**

પદચ્છેદ

**ઇન્દ્રિયાણાં હિ ચરતાં યત્ મનઃ અનુવિધીયતે ।**
**તદ્ અસ્ય હરતિ પ્રજ્ઞાં વાયુઃ નાવમ્ ઇવ અમ્ભસિ ॥૬૭॥**

**પદાર્થ—ચરતામ્**—સ્વેચ્છાનુકૂળ વિષયોમાં રખડતી. **ઇન્દ્રિયાણામ્**—ઇંદ્રિયોમાંથી. **યત્**—જે ઇંદ્રિયની પાછળ.

**મનઃ**–મનને. **અનુવિધીયતે**–મુકી દેવામાં આવે છે. તત્–તે ઇંદ્રિય. હિ–નિશ્ચિતરૂપે. **અસ્ય**–માણસની. **પ્રજ્ઞામ્**–બુદ્ધિને. **વાયુઃ**–પવન. **અમ્ભસિ**–જળમાં. **નાવમ્**–હોડીને. **ઈવ**–જેમ. **હરતિ**–પ્રતિકૂળ દિશામાં લઇ જાય છે. તેમ જ (**હરતિ**)–પ્રતિકૂળ કર્મમાં લઈ જાય છે. ॥૬૭॥

**સ્પષ્ટાર્થ**–જેવી રીતે નદી આદિમાં હોડી પડી હોય અને પ્રતિકૂળ દિશાનો પવન ચાલતો હોય, અને તે પવન તે હોડીને પ્રતિકૂળ દિશામાં લઈ જાય છે. એવી જ રીતે બધી જ્ઞાનેન્દ્રિયોમાંથી જે કોઈપણ ઈંદ્રિયની પાછળ મનને મુકી દેવામાં આવે છે તો તે મન પણ માણસની બુદ્ધિને પ્રતિકૂળ માર્ગમાં લઇ જાય છે. ॥૬૭॥

**ભાવાર્થ**—એક માણસને પૂર્વ દિશામાં જવું છે. હોડી નદીમાં ચાલે છે. પવન પૂર્વથી પશ્ચિમ તરફ વાય છે. જો હોડીવાળો પવનનાં સાથે હોડીને છોડી દે તો તે હોડી એવી જગા જઈને પહોંચશે કે જે તે માણસને અનુકૂળ નથી. કેમકે તેને જવાનું હતું પૂર્વ તરફ, અને તે પહોંચે છે પશ્ચિમ તરફ.

**એવી જ રીતે ઈંદ્રિયોમાંથી કોઈ એકપણ ઈંદ્રિય વિરુદ્ધાચરણમાં લાગેલી હોય અને તેની પાછળ મનને પણ જોડી દેવામાં આવે તો તે ઈંદ્રિય તે માણસની પ્રજ્ઞાને –બુદ્ધિને હરણ કરી લેય છે.**

આ શ્લોકમાં જે દૃષ્ટાંત છે તેમાં ત્રણ વસ્તુ છે– **વાયુ, નાવ, અંભસ્**-જળ. ત્યારે દાર્ષ્ટાંતમાં પણ એવી રીતે ત્રણ વસ્તુઓનું હોવું ન્યાય્ય છે. તે તપાસીએ કે દાર્ષ્ટાંતમાં ત્રણ વસ્તુ કઇ કઈ છે. **નાવની** જગાએ **પ્રજ્ઞા** છે. આ એક વસ્તુ થઈ. વાયુની જગાએ **ઇંદ્રિય** છે. એ બીજી વસ્તુ થઇ. અને **અંભસ્**–જળની જગાએ **વિષય** છે. એ ત્રીજી વસ્તુ થઈ.

કેટલીક વખત એમ બને છે કે માણસની બીજી જ્ઞાનેન્દ્રિયો પવિત્ર હોય છે પણ એકાદ મલિનવાસનાવાળી હોય છે. બધી ઇંદ્રિયો પણ મલિન વાસનાવાળી હોય છે. એ તો સાધારણ રીતે બન્યા જ કરે છે. પણ આપણને તે માણસની અપેક્ષા અહીં છે કે જેની કોઇપણ ચાર જ્ઞાનેન્દ્રિય પવિત્ર છે અને કોઈપણ એક જ્ઞાનેન્દ્રિય અપવિત્ર છે. તે સાંસારિક વિષયનું જ ચિંતન કરે છે. અને મનને પણ તેની સાથે જોડી દઇએ, એટલે તે વિષયી ઇંદ્રિય અને મન બન્ને ભેગાં થયાં. મનના વેગને લીધે ઇંદ્રિયમાં પણ વેગ પેદા થયો. તે વેગવાળી ઇંદ્રિય તે માણસની બુદ્ધિનું હરણ કરી લે છે. એટલે પ્રતિકૂળ દિશામાં પહોંચાડે છે. તાત્પર્ય એ કે એવી બુદ્ધિ સત્–અસત્, કર્તવ્ય–અકર્તવ્ય આદિનો વિચાર કરી શકતી નથી. એ અર્થ આગલા ૬૮ મા શ્લોકની અનુકૂળતા માટે યોગ્ય જ કહેવાય.

પણ અહીં એક બીજો પણ અર્થ થઈ શકે છે. તે એ કે "વિષયોમાં રખડનારી ઇંદ્રિયોની પાછળ **જે મનને**

છોડી દેવામાં આવે છે તે **મન** માણુસની બુદ્ધિને હરી લે છે. જેમ પાણીમાં હોડીને પવન હરે છે." પ્રથમ અર્થમાં પ્રજ્ઞાનું હરણુ કરનારૂં મન નથી પણુ ઈંદ્રિય છે. (મન અને ઈંદ્રિય બન્ને સાથે છે). આ અર્થમાં બુદ્ધિને હરણુ કરનારૂં મન છે, પણુ ઈંદ્રિયની સાથે મળીને જ મન બુદ્ધિને હરણુ કરે છે.

પણુ એ અર્થ કરવાથી આગલો શ્લોક અસંબદ્ધ બને છે. કેમકે તે શ્લોકમાં **તસ્માત્** શબ્દથી ઉપસંહાર કરવામાં આવ્યો છે. ઉપસંહારમાં કહેવામાં આવ્યું છે કે "તેથી જેની ઈંદ્રિયો વિષયોથી પૃથક્ છે તેની જ બુદ્ધિ સ્થિર રહે છે–તે જ **સ્થિતપ્રજ્ઞ** છે.

જો મન જ પ્રજ્ઞાને હરણુ કરતું હોય તો આ શ્લોકમાં કહેવું જોઈએ કે "તેથી જેનું મન વશમાં હોય છે તે જ **સ્થિતપ્રજ્ઞ** છે." એમ નથી કહેવામાં આવ્યું તેથી આ શ્લોકનો શબ્દાર્થ અને ભાવાર્થ તે જ હોઈ શકે જે પહેલાં કહેવામાં આવ્યા છે.

પણુ એ વાત તો ૬૮મા શ્લોકની અનુકૂળતાને લક્ષમાં રાખીને કહેવામાં આવી છે. આપણે જો તે શ્લોક તરફ હજી લક્ષ નહિ કરીએ તો આ શ્લોકનો શો અર્થ હોવો જોઇએ–એટલે પહેલો અર્થ કરવો ઉચિત છે કે બીજો અર્થ કરવો ઉચિત છે ? એનો વિચાર કરીએ.

આપણે આપણા અનુભવને સામો રાખીએ. અનુભવ એમ છે કે આંખ એક વસ્તુ તરફ ટગર ટગર જોઈ રહેલી હોય છતાં તેને તે વસ્તુનો જરાપણ ખ્યાલ ત્યાં સુધી હોતો નથી જ્યાંસુધી કે તેનું મન તે વસ્તુ તરફ ન હોય. વાંચવા કે ચિંતન કરવામાં તલ્લીન થએલા વિદ્યાર્થીની પાસેથી ઘંટ વગાડતો હાથી નીકળી જાય છે પણ તેને નથી હોતી ખબર હાથીની અને નથી હોતી ખબર હાથીના ઘંટના અવાજની. એ બધાયનો અનુભવ છે. એ ઉપરથી એમ જણાય છે કે ઇંદ્રિયો મનની અધીનતા ભોગવે છે. મન જે પ્રમાણે વર્તવાની આજ્ઞા ઇંદ્રિયોને કરે છે–તેઓ તે પ્રમાણે વર્તે છે. માટે પ્રજ્ઞાનું હરણ કરનારી ઇંદ્રિયો નથી પણ **મન** જ છે. એ વસ્તુ બહુ સ્પષ્ટ જણાય છે.

**"રાગદ્વેષવિયુક્તૈસ્તુ૦"** [ગી. ૨. ૬૪] આ શ્લોકમાં પણ એમ જ કહેવામાં આવ્યું છે. **વિધેયાત્મા**–માણસ એટલે જેનું અંતઃકરણ–મન વશમાં છે તે માણસ રાગ–દ્વેષ વગરની ઇંદ્રિયો વડે જો વિષયોનો ઉપભોગ કરે તો તે **પ્રસાદ**ને પામે છે–ચિત્ત નિર્મળતાને પામે છે. અહીં બહુ જ સ્પષ્ટ રીતે ભગવાને કહી દીધું છે કે "મન જો વશમાં હોય તો ઇંદ્રિયો વડે વિષયોપભોગ કરીને પણ માણસ પવિત્રતા જાળવી શકે છે અથવા મેળવી શકે છે. અહીં મન ઉપર જ સ્પષ્ટ ભાર મુકાએલો છે. તેથી આપણે

જાણી શકીએ છીએ કે પ્રજ્ઞા હરણ કરનારી ઇંદ્રિયો નથી પણ કેવળ મન જ છે. અથવા ઇંદ્રિય અને મન એ બન્ને છે. પણ મન તેમાં મુખ્ય છે.

જો કે એ વધારે ઉચિત છે કે મનને જ પ્રજ્ઞાહરણ કરનારૂં માનીએ, પણ એમ કરવાથી આગળનો શ્લોક થોડો ઘણો અસંબદ્ધ બને છે.

પણ એવો ઉપાય હોઈ શકે છે કે આ શ્લોકનો પણ અર્થ અસંબદ્ધ બને નહિ અને આગલો શ્લોક પણ અસંબદ્ધ થઈ શકે નહિ. તે ઉપાય આપણે કરી જોઇએ.

કહેવામાં આવ્યું છે કે "વિષયોમાં રખડનારી ઇંદ્રિયો-માંથી કોઈપણ એક ઇંદ્રિય પાછળ જો મનને લગાડી દેવાય તો તે ઇંદ્રિય પ્રજ્ઞાનું હરણ કરે છે." અહીં એક વસ્તુ બહુ જ સ્પષ્ટ છે. ઇંદ્રિય પ્રજ્ઞાનું હરણ ત્યારે જ કરે છે જ્યારે કે એની સાથે મન જોડાએલું હોય. અને જો મન જોડાએલું ન હોય તો ઇંદ્રિય પ્રજ્ઞાહરણ કરતી નથી. એવી રીતે એમ સમજી શકાય છે કે પ્રજ્ઞાહરણમાં પ્રાધાન્ય અને પ્રબળતા ઇંદ્રિયોની નથી પણ મનની જ છે. ॥૬૭॥

ભગવાન અહીં આ પ્રકરણનો ઉપસંહાર કરતાં બોલે છે કે:—

**તસ્માદ્યસ્ય મહાબાહો નિગૃહીતાનિ સર્વશઃ ।**
**ઇન્દ્રિયાણીન્દ્રિયાર્થેભ્યસ્તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૬૮॥**

પદચ્છેદ

**તસ્માત્ યસ્ય મહાબાહો નિગૃહીતાનિ સર્વશઃ ।**
**ઇન્દ્રિયાણિ ઇન્દ્રિયાર્થેભ્યઃ તસ્ય પ્રજ્ઞા પ્રતિષ્ઠિતા ॥૬૮॥**

**પદાર્થ**—**તસ્માત્**-તેથી. **મહાબાહો**-વિશાળ ભુજાવાળા અર્જુન ! **યસ્ય**-જે વિવેકી માણસની. **ઇન્દ્રિયાણિ**-ઇંદ્રિયો. **ઇન્દ્રિયાર્થેભ્યઃ**—ઇંદ્રિયોના વિષયોમાંથી. **સર્વશઃ**-દરેક રીતે. **નિગૃહીતાનિ**-રોકવામાં આવી છે. **તસ્ય**-તે માણસની. **પ્રજ્ઞા**-બુદ્ધિ. **પ્રતિષ્ઠિતા**-સ્થિર થએલી કહેવાય છે.

**સ્પષ્ટાર્થ**—તેથી હે અર્જુન ! જે માણસની ઇંદ્રિયો સર્વથા વિષયોમાંથી અલગ થઇ ગએલી હોય તેની બુદ્ધિ અત્યંત સ્થિર થાય છે એટલે તે **સ્થિતપ્રજ્ઞ** કહેવાય છે. ॥૬૮॥

**ભાવાર્થ**-**તસ્માત્**નો અર્થ એમ કરવો-**મનોયુક્ત** ઇંદ્રિય પ્રજ્ઞાનું હરણ કરે છે-વિષયો તરફ લઇ જાય છે તેથી. અર્થાત્ જ્યારે મનની સાથે ઇંદ્રિય અથવા ઇંદ્રિયો ભેગી થાય છે ત્યારે તે ઇંદ્રિય મનુષ્યની પ્રજ્ઞાનું હરણ કરે છે તેથી જે માણસની ઇંદ્રિયો વિષયોમાંથી સર્વશઃ પૃથક થએલી હોય છે તેની જ બુદ્ધિ સ્થિર થાય છે.

અહીં ઉપરના શ્લોક સાથે આ શ્લોકનું સામંજસ્ય સ્થાપવા માટે **ઇન્દ્રિયાણિ**નો અર્થ **"મનોયુક્ત ઇંદ્રિયો"**

એમ જો કરી લેવાય તો જરા પણ અનુચિત ન હોઈ શકે. એટલે "મનઃ સહિત જેની ઇંદ્રિયો વિષયથી અલગ રહે છે તેની બુદ્ધિ સ્થિર થઈ જાય છે. ॥૬૮॥

સામાન્ય કર્મયોગીની અપેક્ષા નિષ્કામકર્મયોગીનું મહત્ત્વ વર્ણન કરીને નિષ્કામકર્મયોગીનું એટલે સ્થિતપ્રજ્ઞનું લક્ષણ બતાવે છે—

**યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી ।**
**યસ્યાં જાગ્રતિ ભૂતાનિ સા નિશા પશ્યતો મુનેઃ ॥૬૯॥**

પદચ્છેદ

**યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી ।**
**યસ્યાં જાગ્રતિ ભૂતાનિ સા નિશા પશ્યતઃ મુનેઃ ॥૬૯॥**

**પદાર્થ—સર્વભૂતાનામ્**—નિષ્કામકર્મયોગી સિવાય બીજા જેટલા કર્મયોગીયો છે તેમની. **યા**—જે. **નિશા**—રાત્રિ હોય છે. **તસ્યામ્**—તે રાત્રિમાં. **સંયમી**—નિષ્કામ કર્મયોગી-સ્થિતપ્રજ્ઞ. **જાગર્તિ**—જાગે છે. **યસ્યામ્**—જેમાં. **ભૂતાનિ**—સામાન્ય મનુષ્યો. **જાગ્રતિ**—જાગે છે. **સા**—તે. **પશ્યતઃ**—જ્ઞાનવાન્. **મુનેઃ**—મનનશીલની. **નિશા**—રાત્રિ હોય છે. ॥૬૯॥

**સ્પષ્ટાર્થ**—સકામકર્મયોગિયોની જે રાત્રિ હોય છે તેમાં નિષ્કામકર્મી જાગે છે એટલે તે તેનો દિવસ હોય છે. એને જેમાં [સામાન્ય] સકામકર્મિયો જાગે છે-એટલે જે તેમનો દિવસ ગણાય તેમાં જ્ઞાની અને મનનશીલ સ્થિતપ્રજ્ઞ સુવે છે એટલે તે તેની રાત્રિ હોય છે. ॥૬૯॥

**ભાવાર્થ**—અહીં **ભૂત** શબ્દથી માત્ર મનુષ્યનું જ ગ્રહણ સમજવું. બીજા પશુ-પક્ષી આદિનું ગ્રહણ નથી કરવાનું. કેમકે સંયમી પુરુષની સાથે પશુઓ અને પક્ષિયોની સરખામણી વ્યર્થ છે. "**સંયમી**" અને "**મુનિ**" શબ્દ "**સ્થિતપ્રજ્ઞ**" એટલે નિષ્કામકર્મયોગીને માટે આવ્યા છે. **નિશા** શબ્દના અર્થનો આપણે વિચાર કરીશું. એ શબ્દ સામાન્ય રાત્રિવાચક નથી. તેમ જ **જાગ્રતિ** ક્રિયા પણ સામાન્ય જાગરણ માટે નથી.

શાસ્ત્રીય નિદ્રા જે દશામાં હોય છે તે દશાનું નામ "નિશા" છે. શાસ્ત્રીય જાગરણ જે દશામાં હોય છે તે દશાનું નામ "જાગરણ"–"જાગવું" છે.

શાસ્ત્રીય નિદ્રા કોને કહે છે ? સ્વર્ગાદિ વસ્તુઓની ઇચ્છાથી યાગાદિ સકામ કર્મો કરનારની જે માનસીવૃત્તિ -બુદ્ધિ-ભાવના, તે શાસ્ત્રીય નિદ્રા છે. કેમકે તેવા લોકોને ઉદ્દેશીને જ "**સ્વર્ગકામો યજેત**" "સ્વર્ગની ઇચ્છાવાળો યજ્ઞ કરો" એમ કહેવામાં આવ્યું છે. સકામકર્મરૂપ નિદ્રામાં

પડીને માણુસ મૂળતત્ત્વને ગુમાવે છે. **આત્મસ્વરૂપને ઓળખવા માટે તેને અવકાશ મળતો નથી. પ્રભુભક્તિ માટે તેને શ્રદ્ધા થતી નથી. માટે મનુષ્યજીવન નશ્વર વસ્તુઓને મેળવવામાં જ ખપી જાય છે.** સામાન્ય માણુસો એ જ નિદ્રામાં—એ જ નિશામાં જીવનની સફળતા માને છે. જ્યારે **સંયમીપુરુષ નિષ્કામકર્મયોગી-સ્થિતપ્રજ્ઞ** એ નિદ્રાને વશ થતો નથી, એ રાત્રિમાં ભટકતો નથી. એમાં તે જાગે છે એટલે સાવધ રહે છે. જાગતા માણુસને કોઇ છેતરી શકયો નથી. સ્થિતપ્રજ્ઞ તે સમય જાગતો હોય છે. તેથી જ તે સકામ કર્મમાં પ્રવૃત્તિ કરતો નથી. તે જાણે છે કે આ મારી પ્રવૃત્તિએ જ મારો નાશ થવાનો. તેથી તે નિષ્કામકર્મમાં જ પોતાનું શ્રેય જુએ છે.

ત્યારે આપણે સમજી ગયા કે નિશા અને નિદ્રાનો અર્થ એ નથી કે સુઈ જવું. તેમજ જાગવાનો અર્થ એ નથી કે ન ઉંઘવું. નિશા એટલે સકામકર્મની પ્રવૃત્તિ. એ સામાન્ય માણુસોની નિશા છે. તેમાં સંયમી જાગે છે. જાગવું એટલે નિષ્કામકર્મની પ્રવૃત્તિ. એ નિષ્કામકર્મયોગી એટલે સ્થિતપ્રજ્ઞનું જાગરણ છે. તેમજ સામાન્ય માણુસો સકામકર્મમાં જ વ્યાપૃત હોય છે—લાગ્યા રહે છે તેથી સકામકર્મની પ્રવૃત્તિ, તે તેમનું જાગરણ છે. અને નિષ્કામ-કર્મયોગીને માટે એ જ જાગરણની દશા નિદ્રાની દશા હોય છે એટલે નિશા હોય છે. તેમાં તેઓ ઉંઘી ગએલા હોય છે. એટલે સકામકર્મની પ્રવૃત્તિથી અલગ રહે છે.

અથવા ભગવદર્પણબુદ્ધિથી થતાં કર્મોમાં એટલે નિષ્કામકર્મમાં સામાન્ય જીવોની પ્રવૃત્તિ હોતી નથી. એ પ્રવૃત્તિનો જે અભાવ તે જ તેમની નિશા. અને આ નિશામાં જ્યારે કે સામાન્યજીવો બેભાન હોય છે–ઉંઘી ગયા હોય છે, ત્યારે નિષ્કામકર્મયોગી–સ્થિતપ્રજ્ઞ એમાં જાગે છે. એટલે નિષ્કામપ્રવૃત્તિને શ્રેયઃસાધન તરીકે સ્વીકારે છે. અને સ્વર્ગાદિની ઈચ્છાથી થતાં સકામકર્મોમાં તે સકામકર્મી જાગે છે માટે એ તેમની જાગરણની દશા કહેવાય. તે જાગરણની દશામાં નિષ્કામકર્મી એટલે સ્થિતપ્રજ્ઞ ઉંઘી જાય છે એટલે તે તરફ તેનું લક્ષ હોતું નથી.

આ શ્લોક વડે ભગવાન નિષ્કામકર્મયોગીની પ્રશંસા કરે છે અને સકામકર્મોની નિંદા કરે છે. જોકે ઉંઘવું અને જાગવું એ બન્નેને માટે સરખી જ વસ્તુ અહીં બતાવવામાં આવી છે. પણ સકામકર્મીને માટે "ભૂતાનિ" "સર્વભૂતાનામ્" શબ્દો વપરાયા છે અને નિષ્કામકર્મ-યોગીને માટે "સંયમી", "પશ્યતઃ", "મુનેઃ" શબ્દો વપરાયા છે. એ તારતમ્ય નિંદા અને પ્રશંસાને માટે જ છે. સંયમી જેમાં જાગતો હોય તે પણ ઉત્કૃષ્ટ સ્થિતિ અને જેમાં તે સુઈ ગયો હોય તે પણ ઉત્કૃષ્ટ સ્થિતિ. તેમજ સામાન્ય માણસો જેમાં જાગતા હોય તે પણ નિકૃષ્ટ સ્થિતિ અને જેમાં સુઇ ગયા હોય તે પણ નિકૃષ્ટ

સ્થિતિ. એ નિંદાનો ભાવ પ્રકટાવવા માટે ભગવાને જાણી જોઈને અહીં "ભૂત" શબ્દનો પ્રયોગ કર્યો છે, ભૂત એટલે કર્મવશ ફરીફરીથી મનુષ્ય જન્મ ગ્રહણ કરનારા. ભગવાનનું તાત્પર્ય એ છે કે સકામકર્મીની મુક્તિ હોતી નથી. તેથી વિરુદ્ધ સ્થિતપ્રજ્ઞને માટે સંયમી "પશ્યતઃ" તેમજ "મુનેઃ" શબ્દો વાપર્યા છે. પશ્યત્ એટલે તત્ત્વદર્શી. અને મુનિ એટલે વિચારશીલ. સંયમી એટલે ઇંદ્રિયોને નિસ્તૃષ્ણ બનાવનાર. એ વિશેષણો સ્થિતપ્રજ્ઞની સ્થિતિને ઉત્કૃષ્ટ બનાવે છે.

ભગવાન અર્જુનને સામાન્ય માનવોની સ્થિતિમાંથી ઉપાડીને ઉત્કૃષ્ટ તત્ત્વદર્શી મુનિયોની સ્થિતિમાં મુકવા ઈચ્છે છે. તેથી એ બન્નેનો ભેદ બતાવવો ભગવાનને માટે આવશ્યક કાર્ય હતું. ભગવાને તે પુરૂં કર્યું છે. ॥૬૯॥

સકામકર્મીની મુક્તિ નથી હોતી, તે સ્પષ્ટ શબ્દોમાં અર્જુનને સંભળાવી દેવા માટે ભગવાન બોલે છે—

**આપૂર્યમાણમચલપ્રતિષ્ઠં,**
**સમુદ્રમાપઃ પ્રવિશન્તિ યદ્વત્ ।**

**તદ્વત્કામા યં પ્રવિશન્તિ સર્વે,**
**સ શાન્તિમાપ્નોતિ ન કામકામી ॥૭૦॥**

પદચ્છેદ

**આપૂર્યમાણમ્ અચલપ્રતિષ્ઠં,**
**સમુદ્રમ્ આપઃ પ્રવિશન્તિ યદ્વત્।**
**તદ્વત્કામાઃ યં પ્રવિશન્તિ સર્વે,**
**સઃ શાન્તિમ્ આપ્નોતિ ન કામકામી॥૭૦॥**

**પદાર્થ**—**યદ્વત્**-જેવી રીતે. **આપઃ**-જગતનું બધું પાણી. **આપૂર્યમાણમ્**-રોજરોજ ભરાતા. **અચલપ્રતિષ્ઠમ્**-છતાં સ્થિર મર્યાદાવાળા. **સમુદ્રમ્**-દરિયામાં. **પ્રવિશન્તિ**-પ્રવેશ કરે છે. **તદ્વત્**-તેવી જ રીતે. **સર્વે**—બધાય. **કામાઃ**—ઇચ્છાઓ—વાસનાઓ. **યમ્**-જેમાં-**પ્રવિશન્તિ**-પ્રવેશપામે છે.-સમાઇ જાય છે. **સઃ**-તે [જ] **શાન્તિમ્**-શાન્તિને. **આપ્નોતિ**-પામે છે. **કામકામી**-જુદીજુદી ઇચ્છાનું સેવન કરનાર. **ન** [**આપ્નોતિ**]-શાંતિ પામતો નથી. ॥૭૦॥

**સ્પષ્ટાર્થ**—દરિયામાં ચારે કોરથી રોજ જળ પુરાય છે છતાં તે શાંત રહે છે. મર્યાદાને ઓળંગતો નથી. અને એવા ગંભીર દરિયામાં આખી દુનિયાનું પાણી આવીને સમાઈ જાય છે તેવી જ રીતે જે માણસની બધી ઇચ્છાઓ તે માણસમાં સમાઈ જાય છે તે જ શાંતિ મેળવે છે. ઇચ્છાઓ સેવનાર શાંતિ મેળવતો નથી. ॥૭૦॥

**ભાવાર્થ**—દરિયામાં નદીઓનું પાણી, બીજાં પાણી પણ હંમેશ આવીને પડ્યા કરે છે. છતાં તે દરિયો ઉભરાતો નથી. પોતાની મર્યાદા છોડતો નથી. બીજા પાણી આવે છે, સમુદ્રમાં પડે છે, અને પોતાના રૂપ, ગુણ, ધર્મને મુકીને સમુદ્રમાં લીન થાય છે. તે પછી તે પાણીની સ્વતંત્ર સત્તા હોતી નથી. તેના સ્વતંત્ર ગુણો કે ધર્મો કે રૂપો જોઈ શકાતાં નથી. એ દષ્ટાંતથી ભગવાન અર્જુનને સમજાવવા ઈચ્છે છે. જે માણસની બધી ઈચ્છા એવી જ રીતે આત્મામાં –અંતઃકરણમાં લીન થઈ જાય છે અને એવી રીતે લીન થાય છે કે જેમાં તેનું અસ્તિત્વ જણાય જ નહિ ત્યારે તે માણસને શાંતિ પ્રાપ્ત થાય છે.

આ દષ્ટાંતને આપણે ફરીથી વિચારીએ. પાણીના સ્થાને **કામ**–ઈચ્છાઓ છે, એટલું તો સ્પષ્ટ છે. પણ દરિયાના સ્થાને કોને મુકાય ? એ એક વિચારણીય પ્રશ્ન છે. સામાન્ય રીતે આપણે એમ જાણીએ છીએ કે નદીઓના પાણી સમુદ્રમાંથી સૂર્યરશ્મિઓ મારફત વર્ષાકાલમાં આવે છે. એટલે સમુદ્રનું પાણી જ મેઘમંડળ રચે છે. તે વરસાદના રૂપમાં નીચે પડે છે. તેનાથી નદીયો, તળાવો, ભરાય છે. તે ગમે તે રીતે ફરી સમુદ્રમાં આવીને પડે છે. **એટલે સમુદ્રમાંથી જ પેદા થયેલ પાણી સમુદ્રમાં જ આવીને પડે છે.** એવી રીતે અહીં વિચારીએ કે ઈચ્છાઓ ક્યાંથી પેદા થાય છે અને ક્યાં સમાય છે અથવા ક્યાં સમાવવું જોઈએ.

ઉપનિષદ્‌મા **કામને**–ઇચ્છાને, અંતઃકરણનો ધર્મ બતાવવામાં આવ્યો છે. એટલે તે અંતઃકરણમાંથી પેદા થાય છે. અને જો એમ જ મનાય તો દૃષ્ટાંત અને દાર્ષ્ટાંત બન્નેની યોગ્યતા સાચવવા સારૂ એમ જ માનવું જોઇએ કે એ **કામો** અંતઃકરણમાંથી જ પેદા થાય છે અને છેવટે અંતઃકરણમાં જ લીન થઈ જાય છે.

પણ અહીં તો ભગવાને "**યમ્**" શબ્દ વાપર્યો છે. તે નરજાતિનો શબ્દ છે. તેને લીધે "આત્મા"ના ગ્રહણની અત્યધિક સંભાવના છે. આર્યોના તત્ત્વજ્ઞાનમાં એમ પણ મનાય છે કે ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ અને દુઃખ તેમજ જ્ઞાન એ આત્મામાં જ રહ્યા કરે છે. એ આત્માના ધર્મો છે. અહીં આ યુદ્ધને માટે અવકાશ નથી કે સાચો મત કયો છે ? કામાદિ અંતઃકરણનો ધર્મ છે કે આત્માનો ? આ પ્રશ્નના વિચારથી અહીં ફળ તો છે પણ ઓછું. મુખ્ય વસ્તુ તો એ છે કે કામનો ત્યાગ કરવો છે. આત્માનો ધર્મ હોય અને તે રીતે માનનારાઓ જો એમ પણ માનતા હો કે એ ઇચ્છાઓનો તે આત્મા ધર્મીથી પાર્થક્ય સર્વથા થઈ શકે છે તો તેઓ તે પ્રમાણે માનીને ઇચ્છાઓને આત્મામાં સમાવી દે. એવી રીતે તે ઇચ્છાઓનું શમન હોવું જોઇએ કે ફરી તેમનું ઉત્થાન ન હોઇ શકે. જે લોકો કામાદિને અંતઃકરણના જ ધર્મો માનતા હોય તેઓ એ **કામને** અંતઃકરણમાં જ લીન કરી દે.

જે લોકો સાક્ષી આત્માનો સ્વીકાર કરીને ગીતાના આ **યમ્** શબ્દની સાર્થકતા અને ઉપયોગિતા જાળવતા હોય તેઓ તેમ કરે. એમાં વિવાદ વ્યર્થ છે. ગમે તે રીતે **કામનું શમન** અપેક્ષિત છે. એ **યમ્** શબ્દમાં નરજાતિનો પ્રયોગ અને તે દ્વારા આત્માનું ગ્રહણ ગમે તે ઔપાધિક હોય ગમે વાસ્તવિક હોય એ વિચારમાં ગીતાને પડવાનું જ નથી. ગીતાને **કામશાંતિ** જોઈએ. તે પ્રાપ્ત કરો.

નદીઓનું પાણી સમુદ્રમાં જઇને મળે છે, તેનું રૂપ, ગુણ, ધર્મ સમુદ્રમાં લીન થાય છે પણ વાસ્તવિક રીતે તેની સત્તા તો રહે છે. પાણી કંઇ નષ્ટ થતું નથી. કાલાન્તરે એનો નાશ થાય છે એ તો છે જ. પણ તેના પરમાણુઓ નહિ રહેતા હોય એમ કેમ માની શકાય? પણ **કામ**ને માટે એવું નથી. **કામ**નો આત્મામાં કે અંતઃકરણમાં આવો પ્રવેશ અપેક્ષિત નથી જેની જરાપણ સત્તા રહી શકે. એ પ્રવેશ સમુદ્રમાં પાણીના પ્રવેશ કરતાં જુદા પ્રકારનો છે. અહીં પ્રવેશનો અર્થ **અત્યંતાભાવ** છે. કોઇપણ **જાગતિક–સાંસારિક કામ** મન્દજીવન પામીને પણ જો જીવતો રહેશે તો તે શાંતિનો ભંગ અવશ્ય કરશે. ભગવાન એવી શાંતિની વાત નથી કરતા જેનું મૂલ્ય શ્મશાન-શાંતિથી વધારે ન હોય. ભગવાન તો ચિરસ્થાયિ–શાંતિની વાત કરે છે. તે શાંતિ મેળવવા-માટે દરેક ઈચ્છાનો સમૂળ નાશ હોવો જોઇએ.

સમુદ્રમાં પાણી બહારથી આવે છે, તે સમુદ્રમાં મળે છે. એ પાણીનું **ઉદ્ગમ સ્થાન** અત્યારે સમુદ્ર નથી, તે તે નદિયો અને તળાવો છે. બીજા ઠેકાણે પેદા થઈને બીજા ઠેકાણે તે પાણી આવીને સમાઈ જાય છે. કામને માટે એવી વાત નથી. કામ તો અંતઃકરણમાં જ પેદા થાય છે અને ત્યાં જ શાંત થવાનો. એ બહારથી આવીને અંતઃકરણમાં પ્રવેશ કરતો નથી. તેથી દૃષ્ટાંત સાથે વિષમતા તો થાય છે. પણ દૃષ્ટાંતનું તો એટલું જ અહીં પ્રયોજન છે કે જેમ બહારનું પાણી આવીને સમુદ્રમાં ગર્ક થઈ જાય છે એવી રીતે બધા કામોનો નાશ હોવો જોઈએ. કામનો પ્રાદુર્ભાવ જ ન હોય એવો ઉપાય કરવો જોઈએ. એ જ ભગવાનના કથનનું મુખ્ય તાત્પર્ય છે. ॥૭૦॥

શાંતિપ્રાપ્તિના એ જ માર્ગને વધારે પ્રશસ્ત બનાવવા માટે અને તે દૃઢતા આપવા માટે ભગવાન ફરી બોલે છે કે—

**વિહાય કામાન્યઃ સર્વાન્પુમાંશ્ચરતિ નિસ્પૃહઃ ।**
**નિર્મમો નિરહઙ્કારઃ સ શાન્તિમધિગચ્છતિ ॥૭૧॥**

પદચ્છેદ

**વિહાય કામાન્ યઃ સર્વાન્ પુમાન્ ચરતિ નિઃસ્પૃહઃ ।**
**નિર્મમઃ નિરહઙ્કારઃ સઃ શાન્તિમ્ અધિગચ્છતિ**
**॥૭૧॥**

**પદાર્થ**—**યઃ**-જે. **પુમાન્‌**-પુરૂષ (માણુસ). **સર્વાન્‌**-બધી. **કામાન્‌**-ઇચ્છાઓને. **વિહાય**-મુકી દઇને-ત્યજીને. **નિઃસ્પૃહઃ**-સ્પૃહા વગર. **નિર્મમઃ**-મમતા વગર અને. **નિરહઙ્કારઃ**-અહંકાર વગર (થઈ જાય છે) **સઃ**-તે માણુસ. **શાન્તિમ્‌**-શાંતિને. **અધિગચ્છતિ**-પામે છે.॥૭૧॥

**સ્પષ્ટાર્થ**—જે માણુસ સર્વ કામનાઓનો ત્યાગ કરીને નિઃસ્પૃહ બની જાય છે તેમજ મમતા અને અહંકારનો પણ ત્યાગ કરે છે તે શાંતિને પામે છે. ॥૭૧॥

**ભાવાર્થ**—"**પુમાન્‌**" શબ્દનો અર્થ હોય છે "પુરુષ" અહીંઆ કેવળ પુરુષ અર્થ નથી. સ્ત્રી હો કે પુરુષ હો, જે માણુસ આ સ્થિતપ્રજ્ઞની સ્થિતિ મેળવવા પ્રયાસ કરે તે દરેકને માટે "પુમાન્‌" શબ્દનો પ્રયોગ થયો છે. સાંખ્યશાસ્ત્રની પરિભાષામાં **પ્રકૃતિ** અને **પુરુષ** એ બે શબ્દો મુખ્યસ્થાન ભોગવે છે. પહેલાં કહેવામા આવ્યું છે કે મહાભારતકાળમાં સાંખ્યલોકોનું બહુ બળ હતું. તેથી તેમની જ પરિભાષાઓને ઘણા લોકોએ સ્વીકારેલી છે. ગીતામાં પણ સાંખ્યની ઘણી પરિભાષાઓ આવી છે. તે જ પ્રમાણે "પુરુષ"ને કહેવા માટે "પુમાન્‌" શબ્દનો પ્રયોગ થયો છે. **પુરુષ** એટલે આત્મા. એ આત્માને જ કહેવા માટે "પુમાન્‌" શબ્દ આવ્યો છે. નર કે નારી કહેવા માટે "પુમાન્‌" શબ્દ ઉચ્ચારાએલો નથી.

ઉપરના શ્લોકમાં જે "કામ–પ્રવેશ"ની વાત કરવામાં આવી હતી, એટલે જેના **કામો** અંતઃકરણમાં નાશ પામી જાય છે તે જ શાંતિ મેળવી શકે છે." ત્યાં મ્હેં કહ્યું છે કે અહીં **પ્રવેશ**નો અર્થ અત્યંતાભાવ છે. તે જ અર્થ આ શ્લોકમાંથી બહાર નિકળે છે. વસ્તુ તે જ કહેવી છે. પણ અહીં **પ્ર–વિશ્** ધાતુનો પ્રયોગ ન કરીને**વ–હા** [ત્યાગ કરવો] ધાતુનો પ્રયોગ થયો છે. **કામ** શબ્દ તે ને તે જ છે. શાંતિ પણ તે ને તે જ છે. ત્યાં **આપ્નોતિ** ક્રિયા હતી. અહીં **અધિગચ્છતિ** ક્રિયા છે. અર્થ બન્નેનો સરખો છે,

અહીં ભગવાને કહ્યું છે કે જે સર્વ કામોને ત્યજીને નિઃસ્પૃહ, નિર્મમ, નિરહંકાર થાય છે તે શાંતિ મેળવે છે. અહીં એક વસ્તુનો વિચાર કરવો જોઇએ. નિઃસ્પૃહ, નિર્મમ અને નિરહંકારનેમાટે એમ નથી સમજવાનું કે સર્વ કામોને ત્યજ્યા પછી એવા થવાનો અભ્યાસ કરવો પડે છે. એવું નથી જ. સર્વ–કામ–પરિત્યાગનું જ આ ત્રણે પરિણામો છે. જે માણસ ઇચ્છાનો ત્યાગ કરશે તે નિઃસ્પૃહ જરૂર થઇ જ જવાનો. કોઇપણ વસ્તુની જો સ્પૃહા જીવતી જ રહે તો ઇચ્છાનો ત્યાગ થયેલો ન કહેવાય. "મ્હેં કર્યું" એ અહંકાર પણ તે ઇચ્છામાંથી જ પેદા થાય છે. તેથી એ ત્રણે **કામત્યાગ**ના પરિણામો છે, જે અવશ્યંભાવી છે. **શાંતિ** એટલે મુક્તિ. ॥૭૧॥

આ અધ્યાયને સમાપ્ત કરતાં ભગવાન ઉપસંહાર કરે છેઃ–

**એષા બ્રાહ્મી સ્થિતિઃ પાર્થ નૈનાં પ્રાપ્ય વિમુહ્યતિ ।**
**સ્થિત્વાસ્યામન્તકાલેઽપિ બ્રહ્મનિર્વાણમૃચ્છતિ ॥૭૨॥**

પદચ્છેદ

**એષા બ્રાહ્મી સ્થિતિઃ પાર્થ ન એનાં પ્રાપ્ય વિમુહ્યતિ ।**
**સ્થિત્વા અસ્યામ્ અન્તકાલે અપિ બ્રહ્મનિર્વાણમ્ ઋચ્છતિ ॥૭૨॥**

ઈતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાસૂપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે
શ્રી કૃષ્ણાર્જુનસંવાદે સાંખ્યયોગો નામ દ્વિતીયોઽધ્યાયઃ

**પદાર્થ**—**પાર્થ**-હે અર્જુન ! **એષા**–આ સ્થિતપ્રજ્ઞતા. **બ્રાહ્મી**–બ્રહ્મસંબંધિની. **સ્થિતિ**:–સ્થિતિ છે. **એનામ્**–આ સ્થિતપ્રજ્ઞતાને. **પ્રાપ્ય**–પામીને. **ન, વિમુહ્યતિ** –કોઈ મોહ પામી શકતો નથી. **અસ્યામ્**–આ સ્થિતિમાં **અન્તકાલે**–અંતકાલમાં. **અપિ**–પણ. **સ્થિત્વા**–રહીને. **બ્રહ્મનિર્વાણમ્**–મોક્ષને. **ઋચ્છતિ**–પામે છે. ॥૭૨॥

**સ્પષ્ટાર્થ**—હે અર્જુન ! સ્થિતપ્રજ્ઞની સ્થિતિ બ્રહ્મસંબંધિની સ્થિતિ કહેવાય છે. એને પામ્યા પછી કદીપણ

કોઈ મોહ પામતો નથી. એ સ્થિતિમાં જો કોઇ અન્ત સમય-માં પણ આવી જાય તો તેનો મોક્ષ થઇ જાય છે. ॥૭૨॥

**ભાવાર્થ**—સ્થિતપ્રજ્ઞના સ્વરૂપજિજ્ઞાસા પ્રકરણમાં જે કાંઈ અહીં ૭૧ મા શ્લોક સુધી કહેવામાં આવ્યું છે તે બધું બ્રહ્મવિષયિણી સ્થિતિ કહેવાય છે. એટલે આ સ્થિતિને પ્રાપ્ત કરનાર માણસ આત્મસાક્ષાત્કાર કરી લે છે. એ સ્થિતિને પ્રાપ્ત કરીને કોઈને મોહ નથી હોતો. કેમકે મોહ એટલે અવિવેકજન્ય જ્ઞાન–મિથ્યાજ્ઞાન. સ્થિતપ્રજ્ઞ પુરુષ મિથ્યાજ્ઞાન ધરાવતો નથી. તેથી તેને મોહ પણ ન હોઈ શકે.

આ સ્થિતિમાં જે કોઈ મહાભાગ્યશાળી પુરુષ જીવનના પ્રભાતકાળથી જ–પ્રથમ સૂર્યોદયથી જ પડ્યા હોય તેને કોઈપણ રીતે મોક્ષ ન મળવાનો ભય રહી જતો નથી. પણ જો એવું ન બન્યું હોય અને જીવનના ત્રણ ભાગો સંસાર–ભોગમાં વ્યતીત થઈ ગયા હોય અને ચોથા ભાગમાં જાગૃતિ થઈ હોય અને એ અવસ્થા પૂર્ણરૂપે પ્રાપ્ત થઈ જાય તો ત્યારે પણ તે મોક્ષ મેળવી શકે છે. **બ્રહ્મનિર્વાણ** એટલે બ્રહ્મરૂપ નિર્વાણ. **નિર્વાણ** એટલે નિવૃત્તિ. **નિવૃત્તિ** એટલે શાંતિ.

**ઉપસંહાર**—અધ્યાયની સમાપ્તિમાં ગીતામાં પ્રત્યેક પુસ્તકમાં એવી રીતે જ લખાએલું હોય છે જેમ મ્હેં

આ પુસ્તકમાં ૭૨ મા શ્લોકની નીચે લખેલ છે. કોઈ કોઈ પુસ્તકમાં "ઇતિ શ્રી મહાભારતે શતસાહસ્ર્યાં સંહિતાયાં વૈયાસિક્યાં ભીષ્મપર્વણિ" એટલું વધારે પણ જોવામાં આવે છે. તે વધારે યોગ્ય પણ છે. આપણને અહીં કેટલીક વસ્તુઓ વિચારી લેવાની છે. **ગીતાસુ, ઉપનિષત્સુ, બ્રહ્મવિદ્યાયાં, યોગશાસ્ત્રે, સાંખ્યયોગઃ** અહીં આપણે એ પાંચ શબ્દનો વિચાર કરીશું.

જે કાળમાં ગીતાનો ઉપદેશ થયો છે તે કાળ પહેલાં જ ઉપનિષદો અસ્તિત્વમાં આવી ગયાં હતાં. જે દશ ઉપનિષદો બહુ પ્રાચીન મનાય છે અને જેની ઉપર બધા આચાર્યોએ ભાષ્ય લખવાનો પ્રયાસ કર્યો છે અને બધા આચાર્યોએ જેને પરમ પ્રામાણિક માન્યાં છે તેઓ બધા તે વખત હયાતીમાં હતાં. પણ તેનો પ્રચાર તે વખતે થઈ રહ્યો હતો. છતાં ઉપનિષદોનું આત્મજ્ઞાન લોકોને પોતાની તરફ ખેંચવા માટે સમર્થ તો હતું જ. સાંખ્યના આધ્યાત્મિક જ્ઞાનમાં જે ન્યૂનતા હતી તે આ ઔપનિષદ જ્ઞાનમાં વિલુપ્ત થઈ હતી. સાંખ્યલોકો અનીશ્વરવાદી હતા. જ્યારે ઉપનિષદોમાં બ્રહ્મતત્ત્વનો પૂર્ણરૂપે સ્વીકાર કરવામાં આવ્યો. ઉપનિષદોની આસ્તિકતાએ જ ઉપનિષદોને મોટું પદ આપ્યું છે. એની પ્રતિષ્ઠા અહીં સુધી વધી કે સાક્ષાત્ ભગવાનના મુખથી નિકળેલી ગીતાની સાથે સાથે તેને જોડવાને માટે બધાય લલચાયા. પણ એથી ઉલટું પણ

કહી શકાય છે. આ ગીતાની પ્રતિષ્ઠા વધારવા માટે ઉપનિષદોની હારમાં તેને બેસાડવા માટે ગીતાની સાથે ઉપનિષદ્ શબ્દ જોડવામાં આવ્યો.

આખી ગીતા પુરી થઇને એક **ઉપનિષદ્** છે એવું નહિ, પણ એકેક શ્લોક પણ ઉપનિષદ્ જ છે. એ બતાવવાને માટે **ગીતાસુ**માં બહુવચન આપવામાં આવ્યું **છે.**

આ ગીતારૂપ ઉપનિષદ્‌માં જે વસ્તુનું વર્ણન થયું છે તેનો પરિચય બતાવવા માટે **યોગશાસ્ત્રે** લખવામાં આવ્યું છે. **યોગશાસ્ત્ર** એટલે **નિષ્કામકર્મયોગશાસ્ત્ર.** કોઇપણ ઉપનિષદ્ એ યોગશાસ્ત્રને પૂર્ણરૂપે વર્ણવવાનો પ્રયત્ન કરતી નથી. જ્યારે આ ઉપનિષદ્ નિષ્કામકર્મયોગને જ વર્ણવવા માટે પોતાનો અવતાર સ્વીકારે છે. જે નિષ્કામ કર્મયોગનો ઉપદેશ ભગવાને બહુ પહેલાં વિવસ્વાન્‌ને કર્યો, વિવસ્વાને મનુને કર્યો, મનુએ ઇક્ષ્વાકુને કર્યો અને ઇક્ષ્વાકુથી આગળ ઘણાય રાજર્ષિઓને પ્રાપ્ત થએલ. અને ત્યારપછી **"સકાલેનેહ મહતા નષ્ટો યોગઃ પરન્તપ"** તે નિષ્કામકર્મયોગ કાળક્રમે કરીને નાશ પામ્યો. **"સ એવાયં મયા તેઽદ્ય યોગઃ પ્રોક્તઃ પુરાતનઃ"** તે જ નિષ્કામકર્મયોગનું મુખ્યત્વે કરીને પ્રતિપાદન કરવા માટે એ ગીતારૂપ ઉપનિષદ્‌ની રચના કરવામાં આવી છે. તેથી આ ઉપનિષદ્‌નો વિષય છે **"નિષ્કામ-કર્મયોગ."**

બધી ઉપનિષદોનો વિષય છે **બ્રહ્મવિદ્યા. બ્રહ્મવિદ્યા** એટલે **આત્મયાથાત્મ્યજ્ઞાન.** આત્માનું વાસ્તવિક સ્વરૂપનું જે જ્ઞાન તેનું નામ આત્મયાથાત્મ્યજ્ઞાન છે. આ ગીતામાં મુખ્યરૂપે તે વસ્તુ નથી, પણ નિષ્કામકર્મયોગ છે. આવી રીતે વિષયભેદ હોવા છતાં ગીતાને ઉપનિષદ્‌ નામ કેમ અપાયું ? એના સમાધાનને માટે જ **"યોગશાસ્ત્રે"** ની પૂર્વે **"બ્રહ્મવિદ્યાયામ્‌"** લખવામાં આવ્યું છે. આ **યોગશાસ્ત્ર** પણ આત્મયાથાત્મ્ય જ્ઞાનને જ અર્પણ કરે છે તેથી એ પણ ઉપનિષદ્‌ જ છે. આદિથી અંત સુધી કોઈ ઠેકાણે સાક્ષાત્‌ કોઈ ઠેકાણે પરંપરયા આત્મસ્વરૂપનુંજ નિરૂપણ એ ગીતામાં થયું છે તેથી એ પણ બ્રહ્મવિદ્યા જ છે. તાત્પર્ય એ કે નિષ્કામકર્મયોગથી પણ તે જ વસ્તુની પ્રાપ્તિ થાય છે જે વસ્તુની પ્રાપ્તિ ઔપનિષદ જ્ઞાનથી થાય છે.

સંક્ષેપમાં આ ચાર શબ્દોનો પ્રયોજનનો પરિચય કરાવવામાં આવ્યો. હવે છેલ્લો શબ્દ **સાંખ્યયોગઃ** છે. એનો વિચાર કરીએ. **"એષા તેઽભિહિતા સાંખ્યે."** આ શ્લોકમાં મ્હેં સાંખ્ય શબ્દનો જે અર્થ કર્યો છે તે જ અર્થને આ **"સાંખ્યયોગો નામ"** પ્રયોગથી પુષ્ટિ મળે છે. જો કે અન્ય ટીકાકારોના મતપ્રમાણે સાંખ્યનો અર્થ વેદાંતજ્ઞાન, એમ છે. છતાં એ સર્વનો દોષ તો મ્હેં પૂર્વે વિસ્તારથી બતાવ્યો છે. અને એ નામ એટલે **સાંખ્યયોગ**

એવું નામ આ બીજા અધ્યાયને માટે આપવામાં જે આવ્યું છે તેનો હેતુ એ ન હોઇ શકે કે એમાં **વેદાંત જ્ઞાનયોગ** છે. એ હેતુ માનવાથી તો બધા ભાષ્યકારો કિંવા ટીકાકારોના પ્રયાસ ઉપર પાણી ફરી વળે છે. કેમકે તે લોકોના મત પ્રમાણે તો **"એષા તેઽભિહિતા સાંખ્યે."** અહીં સુધીજ સાંખ્ય એટલે વેદાંત જ્ઞાનનો ઉપદેશ છે. તે પછી તો કોઇના મત પ્રમાણે નિષ્કામ કર્મયોગનું પ્રકરણ આરંભાય છે અને કોઇના મત પ્રમાણે સમાધિનું પ્રકરણ શરૂ થાય છે. એટલે આ અધ્યાયમાં બે પ્રકરણોનો સમાવેશ છે. તો પછી એક **સાંખ્ય**નુંજ નામ કેમ લેવામાં આવ્યું? અને **"સાંખ્યયોગો નામ"** એમાં જે **યોગ** શબ્દ સંભળાય છે તે ભાષ્યકારોના અભિમત યોગશબ્દાર્થ પ્રકટાવવા માટે નથી. તે તો એક પદ્ધતિ છે જે આખી ગીતાના બધા અધ્યાયોના અંતે એનું ખાસ નામ લઇને તેની સાથે "યોગ" શબ્દ મુકવામાં આવ્યો છે. જેમકે **"વિષાદયોગ" "કર્મયોગ"** ઈત્યાદિ.

મારા મત પ્રમાણે તો એ વસ્તુ બહુ જ સ્પષ્ટ છે. હું તો એમ કહું છું અને માનું છું કે એ ગીતામાં લગભગ બધા તત્ત્વો થોડાક જ ફેરફાર સાથે સાંખ્યમત પ્રમાણે જ સમજાવવામાં આવ્યાં છે. હું એ વિષયને વધારે સ્પષ્ટ કરવા ઈચ્છું છું. જુઓ.

બીજા અધ્યાયના ૧૧ મા શ્લોકથી ભગવાન અર્જુનને સમજાવે છે તે સંક્ષેપમાં એ જ કે "(૧) મરેલાઓનેમાટે શોક ન કરવો જોઈએ. (૨) અમે બધા સદાથી છીએ અને સદા રહીશું. (૩) મૃત્યુ એક પ્રકારનું પરિવર્તન છે. (૪) માત્રાસ્પર્શનો ત્યાગ કર. (૫) જે સમભાવે વર્તે છે તે મોક્ષનો અધિકારી હોય છે. (૬) સત્ અસત્ હોતું નથી અને અસત્ સત્ હોતું નથી. (૭) આત્મા અવિનાશી છે. (૮) શરીર અનિત્ય છે. (૯) આત્માને મારનાર કે મરી જનાર માનનારો આત્માને જાણતો જ નથી. (૧૦) તે જન્મ મરણ આદિ વિકારોથી રહિત છે. (૧૧) અવિનાશીને કેવી રીતે હણી અથવા હણાવી શકાય? (૧૨) તે નવીન વસ્ત્રની પેઠે નવીન શરીરનું પરિધાન કરે છે. (૧૩) એને નષ્ટ કરવા માટે પંચભૂતોમાંથી કોઈપણ ભૂતનું સામર્થ્ય નથી. (૧૪) કેમકે તે અચ્છેદ્ય આદિ છે. (૧૫) એને અવ્યક્ત, અચિંત્ય આદિ સમજીને તું શોક ન કર." આ ૧૫ શ્લોકો વડે જે ઉપદેશ કરવામાં આવ્યો છે તે બધા સાંખ્યમતવાળાઓ પણ કરે છે. જેમકે—

ગીતાના બીજા અધ્યાયના ૨૫ મા શ્લોક પછી ફક્ત ૨૬ મો અને ૨૭ મો શ્લોક જ નાસ્તિક મત પ્રમાણે સિદ્ધાંતનો ઉલ્લેખ કરે છે. ત્યારપછી ૩૮ માં શ્લોકસુધી સાંખ્યમત સાથે કોઈ પણ જાતનો વિરોધ નથી. તેથી તે બધું સાંખ્યમત જ છે. અને ત્યારપછી ૪૦ મા શ્લોકથી

યોગમતનો આરંભ થયો છે. તે અધ્યાયના અંત સુધી પહોંચે છે.

અને વચમાં અહીં એક વસ્તુનું સ્મરણ કરાવી દઉં તો સારૂં. જો કે આરંભમાં સાંખ્યદર્શન અનીશ્વરવાદી જ હતું. પણ પછીથી સાંખ્ય લોકો ઈશ્વરવાદી થયા છે. એ વાત મહાભારતથી સ્પષ્ટ દેખાઈ આવે છે. એ પરિવર્તનમાં યોગશાસ્ત્રને જ શ્રેય મળે છે. યોગી લોકોએ યોગજ પ્રત્યક્ષથી ઈશ્વરના અસ્તિત્વને સિદ્ધ કરી આપ્યું અને તેને સાંખ્યલોકોએ સ્વીકારી લીધું. એ વસ્તુનું કાંઈક દર્શન આ શ્લોકથી થાય છે—

**યદેવ યોગાઃ પશ્યન્તિ સાંખ્યૈસ્તદનુગમ્યતે ।**
**એકં સાંખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ બુદ્ધિમાન્ ॥**

મહા શાંતિપર્વ, અ. ૩૦૫ શ્લો. ૧૯

તેથી ગીતામાં ૪૦ માં શ્લોકથી જે યોગમત કહેવામાં આવ્યો છે તે બધું સાંખ્યમતને પણ અનુકૂળ અને અભિમત છે. અને સાંખ્યમતનો જ વિશેષ પ્રાબલ્ય તે વખતે હતું તેથી **સાંખ્ય** અને **યોગ** બન્ને મતોને **"સાંખ્ય"** શબ્દથી જ કહી દીધું છે.

એક વાત બીજી પણ ધ્યાનમાં રાખવી જોઈએ. જોકે ગીતાના બીજા અધ્યાયના ૩૭મા શ્લોક સુધીનો પણ

ઉપદેશ સાંખ્યને અનુકૂળ જ છે. છતાં ૩૮ મો શ્લોક **"સુખદુઃખેસમેકૃત્વા"** એક બીજી સ્થિતિ ઉત્પન્ન કરે છે. આ શ્લોક નિષ્કામકર્મયોગનો પાયો છે. ગીતામાં હજી સુધી કોઈપણ શ્લોક વડે નિષ્કામકર્મયોગનો ઉપદેશ થયો નથી. એનાથી ઉલટું **સ્વર્ગાદિનો** લોભ દેખાડીને યુદ્ધમાં પ્રવૃત્તિ કરાવવાથી સકામકર્મનું જ પ્રતિપાદન થયું છે. તેથી આ **"સુખદુઃખે સમે કૃત્વા" "લાભાલાભૌ જયાજયૌ। તતો યુદ્ધાય યુજ્યસ્વ નૈવં પાપમવાપ્સ્યસિ ॥"** આ શ્લોક સાંખ્યવાદીઓનો છે. અને તે નિષ્કામકર્મયોગનું પ્રતિપાદન કરે છે.

૪૦ મો શ્લોક **"નેહાભિક્રમનાશોઽસ્તિ"** યોગમાર્ગીનું યોગિયોના કોઈ ગ્રંથમાંથી લેવામાં આવ્યો છે. એમાં મને સંદેહ જણાતો નથી. ભગવાને આ શ્લોકને પ્રમાણરૂપે મુકીને પછી તે યોગિયોના જ મતને અનુસરીને અધ્યાયના અંત સુધી ઉપદેશ કર્યો છે. અને ૫૫ શ્લોકથી આરંભ કરીને અધ્યાયના અંત સુધીના શ્લોકો તો લગભગ આ શ્લોકોને જ અનુસરે છેઃ-

શાંતિપર્વ અધ્યાય ૩૦૬-

વસિષ્ઠ ઉવાચ

**હન્ત તે સંપ્રવક્ષ્યામિ યદેતદનુપૃચ્છસિ ।**
**યોગકૃત્યં મહારાજ પૃથગેવ શૃણુષ્વ મે ॥૧॥**

વિમુક્તઃ સર્વસઙ્ગેભ્યો લઘ્વાહારો જિતેન્દ્રિયઃ ।
પૂર્વરાત્રેઽપરરાત્રે ધારયીત મનોઽત્મનિ ॥૧૩॥

સ્થિરીકૃત્યેન્દ્રિયગ્રામં મનસા મિથિલેશ્વર ।
મનો બુદ્ધયા સ્થિરં કૃત્વા પાષાણ ઈવ નિશ્ચલઃ ॥૧૪॥

સ્થાણુવચ્ચાપ્યકમ્પઃ સ્યાદ્ ગિરિવચ્ચાપિ નિશ્ચલઃ ।
બુધા વિધિવિધાનજ્ઞાસ્તદા યુક્તં પ્રચક્ષતે ॥૧૫॥

ન શૃણોતિ ન વા ઘ્રાતિ ન રસ્યતિ ન પશ્યતિ ।
ન ચ સ્પર્શં વિજાનાતિ ન સંકલ્પયતે મનઃ ॥૧૬॥

ન ચાભિમન્યતે કિંચિત્ ન ચ બુધ્યતિ કાષ્ઠવત્ ।
તદા પ્રકૃતિમાપન્નં યુક્તમાહુર્મનીષિણઃ ॥ ૧૭ ॥

શાંતિપર્વ, અધ્યાય ૩૦૦—

પ્રવેશ્યાત્મનિ ચાત્માનં યોગી તિષ્ઠતિ યોઽચલઃ ।
પાપં હન્તિ પુનીતાનાં પદમાપ્નોતિ સોઽજરમ્॥૩૮॥

સ શીઘ્રમચલપ્રખ્યં કર્મ દગ્ધ્વા શુભાશુભમ્ ।
ઉત્તમં યોગમાસ્થાય યદીચ્છતિ વિમુચ્યતે ॥૪૧॥

કામં જિત્વા તથા ક્રોધં શીતોષ્ણે વર્ષમેવ ચ ।
ભયં શોકં તથા શ્વાસં પૌરુષાન્ વિષયાંસ્તથા॥૪૭॥

**અરતિં દુર્જયાં ચૈવ ઘોરાં તૃષ્ણાં ચ પાર્થિવ ।**
**સ્પર્શં નિદ્રાં તથા તન્દ્રાં દુર્જયાં નૃપસત્તમ ॥૪૮॥**

**દીપયન્તિ મહાત્માનઃ સૂક્ષ્મમાત્માનમાત્મના ।**
**વીતરાગા મહાપ્રજ્ઞા ધ્યાનાધ્યયનસંપદઃ ॥૪૯॥**

મહાભારતમાંથી યોગમતના એવા બીજા પણ કેટલાય શ્લોકો મળી આવશે જે આ ગીતાના શ્લોકોની સમાનતામાં જ મુકાશે. અને આ યોગમતાનુસારે ગીતાના ઉપદેશો સાંખ્યને પણ અભિમત છે. તેથી **સાંખ્યયોગોનામ** અહીં કેવળ સાંખ્યનું જ નામ આવ્યું છે, યોગનું નામ નથી.

એક બીજી દૃષ્ટિ. **"નેહાભિક્રમનાશોઽસ્તિ"** કેવળ એ જ શ્લોકને જો યોગમતાનુસારી માની લેવાય તો પણ કંઈ હરકત નથી. મુખ્ય વસ્તુને ટેકો આપવાને માટે તે સમયમાં પ્રચાર પામેલા કોઈપણ મતમાંથી એકાદ પ્રમાણ મેળવી લેવું, એ બસ છે. બાકી બધો ઉપદેશ સાંખ્યમતાનુસારે જ છે. અને એને માટે મહાભારતના શાંતિપર્વના ૨૩૫ અધ્યાયના આ નીચેના શ્લોકો પ્રમાણરૂપે આપી શકાય છેઃ—

**— — — — સાંખ્યે પૂર્વં નિબોધ મે ॥૨૭॥**
**વિષયાત્પ્રતિસંહારઃસાંખ્યાનાં વિદ્ધિ લક્ષણમ્ ।**

નિર્મમશ્ચાનહઙ્કારો નિર્દ્વન્દ્વશ્છિન્નસંશયઃ ।
નૈવ ક્રુધ્યતિ ન દ્વેષ્ટિ નાનૃતા ભાષતે ગિર : ॥૩૩॥

આક્રુષ્ટસ્તાડિતશ્ચૈવ મૈત્રેણ ધ્યાતિ નાશુભમ્ ।
વાગ્દણ્ડકર્મમનસાં ત્રયાણાં ચ નિવર્તક : ॥૩૪॥

સમઃ સર્વેષુ ભૂતેષુ બ્રહ્માણમભિવર્તતે ।
નૈવેચ્છતિ ન ચાનિચ્છો યાત્રામાત્રવ્યવસ્થિત : ॥૩૫॥

અલોલુપોઽવ્યથો દાન્તો ન કૃતિર્ન નિરાકૃતિ : ।
નાસ્યેન્દ્રિયમનેકાગ્રં નાવિક્ષિપ્તમનોરથ : ॥૩૬॥

સર્વભૂતસદૃઙ્મૈત્ર : સમલોષ્ટકકાંચન : ।
તુલ્યાપ્રિયાપ્રિયો ધીરસ્તુલ્યનિન્દાત્મસંસ્તુતિ : ॥૩૭॥

અસ્પૃહ : સર્વકામેભ્યો બ્રહ્મચર્યદૃઢવ્રત : ।
અહિંસ્રઃ સર્વભૂતાનામીદૃક્ સાંખ્યો વિમુચ્યતે ॥૩૮॥

આ બધા શ્લોકો શુકના પ્રશ્નના જવાબરૂપે વ્યાસજીના મુખથી નીકળ્યા છે. એના ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે સ્થિતપ્રજ્ઞના પ્રકરણમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે લગભગ બધી વસ્તુઓ આ સાંખ્યમતમાં ઉપસ્થિત જ છે. બીજા પણ કેટલાક ઉપદેશો સાંખ્યમતના મહાભારતમાં મળી આવે છે તે પણ લગભગ ગીતાના ઉપદેશ સમાન જ

છે. તેથી એ પણ સંભવ જ છે કે ગીતાના બીજા અધ્યાયમાં સાંખ્યમત પ્રમાણે જ ઉપદેશ કરવામાં આવ્યો અને તેને લીધે જ **"સાંખ્યયોગો નામ"** એમ અધ્યાયના અંતમાં લખાયું.

આ બધા લખાણમાં એટલું ઉમેરવું જોઈએ કે આ બીજા અધ્યાયમાં ઉપનિષદોના મતનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. અને તે ઔપનિષદ ઉપદેશ સાંખ્યથી જરાપણ વિરુદ્ધ પડતો નથી. કેવળ આત્માની એકતા અને વિભુત્વમાં જ થોડો વિરોધ જોઇ શકાય છે.

હું અહીં બે શ્લોકો બીજા પણ આપવા ઇચ્છું છું જેથી એ વધારે સ્પષ્ટ થાય છે કે તે સમયમાં સાંખ્ય અને યોગ આ બન્ને મતો એક જ પાયરીમાં ગણાતા હતા. અને બન્ને મતો વિદ્વાનોને અભિમત હતા. શાંતિપર્વના ૩૦૦ અધ્યાયના આરંભમાં યુધિષ્ઠિરે ભીષ્મ પિતામહને પ્રાર્થના કરી કેઃ—**"સાંખ્યયોગૌ ચ મે તાત વિશેષં વક્તુમર્હસિ"** "આપ મને સાંખ્ય અને યોગને વિષે વધારે કાંઇક કહો." ત્યારે ભીષ્મ બોલવા લાગ્યા અને કહ્યું કેઃ—

**પ્રત્યક્ષહેતવો યોગાઃ સાંખ્યાઃ શાસ્ત્રવિનિશ્ચયાઃ ।**
**ઉભે ચૈતે મતે તત્ત્વે મમ તાત યુધિષ્ઠિર ॥૭॥**
**ઉભે ચૈતે મતે જ્ઞાતે નૃપતે શિષ્ટસંમતે ।**
**અનુષ્ઠિતે યથાશાસ્ત્રં નયેતાં પરમાં ગતિમ્ ॥**

એ બન્ને શ્લોકો સ્પષ્ટ કરી આપે છે કે તે વખતના શિષ્ટલોકો આ સાંખ્ય અને યોગને ભારે માન આપતા હતા.

એવા જ થોડા બીજા શ્લોકોને પણ આપણે જોઇએઃ—

નાસ્તિ સાંખ્યસમં જ્ઞાનં નાસ્તિ યોગસમં બલમ્ ।
તાવુભાવેકચર્યૌ ચ ઉભાવનિધનૌ સ્મૃતૌ ॥

પૃથક્ પૃથક્ પ્રપશ્યન્તિ યેઽલ્પબુદ્ધિરતા નરાઃ ।
વયં તુ રાજન્ પશ્યામ એકમેવ તુ નિશ્ચયાત્ ॥

યદેવ યોગાઃ પશ્યન્તિ તત્સાંખ્યૈરપિ દૃશ્યતે ।
એકં સાંખ્યં ચ યોગં ચ યઃ પશ્યતિ સ તત્ત્વવિત્ ॥

મહા. શા. મોક્ષધર્મ, અધ્યાય ૩૧૬ શ્લો. ૨—૪

એ જ પર્વના ૨૨૧મા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

યદેવ શાસ્ત્રં સાંખ્યોક્તં યોગદર્શનમેવ તત્ ॥૪૩॥
“સાંખ્યયોગેન તુલ્યો હિ ધર્મ એકાન્તસેવિતઃ ।”

શા. ૩૪૮.૭૪

“એવમેકં સાંખ્યયોગં વેદારણ્યકમેવ ચ ।
પરસ્પરાઙ્ગાન્યેતાનિ પંચરાત્રં ચ કથ્યતે ॥”

શા. ૩૪૮.૮૨

**"સાંખ્યં ચ યોગં ચ સનાતને દ્વે,**
**વેદાશ્ચ સર્વે નિખિલેન રાજન્ । શા. ૩૪૯.૭૨**

એ પ્રાચીન સાંખ્યમતના પ્રવર્તક જો કે કપિલમુનિ જ પ્રસિદ્ધ છે. મહાભારતમાં પણ કહ્યું છે કે—

**"સાંખ્યસ્ય વક્તા કપિલઃ પરમર્ષિઃ સ ઉચ્યતે ।"**

છતાં મહાભારતમાં જ સાંખ્યાચાર્યોના નામો આવી રીતે ગણાવ્યાં છેઃ—

**સન : સનત્સુજાતશ્ચ સનક : સસનન્દન : ।**
**સનત્કુમાર : કપિલ : સપ્તમશ્ચ સનાતન : ॥**

**સપ્તૈતે માનસા : પ્રોક્તા ઋષયો બ્રહ્મણઃ સુતા : ।**
**સ્વયમાગતવિજ્ઞાના નિવૃત્તિં ધર્મમાસ્થિતા : ॥**

**એતે યોગવિદો મુખ્યા : સાંખ્યજ્ઞાનવિશારદા : ।**
**આચાર્યા ધર્મશાસ્ત્રેષુ મોક્ષધર્મપ્રવર્તકા : ॥**

શાન્તિ, ૩૮૦. ૬૭, ૬૮, ૬૯.

પક્ષપાતગર્તામાં પડેલાઓ એમ ન કહી શકે કે આ બધા ઠેકાણે **સાંખ્ય** શબ્દ વેદાંતના જ્ઞાનવાચક અથવા જ્ઞાનીવાચક છે. કેમકે વેદાંતમત અનીશ્વરવાદી આરંભથી જ નથી. જ્યારે સાંખ્યને આપણે આરંભમાં અનીશ્વરવાદી

જાણીએ છીએ. તે લોકો પછીથી ઈશ્વરવાદી થયા હશે એ વસ્તુ પાછળના પ્રમાણોથી જણાય છે. સાંખ્યમતને માટે અનીશ્વરવાદી હોવાનું પ્રમાણ—

**"બહવઃ પુરુષા લોકે સાંખ્યયોગવિચારણે ।**
**નૈતદિચ્છન્તિ પુરુષમેકં કુરુકુલોદ્વહ ॥ શા. ૩૫૦.૨**

વૈશંપાયન કહે છે કે સાંખ્ય વિચારક અને યોગવિચારક એ બન્ને શ્રેણિયોમાંથી કેટલાક લોકો એક પુરુષ–ભગવાનને નથી સ્વીકારતા.

એ જ પર્વના ૩૦૦ અધ્યાયના આરંભમાં જ આ પ્રમાણે શ્લોકો મળે છે–

**સાંખ્યાઃ સાંખ્યં પ્રશંસન્તિ યોગા યોગં દ્વિજાતયઃ ।**
**વદન્તિ કારણં શ્રેષ્ઠં સ્વપક્ષોદ્ભાવનાય તે ॥**

**અનીશ્વરઃ કથં મુચ્યેદિત્યેવં શત્રુકર્ષણ ।**
**વદન્તિ કારણં શ્રેષ્ઠં યોગાઃ સમ્યઙ્મનીષિણઃ ॥**

**વદન્તિ કારણં ચેદં સાંખ્યાઃ સમ્યગ્ દ્વિજાતયઃ ।**
**વિજ્ઞાયેહ ગતીઃ સર્વાઃ વિરક્તો વિષયેષુ ચ ।**

**ઊર્ધ્વં સ્વદેહાત્ સુવ્યક્તં વિમુચ્યેદિતિ નાન્યથા ॥**
**એતદાહુર્મહાપ્રાજ્ઞાઃ સાંખ્યં વૈ મોક્ષદર્શનમ્ ॥**

ભીષ્મપિતામહ યુધિષ્ઠિરને કહે છે કે "સાંખ્યલોકો સાંખ્યમતની પ્રશંસા કરે છે અને યોગી લોકો યોગમતને વખાણે છે. પોતપોતાના પક્ષનું સમર્થન કરવા માટે બન્ને શ્રેષ્ઠ કારણ બતાવે છે. યોગમતાનુયાયિયો કહે છે કે જો ઈશ્વરનો સ્વીકાર ન કરીએ તો મુક્તિ કેવી રીતે મળી શકશે ? આના ઉત્તરમાં સાંખ્યમતાનુયાયિયો કહે છે કે [મુક્તિને માટે ઈશ્વર માનવાની શી જરૂર હોય] આ આખું જગતને જે ઓળખી લે છે અને આ જગતના વિષયોથી વિરક્ત થઈ જાય છે તેઓ જ આ દેહનો ત્યાગ કરીને મુક્તિ મેળવી શકે છે, અન્યથા નહિ.

"અન્યથા નહિ" એ કહેવાનું અહીં એ તાત્પર્ય છે કે તમે ઈશ્વર માનોછો તેથી જ તમને મુક્તિ મળી જશે. એવું તો નથી જ. મુક્તિને માટે તો **વૈરાગ્ય** મુખ્ય વસ્તુ છે. ત્યારે એ વૈરાગ્યને અમે સ્વીકારીએ છીએ. એ જ મુક્તિનું કારણ છે.

એથી આપણે જાણી શકીએ છીએ કે સાંખ્યમતમાં અનીશ્વરવાદનો સ્વીકાર તો છે જ. પણ પછીથી કેટલાક સાંખ્યવાદીઓ ઈશ્વરવાદી બન્યા હશે એમ પણ મહાભારતથી જ જણાય છે. જેમકે :—

**પરમાત્મેતિ યં પ્રાહુઃ સાંખ્યા યોગવિદો જનાઃ ॥**

**શા. ૩૪૦.૨૬**

**ઋગ્વેદે સયજુર્વેદે તથૈવાથર્વસામસુ ।**
**પુરાણે સોપનિષદે તથૈવ જ્યોતિષેઽર્જુન ॥**

**સાંખ્યે ચ યોગેશાસ્ત્રે ચ આયુર્વેદે તથૈવ ચ : ।**
**બહૂનિ મમ નામાનિ કીર્તિતાનિ મહર્ષિભિ : ॥**

હવે આ પ્રકરણને અહીં પુરૂં કરીને, એક આવશ્યક વસ્તુનો વિચાર કરીને આ ગ્રંથને સમાપ્ત કરીશ. આ મારી ગીતાવ્યાખ્યાને સંપૂર્ણ રીતે મનન કર્યા પછી કોઇપણ વિચારક વિદ્વાનને એ જણાયા વગર નહિ રહેશે કે સાંપ્રદાયિક આચાર્યોએ પોતાના વાડાને મજબૂત બનાવવા-માટે ગીતાનો ખૂબ ઉપયોગ કર્યો છે. ઉપયોગ સહેજે થયો નથી. ખૂબ તોડ-મરોડ કરવામાં આવેલ છે. કોઈ કહે છે કે ગીતામાં અદ્વૈતવાદ છે. કોઈ કહે છે વિશિષ્ટાદ્વૈત વાદ છે. કોઈ કહે છે શુદ્ધાદ્વૈતવાદ છે. કોઇ કહે છે દ્વૈતવાદ છે અને કોઇ કહે છે દ્વૈતાદ્વૈતવાદ છે. કોઈ કહે છે કે ગીતાનો ઉપદેશ સંન્યાસીઓને માટે જ છે અને તેથી જ્ઞાન એ ગીતાનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે. કોઈ કહે છે કે ગીતાનો વિષય **કર્મ** છે. કોઈ કહે છે ગીતાનો વિષય ભક્તિ છે. કોઇ કહે છે ગીતાનો વિષય જ્ઞાન-કર્મ-સમુચ્ચય છે. આવી રીતે જુદીજુદી વાતો વિદ્વાનોની લેખનીએ લખી છે. ગીતામાં કયો વાદ છે અદ્વૈત કે વિશિષ્ટાદ્વૈત, એ વસ્તુ તો સહેજે જણાઇ આવે તેમ છે.

ત્યાં કોઈ વાદ નથી. કેવળ વિદ્વાનોના ઉહાપોહ જ્યાંસુધી અને જે દિશામાં પહોંચી શકયો છે તે જ તેનો વાદ થઈ પડયો છે. પણ આપણે તો એ ખાસ વિચારવાનું છે કે ગીતા સંન્યાસિયોને માટે જ છે કે ? ગીતામાં કેવળ જ્ઞાન જ ઉપદેશવામાં આવ્યું છે કે ? અદ્વૈતવાદને અનુસરીને જ જ્ઞાનોપદેશ થયો છે અને તે કેવળ મુમુક્ષુઓને માટે જ કે ? એ પ્રશ્ન અહીં એગત્યનો છે. એનો ઉત્તર બહુ જ સરળ અને સીધો હું આપું છું.

જો ગીતા જ્ઞાનનો ઉપદેશ કેવળ સંન્યાસિયોને માટે જ હોય તો અર્જુન તો સંન્યાસી ન હતો. તેને આ જ્ઞાનનો ઉપદેશ કેમ કરવામાં આવ્યો ? કદાચ તેને મુમુક્ષુ સમજી આ ઉપદેશ કરવામાં આવ્યો, એમ કહીએ તો આ ઉપદેશનું ફળ શું થયું ? શું અર્જુન નિષ્કામભાવે જ મહાભારત યુદ્ધમાં પ્રવૃત્ત થયો ? શું છેવટ સુધી આ જ્ઞાન તેનામાં ટકી રહ્યું ? તે જગતના સંબંધ કે વ્યવહારથી પૃથક રહી શકયો ? એ બધા પ્રશ્નોને જો આપણે વિચારી લઈશું તો ઉપરના મુખ્ય પ્રશ્નનો જવાબ મળી રહેશે. હું સ્પષ્ટ ના પાડું છું. હું કહું છું કે અર્જુન જેમ હતો તેમ જ ગીતોપદેશ સાંભળ્યા પછી પણ રહ્યો છે. એના જીવનમાં કાંઈપણ પરિવર્તન થયું નથી. તેથી એ ગીતા અર્જુનને સંન્યાસી બનાવવાને માટે અથવા તો સંન્યાસિયોને જ લક્ષ્યમાં રાખીને ઉપદેશવામાં આવી છે, એ

વાત નથી. ગીતા અર્જુનને કર્મમાર્ગમાં પ્રવૃત્ત કરાવનારી એક તાત્કાલિક અચ્યર્થ દવા હતી, જેનું સેવન કરીને અર્જુન ફરીથી નાખી દીધેલ ધનુષ–બાણુને ગ્રહણ કરી શકયો હતો. હવે મારી આ વાતને ટેકો આપનારા મહાભારતના તે પ્રસંગને હું અહીં ઉદ્ધૃત કરૂં છું જે મહાભારત યુદ્ધ પછીનો છે.

મહાભારત પુરૂં થયું. યુધિષ્ઠિરને હસ્તિનાપુર અથવા ઇંદ્રપ્રસ્થનું રાજ્ય મળ્યું. હવે તે યુદ્ધની વિતકોને સ્મરણ કરીને રડે છે. પોતાના કૃત્યોને માટે પશ્ચાત્તાપ કરે છે. ત્યાગ કરવાની વાત કરે છે. સંન્યાસ લેવાની પણ વાત કરે છે. ત્યારે અર્જુન શું કહે છે, તે સાંભળીને આપણે અર્જુનને પારખી શકીશું કે ગીતોપદેશથી તેનું મન સંન્યાસી થયું હતું કે સાચો ગૃહસ્થ થયું હતું. તે જગતનો ત્યાગી થયો હતો કે સંગ્રહી થયો હતો. જુઓ ત્યાંના શ્લોકો—

અર્જુન ઉવાચ—

અહો દુઃખમહો કૃચ્છ્રમહો વૈકલબ્યમુત્તમમ્ ।
યત્ કૃત્વા માનુષં કર્મ ત્યજેથાઃ શ્રિયમુત્તમામ્ ॥
શત્રૂન હત્વા મહીં લબ્ધ્વ સ્વધર્મેણોપપાદિતામ્ ।
એવંવિધં કથં સર્વં ત્યજેથા બુદ્ધિલાઘવાત્ ॥
કાપાલીં નૃપ પાપિષ્ઠાં વૃત્તિમાસાદ્ય જીવતઃ ।
સંત્યજ્ય રાજ્યમૃદ્ધં તે લોકોઽયં કિં વદિષ્યતિ ॥

**સર્વારંભાન્‌ પરિત્યજ્ય હતસ્વસ્તિરકિંચનઃ ।**
**કસ્માદાશંસસે ભૈક્ષ્યં કર્તું પ્રાકૃતવત્પ્રભો ॥**

**અસ્મિન્રાજકુલે જાતો જિત્વા કૃત્સ્નાં વસુન્ધરામ્‌ ।**
**ધર્માર્થાવખિલૌ હિત્વા વનં મૌખ્યાર્ત્‌ પ્રતિષ્ઠસે ॥**

આ શ્લોકો વડે અર્જુન જગતનો ત્યાગ કરવા માટે ઉદ્યત થએલ યુધિષ્ઠિરને પડકાર આપે છે. કહે છે કે સામાન્ય મનુષ્ય ન કરી શકે એવું પરાક્રમ કરીને આ **લક્ષ્મી** મેળવીને તમે તેનો ત્યાગ કરો છો, એ ભારે દુઃખની વાત છે." "શત્રુસંહાર કરીને આ પૃથ્વીને પ્રાપ્ત કરીને મૂર્ખતાને લીધે શું કરવા ત્યજો છો? આટલું મોટું સમૃદ્ધ રાજ્યને ત્યજીને જ્યારે તમે અત્યંત ગર્હિત**કાપાલીવૃત્તિ**–સંન્યાસવૃત્તિ ધારણ કરીને જીવન વ્યતીત કરશો તો લોકો શું કહેશે ?" આ બધા કાર્યોને અથવા સામગ્રીને છોડીને, દરિદ્ર થઇને સામાન્ય લોકોની પેઠે ભિક્ષાવૃત્તિની શા માટે તમે ઇચ્છા કરી રહો છો ?" "આ રાજકુલમાં પેદા થયા છો, આખી પૃથ્વીના વિજયી થયા છો, ત્યારે ધર્મ અને અર્થને ત્યજીને મૂર્ખતાને લીધે વન જવાની તૈયારી કરો છો."

એ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે અર્જુનના હૃદયમાં સંન્યાસ ધર્મ માટે કેટલો તુચ્છ ભાવ છે. તે

**જગત્-ત્યાગીને પ્રાકૃતજન** કહે છે. જગત્-ત્યાગ કરનારને **મૂર્ખ** કહે છે. સંન્યાસવૃત્તિને તે **પાપિષ્ઠા** કહે છે. અને અકિંચનતાને ધિક્કારે છે. અને એજ અધ્યાયમાં આગળ ચાલીને તે ધનની ભારે પ્રશંસા કરે છે.

એ જ પ્રસંગમાં ૧૧મા અધ્યાયમાં અર્જુન ફરી યુધિષ્ઠિરને એક કથા સંભળાવે છે. કહે છે કે થોડા બાળકો એક વખત સંન્યાસી થઇ ગયા હતા (**અજાત-શ્મશ્રવો મન્દાઃ કુલે જાતા પ્રવવ્રજુઃ**). તે લોકો એ સંન્યાસમાર્ગને જ ધર્મ સમજીને પિતા અને ભાઈ વગેરેને ત્યજીને જંગલમાં આવ્યા હતા. તેમને જોઈને ઇંદ્ર પક્ષીનું રૂપ ધારણ કરીને તેમની પાસે આવ્યો. વાર્તા થઇ. ઇંદ્ર-પક્ષિયે કહ્યું કે **"અથ યે કર્મ નિન્દન્તો મનુષ્યાઃ કાપથં ગતાઃ । મૂઢાનામર્થહીનાનાં તેષામેનસ્તુ વિદ્યતે ॥"** જે **લોકો કર્મની નિન્દા કરીને સંન્યાસરૂપ કુમાર્ગમાં ગયા તે મૂર્ખાઓ પાપી છે.**

અર્જુન કહે છે કે-

**"તતસ્તે તદ્વચ : શ્રુત્વા ધર્માર્થસહિતં હિતમ્
ઉત્સૃજ્ય નાસ્તીતિ ગતા ગાર્હસ્થ્યં સમુપાસ્થિતા ઃ॥"**

તે પક્ષીના એવા અને બીજા વચનો સાંભળીને તે બાળકો ફરીથી ગૃહસ્થાશ્રમી થઈ ગયા.

જે અર્જુનને સંન્યાસાશ્રમ માટે એટલું જ માન છે તેને સંન્યાસી સમજવામાં તો ભૂલ જ થઈ છે. તે સંન્યાસીની સ્થિતિમાં હતો એ કહેવું પણ ભૂલભરેલું જ છે. એ બધી વાતો પક્ષીના વચન ઉપરથી સ્પષ્ટ થાય છે.

શાંતિપર્વમાં ૧૫મા અધ્યાયમાં અર્જુન સંન્યાસિયોને કુવાચ્ય બોલતો જણાય છે.

**વિનીતક્રોધહર્ષા હિ મન્દા વનમુપાશ્રિતા : ।**
**વિના વધં ન કુર્વન્તિ તાપસાઃ પ્રાણયાપનમ્ ॥**

**ગ્રામાન્નિષ્ક્રમ્ય મુનયો વિગતક્રોધમત્સરાઃ ।**
**વને કુટુંબધર્માણો દૃશ્યન્તે પરિમોહિતાઃ ॥**

તે કહે છે કે "મૂર્ખ લોકો ક્રોધ અને હર્ષને જીતીને જંગલમાં જાય છે. ત્યાં તપસ્વી બને છે. પણ પ્રાણિ–વધ કર્યા વિના તો તેઓ પ્રાણનિર્વાહ નથી કરી શકતા." "એ મુનિ લોકો ગામથી નીકળીને જંગલમાં જાય છે. ક્રોધ અને અદેખાઈનો ત્યાગ કરે છે. પણ એ ફરીથી મોહ પામે છે અને ત્યાં જ કુટુંબધર્મી બની જાય છે."

આવી રીતે જે અર્જુન સંન્યાસમાર્ગનો ખેદજનક ઉપહાસ કરી રહ્યો છે અને તે પણ ગીતાના શ્રવણ કર્યા પછી આ બધું બોલે છે. ત્યારે કેમ કહી શકાય કે આ

ગીતા સંન્યાસિઓ અને જ્ઞાનિયોને માટે જ છે-ગૃહસ્થોને માટે નથી ?

હું કહું છું કે અર્જુનને સાચો ગૃહસ્થ અને કર્મી બનાવવાને માટે જ ગીતાનો ઉપદેશ છે. અને તે એ જ પ્રકરણમાં સ્પષ્ટ જણાઈ આવે છે. યુધિષ્ઠિરને સમજાવતા તે બોલે છે કે:-

" યજ દેહિ પ્રજા રક્ષ ધર્મં સમનુપાલય ।
અમિત્રાન્ જહિ કૈન્તેય મિત્રાણિ પરિપાલય ॥

મા ચ તે નિઘ્નત : શત્રૂન્ મન્યુર્ભવતુ પાર્થિવ ।
ન તત્ર કિલ્બિષં કિંચિત્ કર્તુર્ભવતિ ભારત ॥

આતતાયી હિ યો હન્યાદાતતાયિનમાગતમ્ ।
ન તેન ભ્રૂણહા સ સ્યાન્મન્યુસ્તન્મન્યુમૃચ્છતિ ॥

અવધ્ય : સર્વભૂતાનામન્તરાત્મા ન સંશય : ।
અવધ્યે આત્મનિ કથં વધ્યો ભવતિ કસ્યચિત્ ॥

યથા હિ પુરુષ : શાલાં પુન : સંપ્રવિશેન્નવામ્ ।
એવં જીવ : શરીરાણિ તાનિ તાનિ પ્રપદ્યતે ॥

દેહાન્ પુરાણાનુત્સૃજ્ય નવાન્ સંપ્રતિપદ્યતે ।
એવં મૃત્યુમુખાન્યાહુર્જના યે તત્ત્વદર્શિન : ॥ "

એ બધા શ્લોકોમાં, ગીતાના બીજા અધ્યાયમાં ભગવાને જે ઉપદેશ કર્યો તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

શાંતિપર્વમાં ૧૮ મા અધ્યાયમાં અર્જુન જનકરાજાની વાત કરે છે. કહે છે કે–"**ધનાન્યપત્યં દારાંશ્ચ રત્નાનિ વિવિધાનિ ચ । પન્થાનં પાવકં હિત્વા જનકો મૌણ્ડયમાસ્થિતઃ ॥**" "ઘરબાર છોડીને જનક રાજા મુંડ મુંડાવીને બેઠો. તેની સ્ત્રી તેને સમજાવવા લાગી. તે સ્ત્રીના મુખથી નીકળેલા શબ્દોને અર્જુન આવી રીતે યુધિષ્ઠિરને સંભળાવે છે–

**ત્યાગાન્ન ભિક્ષુકં વિદ્યાન્ન મૌણ્ડયાન્ન ચ યાચનાત્ ।**
**ઋજુસ્તુ યોર્થં ત્યજતિ તં સુખં વિદ્ધિ ભિક્ષુકમ્ ॥**

**પરિવ્રજન્તિ દાનાર્થં મુણ્ડાઃ કાષાસવાસસઃ ।**
**સિતા બહુવિધૈઃ પાશૈઃ સંચિન્વન્તો વૃથામિષમ્ ॥**

**ત્રયીં ચ નામ વાર્તાં ચ ત્યક્ત્વા પુત્રાન્ વ્રજન્તિ યે ।**
**ત્રિવિષ્ટબ્ધં ચ વાસશ્ચ પ્રતિગૃહ્ણન્ત્યબુદ્ધયઃ ॥**

**અનિષ્કષાયે કાષાયમીહાર્થમિતિ વિદ્ધિ તમ્ ।**
**ધર્મધ્વજાનાં મુણ્ડાનાં કૃતાર્થમિતિ મે મતિઃ ॥**

અર્જુન કહે છે કે "ત્યાગ લેવાથી કે મુંડ મુંડાવ્યાથી કે ભીખ માંગવાથી કોઈને સંન્યાસી નથી સમજવાનો."

"દાન લેવાને માટે બધા મુંડ મુંડાવે છે અને ભગવાં કપડાં પહેરે છે. એના અંદરમાં તો ખુબ કૂડકપટ હોય છે અને દુનિયાની બધી વસ્તુઓનો તેઓ સંગ્રહ કરે છે." "તે મૂર્ખ છે જે વેદાદિશાસ્ત્રોને મુકીને સંન્યાસીનો ભેખ લે છે." "હૃદયમા બધા કષાયો-મળો ભર્યા છે છતાં તેઓ સ્વાર્થસિદ્ધિને માટે જ ભગવાકપડાં પહેરે છે. તે બધા ધર્મધ્વજ છે-પાંખડીઓ છે. આવો મારો અભિપ્રાય છે."

જે અર્જુન આવા વચન યુધિષ્ઠિરને સંભળાવી શકે છે તે કયા પ્રકારનો સંન્યાસી છે તે તો ભગવાન જ જાણે.

એમાં જરા ય સંદેહ નહી કે ગીતા કેવળ સંન્યાસિ-યોને માટે નથી. તે મનુષ્યમાત્રને માટે છે. જે મનુષ્ય તેના ઉપદેશ પ્રમાણે અનુસરશે તે જરૂર અનંત કલ્યાણને મેળવશે. ॥૭૨॥

ઈતિશ્રી વેદોપનિષદ્ભાષ્યકાર-બ્રહ્મનિષ્ઠસ્વામિશ્રી ભગવદા-
ચાર્યપ્રણીતાયાં ગીતાભૂષણવ્યાખ્યાયાં દ્વિતીયોઽધ્યાયઃ

ॐ भगवदर्पणमस्तु



